સ્વ રામલાલ ચુનીલાલ

# લેખ સંગ્રહ.



લેખક —

સ્વ. રામલાલ ચુનીલાલ [illegible]



સંપાદક —

પુરૂષોત્તમદાસ ભીખાભાઈ [illegible]

[illegible] બી એ એલએલ બી વકીલ

પાટણ.

ડો ભોગીલાલ જ. સાંડેસરા

એમ એ પીએચ ડી

અધ્યક્ષ, ગુજરાતી વિભાગ,

મ સ વિશ્વ વિદ્યાલય—વડોદરા.

એમની પ્રસ્તાવના સહિત

પ્રકાશક:—
પુરૂષોતમદાસ ભીખાભાઈ શાહ
બી. એ. એલએલ. બી. વકીલ.
ખાપગગાની પોળ
સુખડીવટ
પાટણ. (ઉ. ગુ.)

આવૃત્તિ પહેલી
પ્રત ૫૦૦

વિ સં. ૨૦૦૯
ઇ સ ૧૯૫૩

મૂલ્ય રૂપિયા બે

પ્રાપ્તિ સ્થાન—
પુરૂષોતમદાસ ભીખાભાઇ શાહ.
ખાપગરાની પોળ—પાટણ.

મુદ્રક—
નટવરલાલ નાનાલાલ પરીખ
મહેશ આર્ટ પ્રિન્ટરી—પાટણ.

# અર્પણ

卐

જે જ્ઞાતિજનોના ઉમળકાભર્યા સહકારને કારણે આ ગ્રન્થનું પ્રકાશન થઈ શક્યું છે. તે સૌ જ્ઞાતિજનોને,

# અનુક્રમ.

નં. વિષય





# બે બોલ

સ્વ. રામલાલ મોદી પાટણના વતની અને અમારી જ્ઞાતિના હતા ગુજરાતી પ્રાચીન સાહિત્યના સંશોધનમા તેમણે કીમતી ફાળો આપ્યો છે પણ અમે તેમની વિદ્વત્તાની કદર તેમના જીવતા ન કરી શક્યા અરે! કદરની વાત ક્યા કરવી! તેમની વિદ્વત્તાને પૂરી જાણી કે જોઈ પણ ન શક્યા

તેમના અવસાન સમયે તેઓ રાજકોટ પોતાના ભાણેજ શ્રી કાન્તિલાલ પરીખને ત્યા હતા તેમના દુખપૂર્ણ અવસાનના સમાચાર પાટણ આવ્યા ત્યારે મારા જ્ઞાતિબધુ વડોદરા-નિવાસી શ્રી. મગનલાલ દલાલ પાટણમા Stc BT ની પરીક્ષા લેવા આવેલા તેઓ મારે ત્યા હતા તેમણ કહ્યું "આપણે રામલાલ મોદી માટે કઈ કરવુ જોઈએ" મે કહ્યુ "જરૂર કરવુ જોઈએ"

ત્યાર બાદ અમારા જ્ઞાતિમાસિકમા મે સ્વ મોદી સબધમા દોઢ વર્ષ સુધી સતત લેખો લખ્યા ઘણા જ્ઞાતિજનો સાથે રૂબરુ વાતચીત કરી દરેકે સમતિ આપી કે આપણે કાઈક કરવુ જોઈએ પણ પ્રશ્ન એ હતો કે શુ કરવુ અને કોણ કરે?

છેવટે વધુ વિલબ કરવો એ ઠીક નથી એમ નક્કી કરી સવત ૨૦૦૭ના કાર્તક-માગશરના અમારા જ્ઞાતિમાસિકમા મે આ પ્રમાણેની યોજના જાહેર કરી સ્વ મોદી સ્મારક ગ્રથ ફાળો જ્ઞાતિમાથી એકઠો કરવો, તેમાથી ઓછામા ઓછા રૂા ૭૦૧) ની થેલી તેમના કુટુબને અર્પવી, તેમના લેખોમાથી પસદ કરીને એક ગ્રથ બહાર પાડવો

અને મારે સહર્ષ કબૂલ કરવુ જોઈએ કે મારા જ્ઞાતિબધુઓએ ઉમળકાભેર આ યોજનામા મને સહકાર આપ્યો છે જ્યા જ્યા મે પત્ર લખ્યા ત્યા ત્યાથી ફાળો મળ્યો એટલુજ નહી ઉત્સાહ પ્રેરક જવાબો પણ મળ્યા કાઈને આગ્રહ કે દબાણ કરવુ નથી પડયુ ઉલટ ટલાક

જ્ઞાતિજનો તો સામે આવીને ફાળો આપી ગયા છે. એટલા માટે તો અમે રૂા. ૭૦૧)ને બદલે રૂા. ૧૧૦૧) નીથેલી આપી શકવા ભાગ્યશાળી થયા છીએ. આ રીતે ગ્રંથ પ્રકાશનનો સર્વ પ્રથમ યશ જ્ઞાતિબંધુઓના સહકારને ફાળે જાય છે. ફાળો ઉઘરાવવાના કાર્યમાં પાટણના મારા જ્ઞાતી બંધુ શ્રી. રસિકલાલ જ. પરીખે ખૂબ જહેમત ઉઠાવી છે. તેમનો મારે આ સ્થળે આભાર માનવો ઘટે.

આ ગ્રંથ પ્રકાશનના કાર્યમા પહેલેથી છેલ્લે સુધી ગૂજરાતના જાણીતા વિદ્વાન અને મારા મિત્ર ડો. ભોગીલાલ જ. સાંડેસરાની મદદ મળી છે. તેઓ પાટણના વતની છે. સ્વ. મોદી માટે તેમના દિલમાં આદરભર્યું સ્થાન છે. તેમનાજ પ્રમુખપદે પાટણ હાઈસ્કૂલમાં તા. ૧૦-૪-૫૦ ના રોજ સ્વ. મોદીના તૈલ–ચિત્રની અનાવરણ વિધિ થઈ હતી. આ ગ્રંથના લેખોની પસંદગી તેમણે કરી છે. તેમણે શ્રી. કે. કા. શાસ્ત્રી પર ભલામણ લખી ગૂજરાત વિદ્યાસભાના પુસ્તકાલયમાંથી સ્વ. મોદીના કેટલાક લેખોની નકલો કરાવી આપી છે. શુદ્ધિપત્રક તેમણે તૈયાર કરાવી આપ્યું છે. તેમજ આ ગ્રંથની વિદ્વત્તાભરી પ્રસ્તાવના પણ તેમણે લખી આપી છે. તેમના સહકાર વગર આ ગ્રંથનુ પ્રકાશન ખુબજ મુશ્કેલી ભર્યું બન્યુ હોત.

આ ગ્રંથમાં મુદ્રણની અને જોડણીની ઘણી ભુલો રહી જવા પામી છે. એ કારણે જે અપજશ મળે તેની જવાબદારી મારી છે. એક તો પ્રેસ નવું અને હું પણ આ વિષયમા બિનઅધિકારી; વળી સ્વ. મોદીએ ઘણાં વર્ષો પહેલા લખેલા લેખોમાંની મૂળ જોડણીને વફાદાર રહેવા પ્રયત્ન કર્યો છે તેથી જોડણીના પ્રદેશમાં અરાજકતા વ્યાપેલી વિદ્વાનોને જણાય એ સ્વાભાવિક છે. ઉપરાંત આ ગ્રંથને તૈયાર થતાં ચાર છ મહિનાનો ગાળો ગયો તેમા છપાયેલાં પાનાં ઉપર ચોમાસાની હવા ફરી ગઈ; તે કારણે કેટલાંક પાનાંઓમાં શાહીનો ફેલાવો થયો છે અને મુદ્રણ બગડયું છે.

આ બધા કારણોને લીધે આ ગ્રંથને શરૂ કરતા જે આશા રાખી હતી તે ફળી નથી એટલે આ ગ્રંથ આ સ્વરૂપમા ગૂજરાતના વિદ્વાનોના હાથમા મૂકતા સંકોચ થાય એ સ્વાભાવિક છે છતા આમ જ્ઞાતિજનોના આ નમ્ર અર્ધ્યને જાહેરમા મૂકવાની હિંમત તો એક શ્રદ્ધાથી કરી કે ઉપરથી દેખાતા આ મેલા ઘેલા કલેવરની ભીતરમા એક સામર્થ્યવાન આત્મા—સ્વ મોદીના સત્વશાળી લેખોનો—વિરાજી રહ્યો કે ગૂજરાતના વિદ્વાનો કલેવરના ગગઢગ તરફ દુર્લક્ષ કરશે અને એની નીચેના ઓજસ્વી આત્માને અવલોકશે એવી આશા છે

વળી એક બીજુ પણ કારણ કે ભવિષ્યમા ગૂજરાતની કોઈ માતબર સાહિત્ય સંસ્થા, અગર તો કોઈ સાધન સંપન્ન સાહિત્ય પ્રેમી સ્વ મોદીના લેખોનુ સંશોધન કાર્ય શરૂ કરે અથવા તો તેમના બીજા લેખોને પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવાનુ ધારે તો આ પુસ્તક, બીજુ કાઈ નહી તો, પાયાની ગરજ સારશે, એવી નમ્ર શ્રદ્ધા છે

તા ૧-૫-૧૯૫૩ —સંપાદક



કર્યો અને એમનાં કેટલાંક પુસ્તકો, એમ. એ. ની ગુજરાતીની પરીક્ષામાં પણ પાઠ્ય પુસ્તક તરીકે નિયત થયાં. એમના સંશોધન કાર્યનો પ્રારંભ ઈ. સ. ૧૯૦૯ માં થયો, લગભગ ચાલીસ વર્ષ સુધી તેમણે પોતાનાં લખાણોદ્વારા ગુજરાતી સાહિત્યની સેવા કરી અને એક પીઢ પુરાતત્ત્વવિદ્ તરીકે પ્રસિદ્ધ થયા. જે સંસ્થાને તેમણે વર્ષો સુધી સેવા આપી હતી એ પાટણ હાઈસ્કૂલમાં એમના તૈલચિત્રનું અનાવરણ કરવાનો તથા સૂરતની નર્મદ સાહિત્ય સભાએ ઉત્તમ સંશોધન કાર્ય માટે એમને મરણોત્તર વિધિએ આપેલો નર્મદ સુવર્ણચંદ્રક એમના કુટુંબ વતી સ્વીકારવાનો પ્રસંગ મને મળ્યો હતો તથા એમનાં લખાણોના એક વાચક અને અભ્યાસી તરીકે એમના થોડાક ચુંટેલા લેખોના આ સંગ્રહની પ્રસ્તાવના લખવાનો અવસર મળ્યો છે એને એ સદ્ગત વડીલનું શ્રાદ્ધ કરવાનો પ્રસંગ મને મળ્યો હોય એમ સમજુ છું અને એ માટે ધન્યતા અનુભવુ છું

સદ્ગત રામલાલભાઈએ કેટલાક ગ્રંથો ઉપરાંત આશરે ૧૫૦ જેટલા સંશોધનાત્મક લેખો (મોટે ભાગે ગુજરાતીમાં અને થોડાક અંગ્રેજીમાં) લખ્યા હતા. એમાંના ૫૦ કરતાં વધારે લેખોને આજે પણ ગ્રંથસ્થ કરીને સુલભ બનાવવા જેવા છે એ કાર્ય ઘણું ખર્ચાળ હોઈ એકદમ બની શકે એવું નથી. આથી એમના સ્મારકરૂપે કેટલાક વિશિષ્ટ લેખોનો આ સંગ્રહ પ્રસિદ્ધ થાય છે એ પણ અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓની નવી પેઢીને એમના કાર્યની વિશિષ્ટતાઓનો પરિચય આપવા માટે પુરતો થઇ પડે એવો છે.

અંગત પરિચયથી હું જાણું છું કે સદ્ગત રામલાલભાઈનું વાચન ઘણું વિશાળ હતું. સંસ્કૃત, અંગ્રેજી, હિન્દી, મરાઠી અને પ્રાચીનથી માંડી અદ્યતન સાહિત્યના અનેક વિષયનાં પુસ્તકો તેઓ ઘણા રસથી વાંચતા. બંગાળીનું પણ ખપ પૂરતું જ્ઞાન એમને હતું. એમના મંત્રીપદ નીચે પાટણના શ્રીમંત ફત્તેહસિંહરાવ પુસ્તકાલયનો ગ્રંથસંગ્રહ ઘણો સમૃદ્ધ

થયો હતો, અને અમદાવાદમાં સંશોધનકાર્ય કરતા મારા મિત્રોને જોઈતાં કેટલાંક દુર્લભ પુસ્તકો મેં પાટણના એ પુસ્તકાલયમાંથી મંગાવી આપ્યાં હતાં. પણ રામલાલભાઈનું લેખન મુખ્યત્વે બે વિષય ઉપર હતું-ગુજરાતનો ઇતિહાસ અને જૂનું ગુજરાતી સાહિત્ય. એમના વિશાળ વાચન અને પરિશીલનનો પ્રકાશ આ બંને વિષયો પર પડવાને કારણે એમનાં સંશોધનાત્મક લખાણો હમેશાં સંક્ષિપ્ત મુદ્દાસરનાં, વિદ્વત્તાના આડંબરથી રહિત અને પ્રમાણ ગુણવાળાં જોવામાં આવે છે. 'ભાલણ'નું એમનું ચરિત્ર ગુજરાતીમાં લખાયેલા પ્રાચીન કવિચરિતનો ઉત્તમ નમૂનો છે. ભાલણકૃત 'નળાખ્યાન'નું તથા જુદા જુદા ત્રણ કવિરચિત 'જાલંધર આખ્યાન'નું સંપાદન શાસ્ત્રીય સંપાદનકાર્યના સુંદર ઉદાહરણો છે. આપણા સુપ્રસિદ્ધ વિદ્વાન અને વિવેચક સદ્ગત પ્રો. બળવંતરાય ક. ઠાકોરે 'બુદ્ધિપ્રકાશ'માં 'જાલંધર આખ્યાન'નું લગભગ પચીસ પૃષ્ઠનું વિસ્તૃત અવલોકન લખીને એમના સંપાદન કાર્યનું યોગ્ય મૂલ્યાંકન કર્યું હતું. 'ભાલણ, ઉદ્ધવ અને ભીમ' તથા 'સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ' જેવાં પુસ્તકો ઐતિહાસિક મીમાંસા તથા ઇતિહાસની વીગતોના શાસ્ત્રીય સંકલનના ગણનાપાત્ર પ્રયાસો છે. સંસ્કૃત 'વાયુપુરાણ'ના (વાયડા વણિકો અને બ્રાહ્મણોનું જ્ઞાતિપુરાણ— અઢાર પુરાણો પૈકીના 'વાયુપુરાણ'થી ભિન્ન) સંપાદન તથા એની ઐતિહાસિક પ્રસ્તાવના દ્વારા એમણે પોતાની જ્ઞાતિનો સામાજિક અને ધાર્મિક ઇતિહાસ આલેખ્યો છે. 'મુઘલ રાજ્યવ્યવસ્થા' એ તેમનું પુસ્તક સર જદુનાથ સરકાર કૃત Mughal Administrationનો અનુવાદ હોવા છતાં રાજ્યવ્યવસ્થાની પરિભાષા વિષે ગુજરાતીમાં વિચારવાના પ્રયાસ તરીકે અગત્યનો છે.

હવે આ પુસ્તકમાંના લેખો જોઈએ. એમાંના પ્રત્યેક લેખ પુરાતત્ત્વના ક્ષેત્રમાં કાંઈ ને કાંઈ પ્રમાણમાં મૌલિક ચિન્તનનો નમૂનો છે એમ કહેવામાં અત્યુક્તિ નથી. એમાંના કેટલાક લેખોમાંનાં વિધાનો કે

અનુમાનો હવે સ્વીકાર્ય થાય કે ન થાય, તો પણ લેખકનું માનસ સત્યની શોધ માટેનો જે બુદ્ધિયુક્ત પુરુષાર્થ કરે છે એ માટે માન થયા વિના રહેતું નથી.

પહેલાં એમાંના ઈતિહાસવિષયક લેખો લઈએ. એકાદ અપવાદ સિવાયના લગભગ બધા જ લેખો ગુજરાતના સોલંકી યુગના ઇતિહાસ વિષેના છે. લેખક સોલંકી ઇતિહાસના એક તજ્જ્ઞ છે અને એની તમામ કેડીઓમાં તેઓ અકુતોભય વિહરી શકે છે. આ પુસ્તકને પાને પાનેથી એ વસ્તુનો પુરાવો મળે તેમ છે.

પહેલો જ લેખ 'સહસ્રલિંગ સરોવરની યોજના'માં શ્રી. કનૈયાલાલ દવેને મળેલા 'સરસ્વતીપુરાણ'ને આધારે સિદ્ધરાજના એ ગુજરાત-પ્રસિદ્ધ સરોવરની યોજના (પ્લાન) રજુ કરવામાં આવેલ છે. આ લેખ ઈ. સ. ૧૯૩૬માં અમદાવાદમાં મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે મળેલા ૧૨ મા ગુજરાતી સાહિત્ય સમેલનમાં રજુ થયો હતો અને વડોદરા રાજ્યના પુરાતત્ત્વ ખાતા તરફથી પાટણમાં સહસ્રલિંગનું મુખ્ય ખોદકામ ત્યારપછી થયું હતુ, છતાં રામલાલભાઇએ સાહિત્યિક પ્રમાણને આધારે કલ્પેલી યોજના, ઉત્ખનનને પરિણામે જણાયેલી પ્રત્યક્ષ યોજનાથી ખાસ ભિન્ન નથી એ નોંધપાત્ર છે.

'શ્રીહેમચંદ્રાચાર્યઃ ઇતિહાસકાર' એ નિબંધમાં લેખક 'દ્વયાશ્રય' કાવ્ય દ્વારા મૂળરાજ સોલંકીથી માંડી કુમારપાલ સુધીનો ગુજરાતનો ઈતિહાસ આલેખનાર આચાર્ય હેમચન્દ્રનું ઈતિહાસકાર તરીકે મૂલ્યાંકન કરે છે. 'ચાવડાઓની વંશાવલી' એ લેખ ગુજરાતના ઐતિહાસિક સાહિત્યમાં ઘણો અગત્યનો છે, કેમ કે જેને માટે ઘણી પરસ્પરવિરોધી સાલવારી મળે છે તથા જેને માટે સમકાલીન ઐતિહાસિક સાધનો ઉપલબ્ધ નથી એવા એ વંશની રાજાવલી તથા સમયાનુક્રમ તેમણે લગભગ નિશ્ચિત કરી આપેલ છે તથા ત્યારપછીની એ વિષયની સર્વ ઐતિહાસિક ચર્ચાઓમાં વિદ્વાનોએ ભૂમિકારૂપે એ સ્વીકારેલી છે. મૂળ

કર્ણ સોલંકીના સમયમાં ગુજરાતમાં આવનાર અને જેની સંસ્કૃત નાટિકા 'કર્ણસુન્દરી' શાંતુ મહેતના આશ્રયથી પાટણમાં ભજવાઈ હતી એ કાશ્મીરી કવિ બિલ્હણનો વૃત્તાન્ત 'વિદ્યાપતિ બિલ્હણ' એ લેખમાં છે. તથા મોઢ બ્રાહ્મણો અને વણિકોના જ્ઞાતિપુરાણ 'ધર્મારણ્ય'ના ઐતિહાસિક મીમાંસા 'ધર્મારણ્યમાં ઐતિહાસિક તત્ત્વ' એ લેખમાં છે. 'સાહિત્ય પરિષદ અને પુરાતન વસ્તુસંરક્ષણ'માં પુરાતન કલા અને ઇતિહાસના સમુદ્ધાર માટે અગત્યનાં સૂચનો છે.

'વાર્તાઓમાં ઇતિહાસનો વિપર્યાસ' એ નિબંધ લેખકની સૂક્ષ્મ પર્યેષણ શક્તિનો નમૂનો છે. ગુજરાતના કેટલાક સુપ્રસિદ્ધ વાર્તાકારોના ઐતિહાસિક વાર્તાઓમાં સ્થળ, કાળ અને બીજી વીગતોનો જે વિલક્ષણ અને ક્વચિત્ હાસ્યજનક વિપર્યાસ થયો છે એ પ્રત્યે એમણે ધ્યાન દોર્યું છે. ઐતિહાસિક વાર્તાઓમાં સર્જકની કલ્પનાને ઘણો અવકાશ છે એનો લેખકને પૂરેપૂરો ખ્યાલ છે. પણ સામાન્ય વાચકોને મન ઐતિહાસિક વાર્તા એ કેવળ વાર્તા હોવા ઉપરાંત ઇતિહાસ પણ છે એ દૃષ્ટિએ એ પ્રકારનાં સર્જનોના ભયસ્થાન પ્રત્યે તેઓ ધ્યાન દોરે છે. એ લેખના ઉપસંહારમાં તેઓ યોગ્ય રીતે જ કહે છે, "ઉપર જે જે વાર્તાઓના નિર્દેશ કરવામાં આવ્યા છે તેમાંના ઘણીખરી રસ, કલા, વસ્તુવિધાન આદિની દૃષ્ટિએ ઉચ્ચ પ્રકારની છે, ગુજરાતી ભાષાના શણગાર રૂપ છે અને સાહિત્યમાં અમર થવાને સરજાયેલી છે. અને તેમ હોવાથી જ આ વિવેચનમાં તેમને સ્થાન આપવામાં આવ્યું છે. સાધારણ કોટિની નવલકથાઓને ગણનામાં લીધી નથી. અત્યારે ગુજરાતી ઐતિહાસિક વાર્તાઓનું વસ્તુ ઇતિહાસના તત્ત્વથી છૂટું પડી ગયું છે અથવા તે વિપરીત દિશામાં વહે છે. એ બન્નેનો સુમેળ સંધાય એ જ અભિલાષા છે." (પૃ. ૧૫૮)

આ પછીના લેખો જૂના ગુજરાતી સાહિત્યના કેટલાક પ્રશ્નોને અનુલક્ષીને છે. 'ભાલણ અને ભીમ ઉપર થોડોક પ્રકાશ' એ વિસ્તૃત

લેખમાં, ૧૯૧૯માં ભાલણનું ચરિત્ર લખ્યા પછી બદલાયેલા એ વિષેના પોતાના વિચાર કર્તાએ રજૂ કર્યા છે તથા 'હરિલીલા ષોડશકલા'ના સંપાદનની પ્રસ્તાવનામાં શ્રી અંબાલાલ જાનીએ ભીમ કવિ તથા એના વતન આદિ વિષે કરેલી ચર્ચાની સમર્થ સાધક બાધક મીમાંસા કરી છે. 'ભાલણનું વતન અને તેનું ઓરંગાબાદગમન' એ લેખમાં રામલાલભાઈ જણાવે છે કે ભાલણ ઓરંગાબાદ ગયો હોવાની જે વાત શ્રી નારાયણભારતી ગોસાઈએ નોંધી છે તે માનવા લાયક નથી, કેમકે એ શહેર નું ભાલણના સમયમાં અસ્તિત્વ જ નહોતું!

પ્રેમાનંદનું શિષ્યમંડળ' એ 'ગુજરાતી' સાપ્તાહિકના એક દીપોત્સવી અંકમાં 'શંકુ' ઉપનામથી લખાયેલો નિબંધ છે. એ પછી પ્રેમાનંદના શિષ્યમંડળ વિષે તથા એની અને એના કહેવાતા શિષ્યોની સંદિગ્ધ કૃતિઓ વિષે સંખ્યાબંધ લેખો અને કેટલાક ગ્રન્થો લખાયા છે. અલબત્ત, રામલાલભાઈના ઉક્ત લેખ લખાયો તે પૂર્વે કેટલાક વિવેચક વિદ્વાનોએ પ્રેમાનંદના શિષ્યમંડળના અસ્તિત્વ વિષે શંકા તો ઉઠાવી હતી, પરન્તુ જેમ શ્રી નરસિંહરાવ 'પ્રેમાનંદના નાટકો (?)' એ નિબંધ દ્વારા પ્રેમાનંદના કહેવાતા નાટકોનું અર્વાચીનત્વ સિદ્ધ કરી દીધું તેમ પ્રેમાનંદનું શિષ્યમંડળ' એ લેખ દ્વારા રામલાલભાઈએ એવા કોઈ મંડળનું અનસ્તિત્વ પહેલી વાર સપ્રમાણ પુરવાર કરી આપ્યું છે અને ત્યાર પછી આ મુદ્દાની બધી ચર્ચામાં આ લેખનો મુખ્ય આધાર લેવાયો છે, એ જ એમાં રહેલી દલીલોની મૌલિકતા પુરવાર કરવાને બસ થશે.

આ મ આ સંગ્રહમાંનો લગભગ પ્રત્યેક લેખ* કર્તાની સંશોધન-

---

* 'રામાયણનો સમય' એ લેખ (વડોદરા સાહિત્ય સભાએ પ્રગટ કરેલ 'કવિ નાકર' એ ગ્રન્થમાં છપાયેલો) જો કે આ સંગ્રહમાં લઈ શકાયો નથી, પણ રામલાલભાઈની સંશોધક દૃષ્ટિનો એ એક સારો નમૂનો છે. ગુજરાતમાં જૂના ગ્રન્થોનું સંશોધન શરૂ થયું ત્યારથી પ્રેમાનંદ

દૃષ્ટિની મૌલિકતાનો પુરાવો આપી રહે છે. સદ્‌ગત રામલાલભાઈ જીવનમાં જે પરિસ્થિતિમાં મુકાયેલા હતા એ જોતાં જે પાછળ કેટલાં યે વર્ષોનો સતત શ્રમ ખર્ચવો પડે એવા ગ્રન્થો તૈયાર કરવાની અનુકૂળતા એમને મળી શકે એમ નહોતું. પણ એ પરિસ્થિતિમાં યે તેમણે પુસ્તકો તેમ જ લેખોરૂપે જે આપ્યું એ પ્રમાણ દૃષ્ટિએ તેમ જ ગુણવત્તાની દૃષ્ટિએ કંઈ ઓછું નથી. પ્રમાણની વાત બાજુએ મૂકીએ તો પણ કોઈ વિષયના જ્ઞાનની મર્યાદાને એક ડગલું પણ આગળ લઈ જાય એ પ્રકારના કાર્યને વિદ્યાવિસ્તારનું સાચું કાર્ય ગણીએ તો એમનાં સંખ્યાબંધ પુસ્તકો તેમ જ આ સંગ્રહમાંના લગભગ બધા જ લેખો એ દૃષ્ટિએ સ્મરણીય છે. 'ચાવડાઓની વંશાવલી' અને 'પ્રેમાનંદનું શિષ્યમંડળ' જેવા લેખો ઇતિહાસ કે સાહિત્યના તે તે પ્રશ્નોની છણાવટમાં એક નવા પ્રસ્થાનરૂપ છે, એ આપણે જોયું છે.

સંશોધનનાં સાધન અને સગવડ અપર્યાપ્ત હોવા છતાં આવું ઉપયોગી કામ કરનાર વિદ્વાનના જીવનકાર્ય પ્રત્યે ધ્યાન દોરવામાં આ સંગ્રહ નિમિત્ત બને એવી આશા રાખું છું.

'અધ્યાપક નિવાસ',
પ્રતાપગંજ,
**વડોદરા**
તા. ૨–૧૨–૧૯૫૨

**ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા**

---

અને શામળના ઝઘડાની વાત પ્રચલિત થઈ હતી એનો નિરાસ, શામળ પ્રેમાનંદનો સમકાલીન નહોતો એમ બહુ કુશળતાથી અને લાઘવથી પુરવાર કરીને, લેખકે એમાં આણી દીધો છે.

# સ્વ. રામલાલ ચુનીલાલ મોદી.



જન્મ:—

. ૧૯૪૬ શ્રાવણ સુદ ૭

અવસાન:—

સ. ૨૦૦૫ ચૈત્ર સુદ ૧૨

# સ્વ રામલાલ ચુનીલાલ મોદીનો ટૂંક પરિચય

તેઓ પાટણના વતની અને જ્ઞાતિએ દશા વાયડા વણિક કોમના હતા તેમનો જન્મ સંવત ૧૯૪૬ ના શ્રાવણ સુદ ૭ ના રોજ થયો હતો તેમના પિતાનુ નામ ચુનીલાલ નગીનદાસ અને માતાનુ નામ બાઇ જડાવ હતુ તેમના મામા પોતાની પરમ વૈષ્ણવતા માટે ગુજરાતમા જાણીતા થયેલા કેશવલાલ ઇશ્વરદાસ હતા એમના ધાર્મિક વિચારો ઉપર તેમની ઊંડી અસર હતી

સ્વ મોદીએ બધુ શિક્ષણ પાટણમા લીધુ હતુ તેમણે સન ૧૯૦૮ મા પાટણ હાઈસ્કૂલમાથી મેટ્રિક્યુલેશન અને સ્કૂલ ફાઇનલની પરીક્ષાઓ પાસ કરી હતી તે પછી તેઓ વડોદરા રાજ્યના કેળવણી ખાતામા જોડાયા હતા થોડા વર્ષ તેઓ ઊંઝા અને ચાણસ્માની મીડલ સ્કૂલમા હેડમાસ્તર હતા પછીથી તેઓ પાટણ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા અને છેક મૃત્યુપર્યંત એ જગ્યાએ હતા તેઓ પોતાના જ્ઞાતિપત્ર વાયડામિત્રના સ ૧૯૮૦ થી ૧૯૮૨ સુધી તંત્રી હતા

એમના પ્રિય વિષયો પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસનુ સશોધન હતા એ ક્ષેત્રમા તેમણે ઘણુ મહત્વનુ અને ઉપયોગી કાર્ય કર્યુ છે એમનો પ્રથમ લેખ 'ગુજરાતી ગદ્યકારો' એ નામનો સન ૧૯૦૯ના મે માસના "બુદ્ધિ પ્રકાશ" મા પ્રકટ થયો હતો તે પછી એમના પ્રકીર્ણ લેખો, સાહિત્ય અને ઇતિહાસ વિષયક જુદા જુદા માસિકો અને ગુજરાતી અઠવાડિકોમા પ્રકટ થયેલા છે ગુજરાતી પત્રોના દીપોત્સવી અંકો માટે આગ્રહ કરીને તેમના લેખો મેળવવામા આવતા છેલ્લા સંખ્યાબંધ વર્ષોના દીપોત્સવી અંકોમા સ્વ મોદીના અભ્યાસપૂર્ણ અને

માહિતીથી ભરપુર લેખો જોવામાં આવશે. આ લેખો તે વિષયના અભ્યાસીઓને ખૂબ ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડે તેવા છે. તેમણે રજુ કરેલ હકીકતો પ્રમાણભૂત નીવડી છે અને ઘણા લેખકોએ પોતાના મંતવ્યોનું પ્રતિપાદન કરવા તેમણે રજુ કરેલ માહિતીને આધારભૂત ગણી છે.

પાટણના વતની હોઇ તેઓ સ્થાનિક ગ્રંથકારો અને કવિઓ માટે વિશેષ મમત્વ ધરાવતા, એમના વિશે એમનું જ્ઞાન અને માહિતી પણ બહોળી હતી. તેઓ ભાલણના કાવ્યોના ખાસ અભ્યાસી હતા. એમણે લખેલું ભાલણ ચરિત્ર પ્રાચીન કવિઓના ચરિત્ર ગ્રંથમાં પ્રમાણભૂત ગણાયું છે અને તેણે ઊંચુ સ્થાન લીધું છે. ભાલણ કૃત 'એ નળાખ્યાન'નું સંશોધન કરવા માટે ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી એમને રૂા. ૧૦૧)નું પારિતોષક મળ્યું હતુ. ઉપરાંત, ભાલણ, વિષ્ણુદાસ અને શિવદાસ એ કવિઓએ લખેલું 'જાલંધર આખ્યાન' એડિટ કરી તૈયાર કરવાનું કામ ગુ. વ સોસાઇટી તરફથી એ યુગનું જેમનું જ્ઞાન બારીક અને બહોળું હતું એવા કવિ ભાલણના ખાસ અભ્યાસી શ્રી રામલાલ મોદીને સોંપવામાં આવ્યુ હતું. આ કામ તેમણે ઘણી જ સારી રીતે પાર પાડેલુ. એ સંપાદન કાર્યથી સંતોષ પામી આપણા એક પ્રતિષ્ઠિત સાક્ષર શ્રી. બળવંતરાય ઠાકોરે નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો હતો. "ગ. રા. રામલાલ મોદીએ બહુ જ સારો અભ્યાસ કરીને આ પુસ્તક તૈયાર કર્યું છે. પ્રતોનો સંગ્રહ અને પાઠ ભેદોની નોંધ અને કવિઓની હકીકત વગેરેનુ એમનુ લખાણ આજ લગીના ગુજરાતના વિદ્વાનોએ એવા વિષય ઉપર કરેલા લખાણોમાં ઉત્તમ પ્રતિનું લાગે છે. અને તેમાં વિષ્ણુદાસ વિશે એમણે કરેલી ચર્ચા ઉપરથી એ કવિ પ્રથમ પહેલીવાર ગુજરાતના શોધક વિદ્વાનોનું પુરેપુરૂં ધ્યાન ખેંચવા સમર્થ થઈ જશે એવી આશા રાખુ છું. સોસાઇટી

દ્વારા પ્રકટ થતા સંશોધિત સાહિત્યમાં આ પુસ્તક જરૂર ઊંચું સ્થાન લેશે" ×

પ્રાચીન ઇતિહાસના વિષયમાં તેમનો અભ્યાસ પ્રશંસનીય હતો ચાવડાઓ વિષે સાતમી સાહિત્ય પરિષદ માટે લખેલો નિબંધ, તેમ 'વર્ણકસમુચ્ચયમાં ઐતિહાસિક તત્ત્વ' એ એમની વિવેચન પદ્ધતિના સરસ નમૂનાઓ છે આ કોટીના બીજા લેખોમાં અમરચન્દ્રસૂરિ તથા કાન્હડદે પ્રબંધ, કાદમ્બરી સાચું સ્વપ્ન એના વિસ્તૃત અવલોકનો પણ ગણી શકાય તેમણે પ્રસિદ્ધ ઇતિહાસકાર જદુનાથ સરકારનું ચરિત્ર 'વીસમી સદી'માં ૧૯૧૮માં લખ્યું હતું અને તેનું બંગાળી ભાષાંતર થયું હતું

ઈ સ. ૧૯૪૫ થી ૧૯૫૦ સુધીમાં ઇતિહાસના વિષયમાં સારું સંશોધન કરવા માટે તેમને સુરતની 'નર્મદ સાહિત્ય સભા' તરફથી સુવર્ણ ચન્દ્રક આપવામાં આવ્યો હતો તેમણે લખેલાં પુસ્તકો અને લેખોની યાદી આ પુસ્તકમાં અન્યત્ર આપવામાં આવેલી છે

તેમની ઉત્તર વયમાં તેમના મોટા પુત્ર જીતેન્દ્રનું ૨૮ વર્ષની વયે અવસાન થયું આ તેમના માટે ભારે ઘા હતો, કારણ કે તે સમયે તેમને માત્ર એક જ પુત્ર નિરંજન ઉ. વ. ૬ ના હતો

મૃત્યુ પહેલાં એક વર્ષથી તેમની તબીયત વધારે બગડી હતી તેમને ચક્કર આવતાં હતાં જેથી સ્કૂલમાંથી તેમણે રજા લીધી તેઓ લગભગ એક વર્ષ પથારીવશ રહ્યા મૃત્યુ સમયે તેઓ પોતાની સારવાર માટે રાજકોટ મુકામે પોતાના ભાણેજ શ્રી કાંતિલાલ બાપાલાલ પરીખને ત્યાં હતા ત્યાં સંવત ૨૦૦૫ ના ચૈત્ર સુદ ૧૨ ના દિવસે વહુને મળી ઘેર આવ્યા, ભોજન કરવા બેઠા અને કોળીઓ મોંમાં મૂકે તે પહેલાં તો તેમનું હૃદય બંધ પડી ગયું અને તેઓ અવસાન પામ્યા

× ગુ. વ. સો. ઇતિહાસ ભા ૩ જો પૃષ્ઠ ૬૪ સન ૧૯૩૨

તેમના મરણસમયે તેમના કુટુંબમાં તેમનાં પત્ની ચંપાબેન અને પુત્ર નિરંજન હતાં. નિરંજન હવે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરે છે. તેની ઉં. વ. ૧૬ છે. તેમનું પોતાનું મકાન પાટણમાં મોના-વાડામાં આંબલીની પોળમાં આવેલું છે.

ભલે, સદ્ગત પોતાની પાછળ ધન મૂકતા ગયા નથી. પણ તેઓ પોતાની જ્ઞાતિમાં અને સાહિત્ય જગતમાં પોતાના કાર્યરત જીવનની સુવાસ તો મૂકતા ગયા છે.

(૨)

સ્વ. રામલાલ મોદીના અવસાન પ્રસંગે ગુજરાતની કેટલીક સાહિત્ય સભાઓએ તથા પત્રોએ ખેદ પ્રદર્શિત કર્યો તેમાંથી કેટલોક ભાગ નીચે આપ્યો છે.

તા. ૨૫-૪-૪૯ના રોજ અમદાવાદ મુકામે ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહક મંડળની મીટીંગ મળી હતી, ત્યાં સર્વાનુમતે નીચે પ્રમાણે ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

"ગુજરાતી ભાષામાં સંશોધન અને જુની ગુજરાતી કવિતાના અધ્યયનથી માનવંત સ્થાન પ્રાપ્ત કરી ચુકેલા પાટણના આપણા એક પ્રૌઢ વિદ્વાન શ્રી. રામલાલ ચુનીલાલ મોદીના દુઃખદ અવસાનની આ સભા ખેદપૂર્વક નોંધ લે છે અને તેમના કુટુંબીઓ ઉપર આવી પડેલી આપત્તિ તરફ સમવેદના પ્રકટ કરે છે."

તા. ૧૨-૬-૪૯ના રોજ સૂરત મુકામે પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીના પ્રમુખપદે મળેલી નર્મદ સાહિત્ય સભાની સભામાં નીચે પ્રમાણે ઠરાવ થયો હતો.

"નર્મદ સાહિત્ય સભાની આ સમસ્ત સભા જાણીતા પુરાવિદ અને અન્વેષક શ્રી. રામલાલ ચુનીલાલ મોદીના અવસાનની દુઃખપૂર્વક નોંધ લે છે. સ્વ. રામલાલભાઈએ અકિંચન સ્થિતિમાં પણ અસાધારણ

વિદ્યાવ્યાસંગ દાખવી ગુજરાતની સરસ્વતીસેવા કરી છે તેઓ જૂની ગુજરાતીના તથા ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસ અને સંસ્કૃતિના તદ્‌વિદ હતા તેમનું ભાલણનું ચરિત્ર તથા મૂલ્યાંકન અને 'દ્વયાશ્રય' કાવ્ય ઉપરથી મધ્યકાલીન ગુજરાતનો સામાજિક ઇતિહાસ રચવાનું તેમનું કામ વિદ્વાનોએ ખૂબ વખાણ્યું છે નર્મદ સાહિત્ય સભાએ તેમના ઐતિહાસિક સંશોધન માટે તેમને ચંદ્રક અર્પવાનું ઠરાવ્યું છે પણ એ ચંદ્રક વિધિસર તેમને અર્પી શકાય તે પહેલાં તેમનો સ્વર્ગવાસ થયો તેથી આ સભાને બહુ ગ્લાનિ થઈ છે એમના અવસાનથી ગુજરાતને ખોટ ગઈ છે આ સભા સ્વ રામલાલભાઈના કુટુમ્બ સાથે દિલસોજી દર્શાવે છે"

તા ૨૪–૫–૪૯ના રોજ પાટણ સાહિત્ય સભાની પ્રો ભોગીલાલ જ સાંડેસરાના પ્રમુખપદે મળેલી સભામાં નીચે પ્રમાણે ઠરાવ થયો હતો

"શ્રી પાટણ સાહિત્ય સભાના આશ્રયે મળેલી પાટણના નાગરિકોની આ સભા ગુજરાતના અગ્રગણ્ય પુરાતત્ત્વવિદ્ અને ઇતિહાસ સંશોધક શ્રી રામલાલ ચુનીલાલ મોદીના તાજેતરમાં થયેલા અવસાન બદલ ઊંડા શોકની લાગણી વ્યક્ત કરે છે મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય અને ગુજરાતના ઇતિહાસનું મહત્તનું પરિશીલન તેજસ્વી અને તલસ્પર્શી હતું અને કેળવણી ખાતામાં શિક્ષકની નોકરી કરતા કરતા સને ૧૯૦૯ થી ૧૯૪૯ સુધી સતત ૪૦ વર્ષ સુધી તેમણે ગુજરાતી પુરાતત્ત્વની ઉત્તમ સેવા બજાવીને એક સાચા વિદ્યાવ્યાસંગી તરીકે આખું જીવન વ્યતિત કર્યું હતુ ગુજરાતના સાહિત્ય અને ઇતિહાસનો ઉચ્ચ અભ્યાસ કરનારાઓ માટે તેમના સ્વાધ્યાયમય પુસ્તકો અને લેખો ચિરસ્થાયી ઉપયોગના માલમ પડ્યા છે આવા એક વિશિષ્ટ વિદ્વાન પાટણના વતની હતા અને જીવનનો મોટો ભાગ તેમણે પાટણમાં વ્યતીત કર્યો હતો એ માટે પાટણના નાગરિકો ગૌરવ અનુભવે છે અને તેઓશ્રીના આત્માને પ્રભુ શાંતિ આપો એવી પ્રાર્થના કરે છે"

તા. ૨૧-૪-૪૯ના રોજ ગુજરાત સમાચારમાં 'પાટણનો પંડિત' એ નામનો સ્વ. રામલાલ મોદી માટે લેખ પ્રસિદ્ધ થયો હતો. તે લેખ વિગતવાર હતો. પણ તેમાંની હકીકત આ પુસ્તકમાં અન્યત્ર આવી ગઈ છે તેથી એમાંનો થોડોક ભાગ અહીં આપ્યો છે.

"તેઓ પાટણના કવિ ભાલણના ખાસ અભ્યાસી હતા. એમણે લખેલું ભાલણ ચરિત્ર પ્રાચીન કવિઓના ચરિત્ર ગ્રંથોમાં પ્રમાણભૂત ગણાઈ ઉંચુ સ્થાન લે છે. વળી ભાલણકૃત 'એ નળાખ્યાન'નું સંશોધન કરવા માટે ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી તેમને પારિતોષક મળ્યું હતું.

ગુજરાત વિદ્યાસભા, ભારતીય વિદ્યાભવન. ગુજરાતી સાહિત્ય પરિષદ કે વડોદરાની પ્રાચ્ય વિદ્યામંદિર જેવી કોઇ સંસ્થાએ સ્વ. મોદીના છુટા છવાયા પ્રસિદ્ધ થયેલા સંખ્યાબંધ લેખોના સંગ્રહ પ્રકટ કરવાનું કાર્ય વહેલી તકે હાથ ધરવુ ઘટે છે."

'બુદ્ધિપ્રકાશ'ના એપ્રિલ ૧૯૪૯ ના અંકમાં સ્વ. રામલાલ મોદી વિશેની નોંધમાંથી કેટલોક ભાગ નીચે પ્રમાણે છે.

"શ્રી. મોદીએ તેમની સાહિત્યસેવાનો પ્રારંભ સને ૧૯૦૯માં ગુજરાતી શબ્દકોશ વિષયક એક લેખ લખીને કર્યો હતો. અને ત્યાર પછી ગુજરાતનાં શિષ્ટ માસિક, ત્રૈમાસિક અને સાપ્તાહિકોમાં મૌલિક સંશોધનયુક્ત લેખો લખીને તેમજ પુસ્તકો તૈયાર કરીને તેમણે આ કાર્ય અવિરત પણે ચાલુ રાખ્યું હતું.

શ્રી. મોદીના સંશોધન કાર્યમાં માત્ર મધુકરવૃત્તિમૂલક સંગ્રહ ન હતો, પણ મૌલિક સુઝ હતી. શામળ અને પ્રેમાનંદની બાબતમાં પ્રાચીન કાવ્યમાળાના સંપાદકોએ ચલાવેલા ગપગોળાને અકાટ્ય પ્રમાણોથી પહેલીવાર તોડી પાડનાર તેઓ હતા. 'શામળનો સમય' અને 'પ્રેમાનંદનું શિષ્યમંડળ' એ તેમના બે નિબંધો એ વાતના ઉદાહરણ

રૂપ છે 'આસુ સ્વપ્નનુ અવલોકન' 'હેમચન્દ્ર ઇતિહાસકાર' 'ધર્મારણ્યમા ઐતિહાસિક તત્ત્વ' વગેરે નિબધો પણ તેમની ઐતિહાસિક વિવેચનપદ્ધતિના ઉત્તમ નમૂનાઓ છે

વાયડાઓના જ્ઞાતિપુરાણ સસ્કૃત 'વાયુપુરાણ'નુ તેમનુ સપાદન ગુજરાતના સામાજિક ઇતિહાસમા એક અગત્યનો ફાળો છે તેમણે સસ્કૃત 'દ્વયાશ્રય' કાવ્યમાથી પ્રાપ્ત થતી સામાજિક માહિતી પુસ્તક રૂપે સકલિત કરી હતી વળી 'ભાલણ, ઉદ્ધવ, અને ભીમ' એ ત્રણ કવિઓ વિશે એક સ્વતત્ર પુસ્તિકા પણ લખી હતી

જે આર્થિક અને સામાજિક પરિસ્થિતિમા શ્રી મોદી મુકાયા હતા, તેને કારણે કદાચ સ્વતત્ર પુસ્તકો રૂપે તેમનુ કાર્ય પ્રમાણમા ઓછુ બહાર આવ્યુ છે, એ માટેની અનુકૂળતા જ તેમને મળી નહોતી એમ કહીએ તો ચાલે, છતા એમના બહુસખ્ય લેખો પૈકી ઘણાખરામા સશોધન દૃષ્ટિએ કઇક નવુ જ દૃષ્ટિબિન્દુ, નવી વિગત કે નવી રજુઆત છે એ વસ્તુનો સ્વિકાર વિદ્વાનોએ કરેલો છે એ પ્રકારના લેખોનો સગ્રહ થાય તો તે લગભગ ચાલીસ વર્ષ સુધી ગુજરાતી પુરાતત્ત્વની સતત સેવા બજાવનાર એક થોડાબોલા અકિંચન વિદ્વાનના સ્થિર વિદ્યાવ્યાસગનો કઇક ખ્યાલ આપવા અભ્યાસીઓને કાયમી ઉપયોગનો નીવડશે"

તા ૨૯-૬-૪૯ ના રોજ સૌરાષ્ટ્ર સશોધનમડળ અને રાજકોટ સાહિત્ય સભાએ સયુક્ત રીતે શ્રી હરિસિદ્ધભાઈ સ દીવેટીઆના પ્રમુખપદે નીચે પ્રમાણે ઠરાવ કર્યો હતો

'મહાગુજરાતના પ્રખર પુરાતત્ત્વવિદ્, આરૂઢ વિદ્વાન અને સશોધનકાર શ્રી રામલાલ ચુનીલાલ મોદીનુ રાજકોટમા તારીખેતરમા અકાળ અવસાન થતા સૌરાષ્ટ્ર સશોધન મડળ અને રાજકોટ સાહિત્યસભા

સંયુક્ત રીતે ઊંડો ખેદ વ્યક્ત કરે છે. સદ્‌ગત વિદ્વાને લગભગ અકિંચન અવસ્થામાં સમગ્ર જીવન વીતાવ્યું હતું. તેથી તેમના કુટુંબીઓનું આર્થિક સંકટ દૂર થાય તે અર્થે સમસ્ત ગુજરાતમાંથી એક ભંડોળ ઊભું કરવામાં આવે તેમજ સદ્‌ગત વિદ્વાનના અસંખ્ય અગ્રંથસ્થ લેખો વ્યવસ્થિત સ્વરૂપે વ્હેલી તકે પ્રગટ થાય તો તે રીતે સદ્‌ગત આત્માનું સાચું સ્મારક થાય અને સદ્‌ગતના આત્માને શાંતિ મળે. પરમાત્મા તેમના કુટુંબીજનો પર આવી પડેલી આ આફત સહન કરવા તેમને ધૈર્ય અને બળ આપો, તેમજ સદ્‌ગતના આત્માને શાંતિ મળો તેવી પ્રાર્થના છે.”

(૩)

તા. ૧૦-૪-૫૦ ના રોજ પાટણ હાઈસ્કુલના પટાગણમાં સ્વ. રામલાલ મોદીના તૈલચિત્રની અનાવરણ વિધિ માટે પાટણ હાઈસ્કુલના વિદ્યાર્થીઓ તરફથી એક સભારંભ યોજવામાં આવ્યો હતો પ્રમુખ સ્થાને ગુજરાતના જાણીતા વિદ્વાન શ્રી. ભોગીલાલ જ. સાંડેસરા હતા. આ પ્રસંગે ગુજરાતના પ્રસિદ્ધ સાહિત્યકારોના સંદેશા આવ્યા હતા. તેમાંનો સારભાગ નીચે પ્રમાણે છે.

શ્રી. રામલાલ મોદી મારા મિત્ર હતા. એમનાં સંશોધનોની ચોકસાઇ વિશે મને માન હતું.

**બ. કો. ઠા.**

સ્વ. શ્રી. રામલાલ ચુનીલાલ મોદીના અવસાનથી ગુજરાતી સાહિત્યને મોટી ખોટ પડી છે. જીવનભર એમણે સાહિત્યસેવા જ કરી છે. એવા એક સાહિત્યસેવકની કદર તમારે હાથે થાય છે એ સંતોષની વાત છે. ચિત્રઅનાવરણ કરનાર વ્યક્તિ પણ જાણિતા સાહિત્યસેવક છે એટલે પસંદગી પણ યોગ્ય જ છે.

**દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

સ્વ રામલાલ મોદી મારા સાહિત્યરસિક અને ઇતિહાસપ્રેમી મિત્રોમાંના એક હતા અને તેમણે પાટણ અંગે કરેલા ઇતિહાસસંશોધનની મે તેમની પાસેથી પુષ્કળ માહિતી મેળવી તેનો ઉપયોગ પણ મારી ઐતિહાસિક નવલકથાઓમાં કર્યો છે એવા મિત્રના તૈલચિત્રના અનાવરણ પ્રસંગે હાજર રહેવાનુ મારાથી બની શકતુ નથી તેથી દિલગીરી થાય છે. પાટણે એમની સેવાનુ સ્મરણ રાખવાનો આ પ્રસગ યોજ્યો છે તેથી સતોષ થાય છે ચુનીલાલ વર્ધમાન શાહ

તત્રી —પ્રજાબધુ

રા રા મોદી સાહેબે જે જે સેવાઓ કરી છે તેને આપણે ભૂલી શકીએ તેમ નથી તેમની ઉણપ આપણને હમેશ માટે સાલે તેવી છે ને છતા તેઓએ જે કાઇ આપણને આપ્યુ છે તે ઓછુ નથી આપ સાને એ માટ ધન્યવાદ છે કે આપે તેમનુ સભારણુ કાયમ કર્યુ છે મુનિ શ્રી પુણ્યવિજયજી

સદ્ગત રામલાલભાઇનો મને ઠીક ઠીક પરિચય હતો ખાસ કરીને ગુજરાતના એક વિચક્ષણ સશોધક તરીકે આપણા પ્રાતમા ઇતિહાસની શોધમા રસ લેનાર ઓછા છે તેમાય સશોધન કરવાની શકિત અને યોગ્યતાવાળા એનાથી યે ઓછા કે સદ્ગત રામલાલભાઈ આવા થોડા સશોધકોમાના એક હતા પ્રો રસિકલાલ પરીખ, અમદાવાદ

શ્રી રામલાલભાઈમા સશોધનની એક સ્વાભાવિક સૂઝ-હૈયાઉકલત હતી, જેને પ્રતાપે એઓ અનેક કોયડાનો ઉકેલ જોઇ શકતા હતા એમણે ગુજરાતના સાહિત્ય અને ઇતિહાસને લગતા સશોધનાત્મક જે લેખો લખ્યા છે, તેમા તેમની આ સૂક્ષ્મ સૂઝ જોવામાં આવે છે એ લેખોનો સુસપાદિત સગ્રહ પ્રગટ થાય તો તે હવેના આ ક્ષેત્રના કાર્યકરોને ઉપયોગી થઇ પડશે

નગીનદાસ પારેખ, તત્રી —બુદ્ધિપ્રકાશ; કે કા શાસ્ત્રી

સ્વ. રામલાલ મોદી આપણા ગણ્યા ગાંઠ્યા અભ્યાસીઓમાંના એક હતા. તેમણે કરેલું સંશોધન બહુમૂલ્ય છે. ગુજરાતી સાહિત્ય અને ઇતિહાસમાં તેમણે આપેલો ફાળો વિશિષ્ટ છે. એમના જીવનકાર્યથી બીજાને પ્રેરણા મળે તેમ છે. **ડોલરરાય ર. માંકડ**

પ્રિન્સિપાલ, આણંદ વિઠ્ઠલભાઇ મહાવિદ્યાલય.

ખૂણે પડ્યાં પડ્યાં. ધન કે કીર્તિની પાછળ વલખાં માર્યાં સિવાય શુદ્ધ વિદ્યોપાસનાનું જીવન એમણે ગાળ્યું અને ગુજરાતને પોતાના સંશોધનના ફલરૂપ કૃતિઓ અર્પણ કરી તેથી એમનું જીવ્યું ખરેખર સાર્થક થયું. આવા નિરાડંબર વિચક્ષણ સંશોધકની કદર ગુજરાત એમના જીવતાં કરી શક્યું નહિ એ ખરેખર એક દુઃખદ ઘટના છે. આ પ્રસંગે શાળા વર્ષો જુના કાર્યકરનુ ઉચિત શ્રાદ્ધ કરે છે. તેથી થોડોક સંતોષ અનુભવાય છે. સમસ્ત ગુજરાતે જે કરવુ ઘટે છે તે પોતાના ગજા પ્રમાણે શાળા કરે છે, તેથી એને ધન્યવાદ ઘટે છે.

**યશવંત શુકલ**

ગુજરાતના થોડાએક પુરાતત્ત્વ સંશોધકોમાંથી એકની આવી કદર થતી હોય એના સાક્ષી થવા માટે ઉપસ્થિત નથી થઈ શકાતુ માટે ખરેખર દિલગીર છુ. **શ્રી. જીતેન્દ્ર જેટલી**

સ્વ. રામલાલભાઇએ ઇતિહાસ સંશોધન દ્વારા ગુજરાતની ભારે સેવા બજાવી છે. તેની કંઈક કદર ગુજરાત કરી શકે તે પૂર્વે તો તેઓ અક્ષરધામ સંચર્યા. નવી પેઢીએ સ્વ.શ્રીની અભ્યાસરતિ અપનાવવાની ઘણી જરૂર છે. **નટવરલાલ વિમાવાળા**

સંચાલક—**ગાંડીવ સાહિત્ય મંદિર સુરત**

પ્રાચીન ગુજરાતી સાહિત્યના ગણ્યાગાંઠ્યા નમ્ર અને અઠંગ અભ્યાસીઓમાં સ્વ. મોદીનું સ્થાન આગલી હરોળમાં છે એ 'ધૂળધોયાના ધંધાની' ઘણીખરી વિશેષતાઓ સ્વ. મોદીમાં હતી. સ્વભાવની

નમ્રતા, સતત અભ્યાસ, આજીવન બ્રાહ્મણકર્મવૃત્તિ, એ ક્ષેત્રમા આવશ્યક એવુ મનનુ પરલક્ષીપણુ, સમતોલ બુદ્ધિ અને ઘણામા ખૂટે છે એવુ ઉડાણ–આમાની ઘણી ખરી ગુણ–ખાસિયતો સ્વ મોદીનામા ઓછાવત્તા પ્રમાણમા હતી

આઠેક વર્ષ પહેલા પ્રો સાડેસરાની મારફતે હુ સ્વ મોદીને મળેલો–પાટણમા એમની અભ્યાસવૃત્તિ મને ગમેલી પ્રચાર અને ઉહાપોહના આ જમાનામા કીર્તિની અપ્સરાઓના નૃત્યને ઉપેક્ષી 'કડી સાધના' સાધતા સરસ્વતીપુત્રોની આવી કદર કરતી સસ્થાઓ માન આપીને વધુ તો પોતે માન મેળવે છે **રજિત પટેલ (અનામી)**

પેટલાદ કાલેજના ગુજરાતીના અધ્યાપક

શ્રી રામલાલ સાચા શિક્ષક હતા સાહિત્ય અને ઇતિહાસ એમને પ્રાણપ્રિય વિષય હતા તેમનુ ચારિત્ર્ય સન્તોને ગમે તેવુ હતુ ભાઈ શ્રી રામલાલનો આત્મા અમર છે **કલ્યાણરાય જોશી, દ્વારકા**

અદ્ગત સાક્ષરે સ્કૂલની, સાહિત્યની અને સમાજની અનેક પ્રકાર સેવા બજાવી છે એમની પ્રતિકૃતિ સ્કૂલના શિક્ષકોને તથા વિદ્યાર્થીઓને પોતાના કર્તવ્ય તરફ વિશિષ્ટ પ્રેરણા આપવા–તેમને પ્રોત્સાહિત કરશે તેમ હુ ધારુ છુ એમના લેખો–નિબધોનો સગ્રહ ફરી પ્રકાશિત કરવાની પણ આવશ્યકતા છે ઇતિહાસના અભ્યાસીઓને પણ એમનો પરિશ્રમ ઉપયોગી થઈ શકે તેમ જણાય છે

**પ લાલચન્દ ગાધી**, જૈનપડિત–પ્રાચ્ય વિદ્યા મદિર, **વડોદરા**

સ્વ રામલાલભાઈએ સશોધનમા સ્વતત્રતા અને સત્યભક્તિ દાખવ્યા છે એ નાની વાત નથી **વિષ્ણુપ્રસાદ ત્રિવેદી**

પ્રમુખ, નર્મદ સાહિત્ય સભા, સુરત





# અનુક્રમણિકા







# શુદ્ધિપત્રક.

૧ મુદ્રણ અને મુદ્રશોધનની કેટલીક અનિવાર્ય મુશ્કેલીઓને લીધે આ પુસ્તકમાં જોડણી અને મુદ્રણના દોષો ઘણા રહેવા પામ્યા છે એમાં અનુસ્વારના ભૂલો, હ્રસ્વ અને દીર્ઘ ઇ-ઈની ભૂલો તથા ચાલુ વપરાશના કેટલાક શબ્દોની અનિયમિત જોડણી પણ આવી જાય છે

૨ માલૂમ, પૂરુ, ગુરુ, ઓજો, પથ્થર, આશ્રિત, વિરુદ્ધ, ખૂન, ગીડા પુરુષ, મારુ, ખરુ, નરુ, પૂર, રૂ અહીં તત્ત્વ, મહત્ત્વ, પૂરેપૂરો નુકસાન, ઊલટુ, જિન્દગી, સૂરત, દૃષ્ટ, મૂક્યુ, વગેરે, કુરુક્ષેત્ર

ઉપર જણાવેલા શબ્દોની જોડણી, વિદ્યાપીઠના શબ્દકોશ આધાર કરેલી છે, પણ આ પુસ્તકમાના પ્રસ્તાવના લેખો શબ્દકોશ પ્રસિદ્ધ થયો તે પહેલા લખાએલા છે અને તેથી આ પુસ્તકમા જ્યા જ્યા ઉપર જણાવેલા શબ્દો આવે તેની જોડણી આ પ્રમાણે કરવી

૩ એ સિવાયની ભૂલોનું શુદ્ધિપત્રક અહીં આપ્યુ છે

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૦ | આપવામા | |
| ૫ | ૧૧ | ઓળ | ઓળખાતા |
| ૧૧ | ૨૦ | મારુ | મારુ |
| ૧૧ | ૨૦ | સમારક | સ્મારક |
| ૧૪ | ૧ | ગાધવતીર્થ | ગાંધર્વતીર્થ |
| ૨૧ | ૭ | પ્રસંગ | પસંદ |
| ૨૬ | ૨ | પાડવાનો | પડવાનો |
| ૨૮ | ૧૪ | અસ્તિતત્વ | અસ્તિત્વ |
| ૨૮ | ૨૨ | એને | અને |

| | | | |
|---|---|---|---|
| ૩૨ | ૨૨ | ગંથમા | ગ્રંથમાં |
| ૩૨ | ૨૨ | તથી | તેથી |
| ૩૬ | ૩ | દીવસ | દિવસ |
| ૩૯ | ११ | प. चिं. | प्र. चिं. |
| ૪૭ | ७ | वर्पाणि | वर्षाणि |
| ૪૭ | १३ | चावडाव-शेऽष्टमि | चावडावं-शेष्टमि |
| ૪૭ | १८ | डादि | वदि |
| ૪૮ | ४ | वोलुक्य | चोलुक्य |
| ૬૧ | ૧ | મ ર્યો | માર્યો |
| ૬૨ | ૨ | માર્યો | માર્યો |
| ૬૩ | ૧૨ | ધુત્ર | પુત્ર |
| ૬૮ | ૧૨ | લોકોપકાર વૃતિ | લોકોપકાર વૃત્તિ |
| ૬૯ | ૨૧ | स्ववशपा-वनार्थं | स्ववंशपा-वनार्थं |
| ૭૦ | ૨ | રાજ્યાભિક | રાજ્યાભિષેક |
| ૮૦ | ૧૮ | ચૅત્રી | ચૈત્રી |
| ૮૦ | ૨૩ | સ્યર્ | સૂર્ય |
| ૮૫ | ૧૮ | સોથા | સૌથા |
| ૯૦ | ૨૫ | કર્યો | કર્યો |
| ૯૬ | ૨૩ | समरराासु | समराराासु |
| ૯૯ | ૧૯ | આયા ઢેડના | માયા ઢેડના |
| ૧૦૨ | ૧ | સડલ શાસ્ત્ર | સકલ શાસ્ત્ર |
| ૧૦૩ | ૨૬ | दृदशे तुङ्ग | ददशे तुङ्ग |
| ૧૦૪ | ૫ | સાવે | સામે |

# સહસ્રલિંગ સરોવરની યોજના

**न सिद्धेशसमो राजा न सरस्तादृशं क्वचित् ।**
**सम सहस्रलिंगेन तीर्थमन्यन्न विद्यते ॥ सरस्वतीपुराण १६**
**२२२ ॥**

**ઉપક્રમ**

સિદ્ધરાજ જયસિંહે બંધાવેલા સહસ્રલિંગ સરોવરની યોજના કેવી હતી, તે સંબંધી અત્યાર સુધી આપણને કશો ખ્યાલ નહોતો, પરંતુ હાલમાં મળી આવેલા **सरस्वतीपुराण** નામના ગ્રંથ ઉપરથી એ યોજના ઉપર પ્રકાશ પડે છે. એ ગ્રંથના શોધક શ્રી કનૈયાલાલ ભાઈશંકર દવેએ 'ગુજરાતી' સાપ્તાહિકની ઈ. સ. ૧૯૩૫ ની ભેટની નવલકથા 'મહારાજાધિરાજ'ના અંતે સહસ્રલિંગ સરોવર વિષે એક લેખ લખ્યો છે. એ વાંચતાં મને લાગ્યું કે એ પુરાણની નોંધ ઉપરથી સરોવરની આખી યોજના તૈયાર થઈ શકે એમ છે. પરંતુ એ લેખમાં કેટલીક ત્રુટિઓ અને અશુદ્ધિઓ જણાયાથી તેમની પાસેથી મૂળ ગ્રંથની હાથપ્રત મેળવીને હું વાંચી ગયો. એના વાચનથી વિશેષમાં એ પણ માલુમ પડ્યું કે શ્રી કનૈયાલાલના લેખમાં કેટલાંક સ્થળો લખવા રહી ગયાં છે, અને ઘણાંના સ્થાન અને દિશા ક્રમબદ્ધ રીતે નિર્ણીત થયેલાં નથી. તેથી મૂળ ગ્રંથ ઉપરથી આ યોજના મેં તૈયાર કરી. એ યોજના તૈયાર કરતી વખતે મને લાગ્યું કે સરોવર અને તેની આસપાસની પરિસ્થિતિનો એક નકશો બનાવી સાથે રાખ્યો હોય તો ઠીક. તે પ્રમાણે

પેન્સિલનો એક નકશો દોરી તેને સુવાચ્ય સ્વરૂપ આપવાને સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી. રવિશંકર રાવળને મોકલાવ્યો. તેમણે પોતાની ચિત્રશાળામાં તેનું સુશોભિત રેખાંકન કરાવી મને જોવા માટે મોકલ્યું. તે આવ્યા પછી સરોવરની મૂળ જગા જોવા હું ગયો. તે જોતાં મને લાગ્યું કે સરોવરનો આકાર લંબગોરસ હોવો જોઈએ. પ્રથમના નકશામાં વર્તુલાકાર કલ્પીને રેખાંકન કરાવેલું હોવાથી એ નકશો ફરીથી તૈયાર કરવાની જરૂર જણાઈ. એવામાં બીસવાઈ બાળગ્રંથમાળામાં પ્રકટ થયેલા 'મોઢેરા'ના લેખક શ્રી. મણિલાલ મિસ્ત્રી પાટણ આવતાં તેમને મેં એ વિષે વાત કરી અને તેમણે સૂચના પ્રમાણે નકશો દોરી આપવાની હા પાડી. સાથેનો નકશો શ્રી. રવિભાઈની યોજના પ્રમાણેનો પણ આકાર ફેરવીને શ્રી. મિસ્ત્રીએ દોરેલો છે.

## સરોવરનું નામ

આ સરોવરનું નામ સહસ્રલિંગ સરોવર તરીકે લોકોમાં પ્રચલિત છે. કેટલાક ગ્રંથોમાં એ નામને બદલે સિદ્ધસર કે સિદ્ધસાગર નામ આપવામાં આવ્યું છે. તે ઉપરથી શ્રી. કનૈયાલાલ સહસ્રલિંગ નામ સાચું ધારતા નથી. પરંતુ આ પુરાણમાં તેમજ **प्रबंधचिंतामणि**માં સહસ્રલિંગ નામ સ્પષ્ટ આપેલું છે. તે ઉપરાંત **समरारासु** નામના પ્રાચીન ગુજરાતી કાવ્યમાં 'સહસલિંગુ સરોવરુ' નામ છે અને આઈને અકબરીમાં તેને 'સહસનક' કહેલું છે. આથી એ નામ પ્રાચીન છે એમાં શંકા નથી.

## સરોવરનો આકાર

કેટલાક ગ્રંથોમાં આ સરોવરને પૃથ્વીના કુંડળની ઉપમા આપવામાં આપવામાં આવી છે. તે ઉપરથી તેનો આકાર લંબગોળ હશે એમ શ્રી. કનૈયાલાલ કલ્પના કરે છે. આમ કાવ્યની ઉપમાઓ ઉપરથી આકારની કલ્પના કરવી એ એક પ્રકારનું સાહસ છે, એમ મને અનુ-

ઉપર ઉપરથી જણાય છે એમ તો **वसतविलास**મા તેને વલય એટલે હાથના કડાની અને **प्र चिं**મા વીણાના તુમડાની ઉપમા આપી છે એ જોતા તેનો આકાર સંપૂર્ણ ગોળ ગણાય, પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે તેની અવશિષ્ટ પાળો ઉપરથી તેનો આકાર લંબચોરસ હતો એમ નિશંક રીતે જણાય છે આ સરોવરના અનુકરણ રૂપે વીરમગામનુ મુનસર તળાવ બંધાયેલું છે—તેની નાનકડી આવૃત્તિ છે. [†]એનો આકાર પણ સમચોરસ છે એટલે સહસ્રલિંગ સરોવરનો આકાર પણ લંબચોરસ હોવામા કંઈ સંશય નથી

જળપૂર્તિ

પ્રથમ આ સરોવરમા પાણીની પુરતી આવક થઈ નહિ પરંતુ પાછળથી વરસાદના પાણીથી તે ભરાયુ એમ **प्र चिं** કાર જણાવે છે વળી જસમાના શાપથી પાણી સુકાઈ ગયુ અને માયા ઢેડના બલિદાનથી તેમા પાણી ભરાઈ ગયુ એમ દંતકથા જણાવે છે આ સંબંધે બાબતે સહસ્રલિંગ પ્રશસ્તિના લેખના એક ખંડથી નિર્મૂળ સાબિત થઈ છે તેમા લખ્યુ છે કે સરોવર સરસ્વતીના જળથી ભરાયુ હતુ [1]આ બાબતને આ પુરાણ અનુમોદન આપે છે અને વિશેષમા સરસ્વતીને જળ કઈ રીતે સરોવરમા લાવવામા આવ્યુ એ પણ જણાવે છે તેમા પુરાણની પદ્ધતિ પ્રમાણે લખ્યુ છે “ભગીરથ જેમ ગંગાને લાવ્યા હતા, તેમ સિદ્ધરાજ પોતાનો વંશ પાવન કરવાને સરસ્વતીને આ સરોવરમા લાવ્યો હતો” [2] આનો અર્થ એજ થાય કે

---

† મુનસર મીનળ રાણીએ બંધાવ્યુ હતુ એમ કહેવાય છે, પરંતુ વીરમગામના સ્થાપક વીરમદેવે બાંધેલું તેનું પછીથી સમારકામ થયું હતું, એ જોતા મીનળદેવીએ બંધાવ્યુ હોય એ સંભવિત નથી

(१) तत सा पूरयामास सर सिद्धेशकारितम् ।    पंक्ति ६

(२) स्ववंशपावनार्थं च सिद्धराज सरस्वतीम् ।

तत्सरो ह्यनयद्देवीं गंगामिव भगीरथ ॥ १५ २१९

સરસ્વતીનું જળ એક જલવીથિકા (નહેર) દ્વારા સરોવરમાં લાવવામાં આવ્યું હશે. આવી રીતે નદીઓનાં પાણીથી સરોવરો ભર્યાનાં દૃષ્ટાંતો ઇતિહાસમાં છે. મોઢેરા પાસેનું કર્ણસાગર, વડનગરનું સમેરા અને ઉદેપુરનું પીચૌલા આ રીતે ભર્યાનું કહેવાય છે. આને માટે એક લિખિત પ્રમાણ પણ છે. **પૃથ્વીરાજવિજય** કાવ્યમાં લખ્યું છે કે અજમેર પાસેનું આનાસાગર અર્ણોરાજે ચન્દ્ર નદીના જળથી ભર્યું હતુ.[3] ફારસી ગ્રંથોમાં પાટણનું નામ 'નહરવાલા' જોવામાં આવે છે; તે આ નહેર ઉપરથી પડયુ હશે?

**નહેરનું સ્થળ**

આ નહેર ક્યાંથી ખોદી હશે? હાલમાં તેની કંઇ નિશાની જોવામાં આવતી નથી. અત્યારે સરસ્વતી નદીના પટ સરોવરને અરોબર અડીને તેની ઉત્તરે છે અને શેખ ફરીદની દર્ગાહ તે પટના વચમાં આવી ગઇ છે. નદીનું વહેન પૂર્વથી પશ્ચિમ દિશા તરફ છે. સિદ્ધરાજના સમયમાં આ વહેનની દિશા તો એની એ હતી, પરંતુ તે સરોવરથી એક–બે માઇલ દૂર હશે. નદીના પટમાં કોઈ મકાન બંધાવે નહિ, તેમજ હાલના પટથી બે માઇલ ઉત્તર સુધી રેતીનું દળ પથરાયેલું છે. પરંતુ આ નહેર પૂર્વ તરફ કે પશ્ચિમ તરફ ખોદવામાં આવી હશે? શ્રી કનૈયાલાલ પૂર્વ તરફ ખોદાએલી ધારે છે, જ્યારે હુ તે સરોવરની પશ્ચિમ તરફ હોવાનું સમજું છું. તેનાં કારણો આ પ્રમાણે છેઃ–(૧) જો પૂર્વ દિશાએ ખોદી હોય તો તેનું વહેન નદીના વહેનની દિશા પ્રમાણે હોવાથી તેમાં પાણી જોસબંધ આવે અને તેથી સરોવરને ચોમાસામાં નુકસાન થવાનો સંભવ રહે. તેથી ઊલટું, પશ્ચિમ દિશાએથી નદી વાળી હોય તો નહેરનું વહેન નદીના પ્રવાહથી ઊલટી દિશામાં રહેવાથી પાણીનું જોસ કમી

(૩) या पुष्कराण्यविहारक्षमेला मन्दाकिनीवेन्दुनदी प्रसिद्धा ।
भगीरथः सिन्धुमिव स्त्रवन्त्यास्तया तटाकं तमपूरि देवः ॥
सर्ग ५

રહે (૨) સરોવરની પશ્ચિમ દિશાએ મોટો બગીચો હતો તેના વૃક્ષોના જલસિંચન માટે નહેરના પાણીનો ઉપયોગ થતો હોવો જોઇએ એથી નહેર પણ એ દિશાએથી કાઢેલી હોવાનો સંભવ છે (૩) આ સરોવરના અગ્નિકોણ ઉપર આવેલા હાલના પાટણના દરવાજાનું નામ 'ફાટીપાળનો દરવાજો' છે આથી એ બાજુએ સરોવરની પાળ કોઈ વખતે ફાટી હશે એમ જણાય છે એ કારણથી સરોવરના વધારાના પાણીનું નિકાસ સ્થળ એ દિશામાં હશે. નિકાસ સ્થળની સામી દિશાએ આવકનું સ્થળ હોય એ ખુ'નું છે આથી નહેર વાયવ્ય કોણ ઉપર હોય એ વધારે સંભવિત છે હાલ એ સ્થળે સરોવરની પાળમાં નહેરનો માર્ગ જણાય છે

**રુદ્રકૂપ**

આ નહેરની વચમાં એક કુંડ હતો, જે રુદ્રકૂપના નામથી ઓળખાતો પુરાણમાં લખ્યું છે કે નદીનો પ્રવાહ પ્રથમ એટલા જોસથી આવ્યો કે સિદ્ધરાજ ભયભીત થઈ ગયો તે વેગ શમાવવા તેણે શંકરની સ્તુતિ કરી એ ઉપરથી શંકરે રુદ્રકૂપ બનાવી આપ્યો, જેમાં પ્રવાહ પડવાથી શાંત થઇ ગયો[૪] પહેલા નહેરોમાં હાલના જેવા લોહદ્વારો નહી હોવાથી, પાણીના વેગને રોકવાને આવા કુંડ અથવા કોઠા નહેરની વચમાં બાંધવામાં આવતા હતા પાટણના ખાન સરોવરમાં અને અમદાવાદના કાંકરિયામાં આવા કોઠા અથવા ગળણીઓની યોજના કરેલી છે આ કુંડને રુદ્રકૂપ નામ આપેલું સાર્થ છે જેમ રુદ્રે ગંગાવતરણને પોતાની જટામાં ઝીલી લેઇને તેના પ્રવાહનો વેગ રોકી દીધો હતો, તેમ આ કુંડની યોજનાથી સરસ્વતીના જળનો વેગ નરમ પાડવામાં આવ્યો હતો

**ત્રિવેણીતીર્થ**

ઉક્ત પુરાણમાં એવું જણાવવામાં આવ્યું છે કે રુદ્રકૂપમાં સર-

(૪) सरस्वत्या कृते रुद्रस्तत्र कूप चकार स ।
सा च त कूपमास्थाय तदा स्वस्थाऽभवन्मुने ॥ १५. ३१०

સ્વતીની સાથે ગંગા અને યમુના નદીઓ આવી હતી અને ત્યાં ત્રિવેણી-તીર્થ બન્યું હતું.[૫] આ ત્રિવેણી કઇ તે સંબંધી શ્રી કનૈયાલાલે ખુલાસો કર્યો નથી. પરંતુ હું ધારું છું કે રુદ્ર કુંડમાંથી પાણીનો નિકાસ ત્રણ ગરનાળાં દ્વારા કરવામાં આવ્યો હશે અને એ ત્રણ ગરનાળાંને ત્રિવેણીનું નામ આપવામાં આવ્યું હશે. આવી યોજના ખાન સરોવર અને કાંકરિયામાં છે. વળી, પુરાણમાં લખ્યું છે કે સરસ્વતી આ સ્થળે પ્રાચી એટલે પૂર્વાભિમુખી થઈ હતી,[૬] એટલે આ ગરનાળાં રુદ્રકૂપની પૂર્વ દિશાએ હશે એમ મારું માનવું છે. એ ઉપરથી એમ જણાય છે કે નદીમાંથી નહેર પ્રથમ ઉત્તર દક્ષિણ તરફ કાઢી રુદ્રકૂપમાં વાળી હશે અને ત્યાંથી તેનો પ્રવાહ પશ્ચિમથી પૂર્વનો કરવામાં આવ્યો હશે. આ પ્રમાણે નહેરમાં વળાંક રાખવાથી પાણીનું જોસ નરમ રહે એ સ્પષ્ટ છે.

## સરોવરનાં તીર્થો

જેનાથી આ સરોવરનું નામ ચરિતાર્થ થયું છે, તે મહાદેવનાં હજાર લિંગો સરોવરના કાંઠા ઉપર અથવા તો વીરમગામના મુનસરની માફક તેના પગથાળ ઉપર નાની દેરીઓમાં હશે એમ હું ધારું છું. આ લિંગો બાણાસુરે નર્મદા નદીમાં અમરકંટક આગળ નાખેલાં અને ત્યાંથી સિદ્ધરાજ પાટણમાં લાવ્યો હતો એમ પુરાણમાં નોંધ છે.[૭](મહાદેવના

(૫) यत्र गंगा च यमुना मध्ये देवी सरस्वती ।
वेणीभूतं हि तत्तीर्थं प्रयागादतिरिच्यते ॥ १६, ३

(६) रुद्रकूपात्तत्र...प्राच्यां वेणी सरस्वती । १६, ४

(७) यदा तु सिद्धराजेन पर्वतेऽमरकटके ।
स्नात्वा च नर्मदातोये ऊंकारस्तोषितः प्रभुः ॥
बाणेन यानि लिंगानि वियुक्तानि नदीजले ।
तेषां सहस्रमुद्धृत्य सिद्धराज समानयत् ॥ १६, ८५, ९२

લિંગને ગણુ શાથી કહેવાય છે, તેનો આ ઉપરથી ખુલાસો મળે છે) અમરકટક આગળ તેના લિંગો અત્યારે પણ મોટી સંખ્યામા જોવામા આવે છે આ લિંગોની સંખ્યા ૧૦૦૮ હતી એમ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પણ **द्व्याश्रय** કાવ્યમા સ્પષ્ટ લખ્યુ છે [૮] વળી એ કાવ્યમા તેમજ **कीर्तिकौमुदी** વગેરે ગ્રંથોમા લખ્યુ છે કે સરોવરને ફરતા વિષ્ણુના અને બીજા દેવદેવીઓના પણ મંદિરો હતા આ મંદિરોની વિગતવાર નોંધ **सरस्वतीपुराण**મા આપવામા આવી છે અને લખ્યુ છે કે જે જે દેવના મંદિરની આગળ સરોવરના ઓવારા હતા, તે તે દેવના તીર્થ તરીકે ઓળખાતા હતા [૯] આ મંદિરો મહાદેવની દહેરીઓ કરતા મોટા જ હશે અને તે સરોવરના કાંઠાથી સહેજ છેટા હોય એમ હુ ધારુ છુ એમાના થોડાક મંદિરો મુસલમાનની દર્ગાહના રૂપમા ફેરવાઇને બચવા પામ્યા છે આ મંદિરોમાથી માત્ર એક–એની દિશાજ પુરાણમા જણાવેલી છે બીજાના સ્થાન અસ્પષ્ટ સૂચનો અને અનુમાનથી નક્કી કરી નકશામા મૂક્યા છે

## સંગમતીર્થ

આ સરોવરમા સંગમતીર્થ હતુ એવો પુરાણમા ઉલ્લેખ છે, પરન્તુ તેનુ સ્થળ ક્યા હતુ તે જણાવેલુ નથી [૧૦] નહેરનુ પાણી સરોવરમા જે સ્થળે પડતુ હશે, ત્યાના ઓવારાને આ નામ આપવામા આવ્યુ હશે એ સ્પષ્ટ છે સરોવરના વાયવ્ય ખુણા ઉપર એ ઓવારો હશે એમ હુ ધારુ છુ

(૮) शंभो सहस्त्रमग्रे चायतनानि स्मरस्तटे । १६, ११७

(९) यस्य यस्य हि देवस्य यज्जल पुरत स्थितम् ।
तस्य देवस्य तत्तीर्थं विज्ञेय पापनाशनम् ॥ १६, ४८

(१०) तस्यैव सरसो मध्ये तीर्थं पोपभयापहम् ।
संगम नाम विख्यात दर्शनात्सर्वकामदम् ॥ १६, १२७

### જલશાયી વિષ્ણુ

સરોવરના કાંઠે જલશાયી વિષ્ણુની મૂર્તિ હતી એમ પુરાણમાં જણાવેલું છે. હું ધારું છું કે સંગમતીર્થ પાસે નહેરના પાણીની ગળણીનો જ્યાં કુંડ હશે. તેની અંદર આ દેવની મૂર્તિ હશે. જલશાયી અથવા શેષશાયી વિષ્ણુની મૂર્તિઓ આવી રીતે ઘણા કુંડોમાં હોય છે. મોઢેરાના સૂર્યકુંડમાં તેમજ પાટણમાં હરિહર મહાદેવ પાસેના બ્રહ્મકુંડમાં આવી મૂર્તિઓ છે. હાલ એ સ્થળે મૌલાના સાહેબની દર્ગાહ છે.

### દશાશ્વમેધતીર્થ

આ તીર્થનું નામ ગ્રંથમાં આપેલું છે. પણ તેના સ્થાનનો નિર્દેશ નથી.[૧૧] એ ઓવારો સંગમતીર્થની ડાબી બાજુએ સરોવરના ઉત્તર કાંઠે હશે એવી મારી ધારણા છે. પાટણથી કાશી જવાનો રસ્તો તેની ઉત્તર દિશાએ મારવાડમાં થઈને જતો હતો. આથી આ તીર્થ સરોવરની ઉત્તર દિશાએ હોય એ સંભવિત છે. પ્રભાસ જવાનો રસ્તો પાટણની દક્ષિણ દિશાએ હતો; અને તેથી પ્રભાસતીર્થ સરોવરના દક્ષિણ કાંઠે હતું એમ પુરાણમાં સ્પષ્ટ ઉલ્લેખ છે. ગ્રંથમાં કાશીવિશ્વનાથના મંદિરનો નિર્દેશ નથી, પરંતુ દશાશ્વમેધના ઓવારા આગળ એ મંદિર હોવાની મારી કલ્પના છે. હાલ જે શેખ ફરીદની દર્ગાહ છે તેજ એ મંદિર હશે એમ હું ધારું છું. તેનું સ્થાપત્ય હિંદુ તરેહનું છે અને તે મૂળ હિંદુ મંદિર હશે એમ મિ૦ બર્જેસનું ધારવું છે. (Antiquities of Northern Gujarat)

### જાંગલતીર્થ

આ તીર્થ પશ્ચિમ દિશાએ હતુ એમ પુરાણુ સ્પષ્ટ જણાવે છે.

---

(૧૧) दशाश्वमेधिकं तीर्थं तस्यैव पुरतः स्थितम् ।
दशानामश्वमेधानां यत्र स्नानफलं लभेत् ॥ १६, ८७

શ્રી કનૈયાલાલ જાગનને જગન સમજે છે, પરંતુ શ્લોકમા પ્રભાસની સાથે તેનો ઉલ્લેખ છે અને ત્યા સ્નાન કરવાથી અક્ષય ફળ મળે છે એમ જણાવેલુ છે[૧૨] સરોવરની પશ્ચિમે મહાવન હતુ, એનો તો જુદો ઉલ્લેખ આગળ જતા આવે છે સંસ્કૃતમા જગાલનો અર્થ ખેતરના પાણીને રોકનાર પાળ એવો થાય છે (A ridge of earth running along the edge of a field to collect water and to form a passage over it, a land mark–Apte) સરોવરની પાળ નીચે થઈને નહેરનુ પાણી જ્યા સરોવરમા પડતુ હોય, તે જગાલ કહેવાય અને તેથી તેની પાસેના ઓવારાને જાગલતીર્થ નામ આપ્યુ હશે એમ હુ ધારુ છુ

## દેવીતીર્થ

જાગલ તીર્થની જોડે દેવીતીર્થનો ઓવારો હશે એમ જણાય છે પુરાણમા સ્પષ્ટ ઉલ્લેખ છે કે સરોવરની પશ્ચિમ દિશાએ દેવીપીઠ હતુ અને ત્યા હરસિદ્ધ પ્રમુખ દેવીઓના એકસો અને આઠ મંદિરો હતા[૧૩] **દ્વયાશ્રય**મા પણ સરોવર ઉપર દેવીઓના એકસો અને આઠ મંદિરો હોવાનુ જણાવેલુ છે[૧૪] હાલ એ સ્થળે એક દર્ગાહ છે

## વિંધ્યવાસિની દેવી -

સરોવરની મધ્યમા આ દેવીનુ મંદિર બહુ ઊંચુ હતુ, એમ

---

(१२) प्रभासं दक्षिणे भागे पश्चिमे दिशि जागलम् ।
तेषु स्नानादिकं सर्वं जनयत्यक्षयं फलम् ॥ १६, ६९

(१३) अपरस्यां दिशि स्यात् तस्मिन्सरसि सिद्धिदम् ।
हरसिद्धां समाश्रित्य यत्र देव्योऽप्यवस्थिता ॥
विजयात समुद्दिष्टं शतमष्टोत्तरं द्विज ॥ १६, १३६, १५१

(१४) स देवानां शतं साग्रप्रासादान्मातृकल्पिकं । १५, ११९

ગ્રંથમાં જણાવેલું છે.[૧૫] એથી એ મંદિર સરોવરની વચ્ચેના ટેકરા પર (કાંકરિયાની નગીના વાડીની માફક) હશે, એ શ્રી કનૈયાલાલનું અનુમાન મને યોગ્ય જણાય છે. સરોવરના વચલા ટેકરાને બકસ્થલ કહે છે. **મોહપરાજય** માં આ બકસ્થલનો ઉલ્લેખ છે. આ ટેકરો હાલ પણ હયાત છે. લોકવાયકા તેના ઉપર રાણીનો મહેલ હોવાનું કહે છે અને મિ૦ બર્જેસ ત્યાં રુદ્રેશ્વરનું મંદિર હોવાની કલ્પના કરે છે. પુરાણની નોંધ જોતાં એ બંને બાબતો અયથાર્થ જણાય છે. તીર્થનું માહાત્મ્ય અર્પેલા સરોવરની વચમાં રાણીને માટે મહેલ સિદ્ધરાજ બાંધે એ સંભવિત નથી. તેમજ નજીકમાં સિદ્ધપુરમાં રુદ્રમહાલય હોઇને નવો રુદ્રપ્રાસાદ બાંધવામાં આવે તો ત્યાંના મંદિરનું માહાત્મ્ય ઘટી જાય. **सरस्वतीपुराण** માં કે અન્ય કોઇ ગ્રંથમાં સરોવરને કાંઠે કે નગરમાં રુદ્રેશ્વરનું મંદિર હોવાનો ઉલ્લેખ છે જ નહિ. હાલ એ ટેકરા ઉપર એક ખંડીએર છે, તે કોઈ જુની દર્ગાહનું હોય એમ જણાય છે. વળી, ત્યાં બે ત્રણ વર્ષ ઉપરજ અહીંના વણકરોએ માયાદેડનું સ્થાનક કરેલું છે.

## દશાવતાર તીર્થ

**सरस्वतीपुराण** અને **द्वयाश्रय** કાવ્યમાં સરોવરના દશાવતાર તીર્થનો અને તેને કાંઠે વિષ્ણુના દશાવતારનાં મંદિરોનો ઉલ્લેખ છે.[૧૬]

---

(૧૫) जलमध्येन यो गत्वा तत्रस्थां विंध्यवासिनीम् ।
संपश्येत्परया भक्तया न स दुर्गाणि पश्यति ॥
तस्यैव सरसो मध्ये स्वर्गमार्गप्रदर्शकः ।
विंध्यशृंगाप्यधिकं तं दृष्ट्वातिमनोरमम् ॥ १६, १५८ १७२

(१६) दशावतारके तीर्थे दशमूर्तिः स्वयं स्थितः । स. पु. १६, १६२

दशावतारीप्रकृतं व्याख्यामत्र व्यधत्त सः ॥ द्वया. का. १५, ११

આ તીર્થ સરોવરના નૈઋત્ય ખુણા ઉપર હશે એમ હુ ધારુ છુ હાલ એ સ્થળે સૈયદહુસેન સાહેબની દર્ગાહ છે

## પ્રભાસતીર્થ

પ્રભાસતીર્થ સરોવરના દક્ષિણ કાંઠે હતુ એમ સ્પષ્ટ નોધ પુરાણમા છે એમ પાછળ જણાવ્યુ છે આ ઓવારે કયા દેવનુ મદિર હતુ તે પુરાણકારે જણાવ્યુ નથી, ત્યા સોમનાથ મહાદેવનુ મદિર હશે એમ મારી ધારણા છે સોમનાથ સોલકીઓના કુલદેવ હતા, તેથી સિદ્ધરાજ તેમનુ મદિર બધાવ્યા વિના રહે નહિ

## નકુલીશનુ મદિર

સરોવરના કાંઠે નકુલીશનુ મદિર હતુ એમ ગ્રથમા જણાવેલુ છે તેમજ વિશેષમા લખ્યુ છે કે તેનુ માહાત્મ્ય કાયાવરોહણ જેટલુ છે [૧૭] આ કાયાવરોહણ તે નર્મદાતીરનુ કારવણ ગામ. તે નકુલીશ શૈવ સપ્રદાયનુ મૂળ સ્થાન ગણાય છે તે મદિરના આગળના ઓવારાનુ નામ પુરાણમા નથી, પણ તે રેવાતીર્થ હોવાનુ હુ ધારુ છુ કારવણ જવાનો રસ્તો પણ પાટણની દક્ષિણ દિશાએ હતો, તેથી તે સ્થાન મે પ્રભાસની જોડે દક્ષિણ કાંઠે નકશામા મૂક્યુ છે

## વિનાયક તીર્થ

નકુલીશ પછી વિનાયકતિર્થ અને સિદ્ધિવિનાયકના મદિરનો ઉલ્લેખ આવે છે સરોવરના કાર્યારભમા આ ગણપતિની સ્થાપના થઈ હશે એમ મારુ માનવુ છે માળવાના વિજયના સમારકનો કીર્તિસ્તભ અને તેના ઉપરની સરોવર પ્રશસ્તિ પણ એ સ્થળે હતો એમ મારી ધારણા છે આ બાબતમા આશ્ચર્ય જેવુ એ છે કે સ પુ મા આ કીર્તિસ્તભનો ઈસારો સરખોએ નથી, જો કે બીજા ઘણા ગ્રથોમા તેની નોધ છે

---

(૧૭) तत्र पुण्यतमे स्थाने नकुलीश स्वय स्थित ।
स्थापित सिद्धराजेन यथा कायावरोहणे ॥ १६, १९१

કદાચ આ પુરાણ રચાયા પછી એ સ્તંભ રોપવામાં આવ્યો હોય, અથવા તિર્થમાહાત્મ્યના ધાર્મિક ગ્રંથમાં તેની નોંધ લેવી ગ્રંથકારને ઉચિત ન લાગી હોય.

## સ્વામીતીર્થ

ગણપતિના મંદિરની જોડે તેમના બંધુ કાર્તિકેય સ્વામીનું મંદિર હોય તે સ્વાભાવિક છે. પુરાણમાં સ્વામીતીર્થનું વર્ણન છે અને તે ઓવારા ઉપર મહાસેનનું મંદિર છે એમ જણાવેલું છે. વિશેષમાં તેમાં એવો ઉલ્લેખ છે કે સિદ્ધરાજ ઉપર પ્રસન્ન થઈને શ્રીમહાકાલ આવ્યા, ત્યારે તેમની સાથે મહાસેન પણ આવ્યા હતા.[૧૮] આ ઉપરથી હું ધારું છું કે આ મૂર્તિઓ માલવા વિજયના સ્મારકમાં ઉજ્જેનથી લાવવામાં આવી હશે. સિદ્ધરાજનો પિતા કર્ણ આવી રીતે નીલકંઠ મહાદેવની મૂર્તિ ધારાનગરીથી લાવ્યો હતો એમ सुकृतसंकीर्तनમાં જણાવ્યું છે.

## પિશાચમોચનતીર્થ

સરોવરના કાંઠે પિશાચમોચન તીર્થ હતું અને ત્યાં શ્રાદ્ધ, તર્પણ, વગેરે થતાં હતાં એમ પુરાણમાં નોંધ છે.[૧૯] એ ઓવારા ઉપર શ્રી મહાકાલ મહાદેવના મંદિરનો ઉલ્લેખ છે. માળવાનો માર્ગ પાટણથી પૂર્વ દિશાએ હતો, તેથી એ સરોવરના પૂર્વ કાંઠે હોવાનું કલ્પ્યું છે. આ સ્થળે હાલમાં સૈયદ બહમન સાહેબની દર્ગાહ છે અને જોડમાં સુપ્રસિદ્ધ રાણીની વાવ છે.

## સૂર્યતીર્થ

પિશાચમોચન તીર્થ પછી સૂર્યતીર્થનો ઉલ્લેખ છે. આ ઓવારા

---

(૧૮) यदा यातो महाकालः सिद्धराजेन तोषितः ।
महासेनस्तदा यातः सिद्धेशस्य जयप्रदः ॥ १६, २२५

(१९) पिशाचमोचनं तत्र तीर्थं मुक्तिप्रदं भुवि ।
प्रेतभावाद्विमुच्यन्ते पितरो यत्र तर्पिताः ॥ १६. २२२

ઉપર ભાયલસ્વામીનું મંદિર હતું એમ પુરાણમાં લખ્યું છે. આ સૂર્ય-મંદિર હતું, એમ જણાવેલું છે. આ નામનો સૂર્યમંદિર ગુજરાતમાં નથી પરંતુ મધ્યપ્રાંતમાં હોય હશે, કેમકે ગ્રંથમાં લખ્યું છે કે સિદ્ધ-રાજે વેત્રવતી (બેટવા) નદીના તીરે વૈદિશ નગર (ભિલ્સાનગર)માં એ દેવને ભક્તિથી પ્રસન્ન કર્યા હતા.[20] ગ્વાલીયર રાજ્યમાં આવેલા ઉદયપુરના સં ૧૨૨૯ના અજયપાળના શિલાલેખમાં 'ભાઇલસ્વામી' નામ છે (જુઓ ફો. સ. પ્રકટિત ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૨, પૃ. ૭૧)

કોલ્લા પીઠ

સૂર્યમંદિર પછી કોલ્લા પીઠનો ઉલ્લેખ છે. આ પીઠમાં મહા-લક્ષ્મી કોલ્લા અને કંકાલી દેવીઓના મંદિરો હતા. આ પીઠના આગળનો ઓવારો કોલ્લાતીર્થ તરીકે ઓળખાતો હશે એમ હું ધારું છું.

## કપાલીશ અને ભૂતતીર્થ

છેલ્લે, કપાલીશ, ભૂતમાતા અને ભૂતેશના મંદિરોના ઉલ્લેખથી નગરના તીર્થોની સમાપ્તિ થાય છે. કપાલીશ તીર્થનો ગ્રંથમાં ઉલ્લેખ છે તે ઓવારે કપાલીશનું મંદિર હશે. ભૂતતીર્થનો ઉલ્લેખ ગ્રંથમાં નથી, પણ ભૂતમાતા અને ભૂતેશના મંદિરો આગળનો ઓવારો એ નામથી ઓળખાતો હશે એમ હું ધારું છું. તે ઓવારો નદી કાંઠાના સ્મશાનના ઓવારાની દિશામાં નગરને ઉત્તર બાજુ હશે એમ મારી ધારણા છે.

## નદીકાંઠાનાં તીર્થ

આ પુરાણમાં નગરના તીર્થો ઉપરાંત પાટણ આગળના સરસ્વતી

---

(૨૦) अत पर तु तत्रैव सूर्यतीर्थमनुत्तमम् ।
भायल्स्वामिनामापि आदित्यो यत्र तिष्ठति ॥
भक्त्या तु सिद्धराजेन य पुरा परितोषित ।
वैदिश नगर गत्वा वेत्रवत्यास्तटे स्वयम् ॥ १६ २२९, २३०

નદીનાં તીર્થોનો પણ ઉલ્લેખ છે. તેમનાં નામ કાકતીર્થ, ગાંધવતીર્થ, માતૃતીર્થ, દુર્ગાતીર્થ અને વરાહતીર્થ છે. એ નદીના ઓવારા હશે એમ જણાય છે. પ્રથમનાં બે તીર્થો શ્મશાનના ઓવારા હતા એમ નોંધ છે. હાલનો 'કાટડાનો આરો' કદાચ પ્રાચીન કાકતીર્થ હશે.

**નદીકાંઠાના કુંડો અને મંદિરો**

આ ઓવારા ઉપરાંત સરોવર તરફના નદીના દક્ષિણ કાંઠે બ્રહ્મકુંડ અને વિષ્ણુકુંડ અને સામેના ઉત્તર કાંઠે પુષ્કર તીર્થના ત્રણ કુંડો હતા એમ ગ્રંથમાં જણાવ્યું છે. વિષ્ણુકુંડ આગળ વિષ્ણુયાન એટલે વિષ્ણુનું મંદિર હતું. આ સ્થળે બાવા હાજીની દર્ગાહ છે. તે મૂળ હિંદુ મંદિર હોવાનું મિ૦ બર્જેસે લખ્યું છે. વળી સામા કાંઠે ગૌરેય (ગણપતી) અને સિદ્ધેશ્વર (મહાદેવ)નાં મંદિરો હતાં. નદી કાંઠાના કુંડો અને મંદિરો સિદ્ધરાજ પહેલાંના હશે, કેમકે પુરાણમાં લખ્યું છે કે સરસ્વતી નદીને સરોવરમાં લાવતા પહેલાં સિદ્ધરાજે સિદ્ધેશ્વર અને ગૌરેયની આરાધના કરી હતી. વળી એ ઉપરથી જણાય છે કે નહેરનો આરંભ કદાચ ત્યાંથી કર્યો હોય. તે મંદિરોની આસપાસની જમીન ઉશર એટલે ખારવાળી કહી છે. હાલ પણ કપડાં ધોવાનો ઉસ ત્યાંથી ખોદી લાવવામાં આવે છે. સરોવરથી બે ગાઉ ઉપર ભૂતીઆવાસણા ગામ છે, ત્યાંના મહાદેવ તે સિદ્ધેશ્વર હશે એમ શ્રી કનૈયાલાલ ધારે છે. પરંતુ એ સ્થાન સરોવરની ઈશાન કોણ તરફ છે, ત્યારે હું સિદ્ધેશ્વર સરોવરના વાયવ્ય ખુણાની દિશામાં હશે એમ માનું છું.

**મહાવન**

સહસ્રલિંગની પશ્ચિમ દિશાએ મહાવન હતું; તે વાવ, કૂવા, અને તળાવોથી પૂર્ણ હતું અને તેમાં સર્વ ઋતુઓમાં થનાર ફળનાં વૃક્ષો

હતા એમ પુરાણુમાં જણાવેલું છે[21] નહેરના પાણીની અનુકૂળતાથી એ સ્થળે બગીચો બનાવવામાં આવ્યો હશે એમ મારું મંતવ્ય છે આ મહાવન કાં તો રાજપ્રાસાદનું વિહારોદ્યાન (Palace gardens) કે નગરોપવન (Public park) હોવું જોઈએ

રાજપ્રાસાદ

**मोहपराजय**માં નોંધ છે કે સરોવરના કાંઠે ભવ્ય રાજપ્રાસાદ હતો[22] એનું સ્થાન મહાવનની દક્ષિણે અને સરોવરના નૈઋત્ય ખુણે સંભવે છે ત્યાં આગળ વિશાળ રાજદુર્ગના પાયાના અવશેષો હજી સુધી પણ જોવામાં આવે છે પાટણમાં કાળકા માતાના મંદિર પાછળનો જે કોટ છે તે આ દુર્ગની દિવાલનો બચેલો થોડો ભાગ છે

શિક્ષાગૃહો અને સત્રશાળાઓ

**द्वयाश्रय काव्य**માં અને કીર્તિસ્તંભના લેખમાં સહસ્રલિંગના કાંઠે શિક્ષાગૃહો, મઠો અને સત્રશાળાઓ (યજ્ઞ શાળાઓ) હતી એમ જણાવેલું છે આ શિક્ષણની સંસ્થાઓ માત્ર બ્રાહ્મણોને જ માટે હતી એમ ન હતું ત્યાં વાર્તિક એટલે વૈશ્ય વિદ્યા અને ક્ષત્રિય વિદ્યા પણ શીખ

---

(૨૧) पश्चिमे तस्य सरस स्थितं ब्रह्मन्महावनम् ।
सर्वकालफला यत्र वृक्षा सन्ति मनोहरा ॥
वापीकूपतडागेषु जलप्रस्रवणेषु यत् ।
तस्मिन्वने स्थित पुण्यं स्नानात्स्वर्गप्रद नृणाम् ॥
१६, २६०-२६६

(૨૨) एषा सुभ्रु सरस्वती सरिदिद् श्रीसिद्धभर्तु सर
चैतत्तन्वि वकस्थल पृथुयश स्त मोऽयमभ्रंलिह ।
प्रासादो नृपते रवेर्निरुपम सुधर्मणिसौधापण
श्रोणि श्रेणिरियं श्रिया च नगरे दृष्टव्यमस्मिन्न किम् ॥
८, ३

વવામાં આવતી હતી.[૨૩] આ મકાનો ઉત્તર હિંદના મહા માર્ગ ઉપર સરોવરના અગ્નિકોણમાં હશે એમ મારુ માનવું છે.

### ધર્મશાળાઓ

પુરાણમાં એવો ઉલ્લેખ છે કે સરોવર ઉપર બ્રાહ્મણો, યતિઓ અને તપસ્વીઓ માટે આગારો એટલે ધર્મશાળાઓ હતી.[૨૪] આ મકાનો પણ મહા માર્ગ ઉપર સરોવરના ઇશાન કોણમા હશે કેમકે નદી ઉતર્યા પછી વટેમાર્ગુઓ પ્રથમ એ સ્થળેજ આવે.

### ઉપસંહાર

**सरस्वतीपुराण** માંથી સહસ્રલિંગ સરોવરનાં અને તેની આજુ-બાજુનાં સ્થાનકો સંબંધી આટલી હકીકત મળે છે. તે ઉપરાંત તેમાં હિમાલયથી આરંભી પ્રભાસ સુધીનાં સરસ્વતીનાં તીર્થોનું વિગતવાર વર્ણન છે. **स्कन्दपुराण** માં આપેલી હકીકતને આ પુરાણ ઘણે અંશે અનુસરે છે. 'ઘણે અંશે' કહેવાનું કારણ એ કે ગ્રંથકારે જાત માહિતીથી તેમાં કેટલોક ફેરફાર કર્યો છે; તેથી તેરમા શતકના ગુજરાતના સારસ્વત પ્રદેશની ભૂગોળ માટે આ પુરાણ ઉપયોગી છે. તેમાં રાજકીય ઇતિ-

---

(૨૩) धर्मपालनपदोपाध्यायशिक्षागृहम् । शिलालेख पं. १
स वार्त्तिकसूत्रिकान्कालपसूत्रानागमविधिकान् ।
सांसर्गविद्यांस्त्रैविद्यानांगविद्यांश्च को विदान् ॥
क्षात्रविद्यान्धार्मविद्यांल्लोकायितिकविद्विषः ।
याज्ञिकानौक्थिकांश्चात्र चक्रे प्रीणयितुं महान् ॥
पापकाककुलश्येन पातायां तत्तटीभुवि ।
सत्रशालां नृपश्चक्रे तिलपातक्रियाजुषाम् ॥ द्वया. क.
१५, ११६-२०-२१

(૨૪) तत्रागाराणि तेनैव स्थापितानि सरस्तटे ।
ब्राह्मणानां यतीनां च तृप्त्यर्थं च तपस्विनाम ॥ १६ १२३

હામ્મીની હકીકત બહુ થોડી છે પરંતુ જે છે તે કેટલીક બાબતો ઉપર અપૂર્વ પ્રકાશ નાખે છે દાખલા તરીકે ચાવડાઓ સબંધી એમ જણાવેલું છે કે તેઓ આબુ તરફથી આવ્યા હતા, તેઓ દારૂડીઆ હતા અને તેમણે સરસ્વતીના તીર્થોનો નાશ કર્યો હતો [૨૫] પ્ર ચિં મા તેમને ચાંડાળ અને લૂટારા જણાવવામા આવ્યા છે કેટલાક પુરાતત્ત્વવિદો તેમને મધ્ય એશિયાની હૂણ જાતિના ગણે છે તેમા કાંઈક સત્યાંશ હોય એમ આથી જણાય છે આંતરિક પુરાવાના આધારે શ્રી કનૈયાલાલ દવેએ આ પુરાણ સિદ્ધરાજના રાજ્યકાળના અંતમા રચાયાનુ સિદ્ધ કર્યું છે એ જોતા જૈનેતર સાહિત્યમા ગુજરાતના ઇતિહાસ સબંધી હાલ સુધી મળી આવેલા ગ્રંથમા એ જૂનામા જૂનો ગ્રંથ છે અને તેથી પ્રસિદ્ધ કરવા જેવો છે [૨૬]

## સહસ્રલિંગ સરોવરના નકશાની વિશેષ સમજુતી અને સૂચના

(૧) ત્રિવેણીતીર્થ આગળ થોડે અંતરે જગદાયી મંદિરની સામે કાંઠે મૌલાના સાહેબની એક નાની દર્ગાહ છે (૨) રુદ્રકૂપ જ્યા આગળ સરસ્વતી નદી સરોવરમા વહે છે ત્યા ત્રિવેણીતીર્થના ત્રણ કુંડો

---

(૨૫) ये तु क्रोधरसानामा विष्णुनाभिहता पुरा ।
चापोत्कटा इति ख्याता संभूता धरणीतले ॥
संप्राप्तैतन्महास्थानमर्बुदारण्यसंस्थिता ।
प्रवसन्रौद्रकर्माणो मद्यपा निरपत्रपा ॥
येषा स्पर्शभयाद्देवी तीर्थे सह सरस्वती ।
अदृश्या तत्र संजाता देवैर्ऋषिगणै सह ॥ ૧૫ ૬૮–૭૦

(૨૬) ફાર્બસ ગુજરાતી સભાએ આ ગ્રંથ પ્રકટ કરવાની વ્યવસ્થા કરી છે એમ સાભળ્યુ છે આ પુરાણની એક હાથપ્રત પૂનાના પ્રાચ્ય વિદ્યામંદિરમા પણ છે એમ ખબર મળી છે

છે. (૩) દશાવતારના મંદિરની નીચે સૈયદ હુસેન સાહેબની દર્ગાહ આવેલી છે. (૪) રાણીની વાવની નીચે મહાકાલનું મંદિર છે. (૫) સરસ્વતીનો હાલનો પટ—એ શબ્દોમાં ર અને સ્વ અક્ષરની વચ્ચે ભૂતેશનું મંદિર છે. નો અક્ષર જ્યાં છે ત્યાં ભૂતમાતાનુ મંદિર છે. નો અને પટની વચ્ચે કપાલીશ મહાદેવનું મંદિર છે. (૬) સરોવર પાસે જ્યાં સફેદ ટપકાં છે તે ઠેકાણે ચારે બાજુએ મહાદેવનાં ૧૦૦૮ પાણીમાં ડુબતા લિંગ અથવા બાણો હતાં. આવી જ રચના ઉજ્જનમાં મહાકાળેશ્વર પાસેના કુંડમાં છે. (૭) આજે તો સહસ્રલિંગ સરોવર ભાંગી ખેદાનમેદાન થઇ ગયું છે અને મહેસાણા—કાકોશી રેલ્વે લાઇન તેમાં આરપાર થઇને જાય છે. (૮) સરસ્વતી નદીએ પણ પોતાનો પટ બદલ્યો છે અને પાટણ શહેરનું સ્થાન પણ બદલાયલું છે. કાળની ગતિ ન્યારી છે.



# શ્રી હેમચંદ્રાચાર્ય : ઇતિહાસકાર

શ્રી હેમચદ્રાચાર્ય સમર્થ જૈન સાહિત્યકાર હતા, પરન્તુ તેમની સાહિત્ય પ્રવૃત્તિ માત્ર જૈન ધર્મના ગ્રથો જ રચવામા બધાઈ રહી નહોતી તેઓએ ગુજરાતને ગૌરવવન્તુ કરવાને સસ્કૃત સાહિત્યની વિધવિધ શાખાઓમાં પાડિત્યપૂર્ણ ગ્રથો રચેલા છે, અને તેથી તેઓ યોગ્ય રીતે જ કલિકાલસર્વજ્ઞ કહેવાયા છે કાવ્યકાર, આલકારિક, શબ્દકોશપ્રણેતા, વૈયાકરણ, ભાષાશાસ્ત્રી, ચરિત્રકાર, દાર્શનિક, ધર્મશાસ્ત્ર નિર્માતા, ઇતિહાસકાર, વગેરે તરીકે તેમણે કરેલી પ્રવૃત્તિઓનુ અનેક રીતે અવલોકન થઈ શકે એમ છે. આ નિબધમા ઇતિહાસકાર તરીકે તેમની પ્રવૃત્તિનુ મલ્યાકન કરવાનો ઉદ્દેશ છે

શ્રી હેમચદ્રાચાર્યનુ ઇતિહાસ લેખક તરીકેનુ—અથવા તેમની કોઈ પણ પ્રવૃત્તિનુ—દર્શન કરતા પહેલા તેમના જીવનના સીમાચિહ્નો આપણે પ્રથમ જોઈ જવા ઘટે તેમનો જન્મ ધધુકામા વિ સ ૧૧૪૫ મા થયો હતો કેટલાકના મતે સ ૧૧૫૦ મા અને બીજાના મતે સ ૧૧૫૪ મા તેમને દીક્ષા આપવામા આવી હતી તેમને સૂરિપદ સ ૧૧૬૬ મા પ્રાપ્ત થયુ હતુ અને સ ૧૨૨૯ મા ૮૪ વર્ષની ઉમ્મરે તેઓ મોક્ષે ગયા હતા તેમનો જીવનકાળ સિદ્ધરાજ (સ ૧૧૫૦ થી ૧૧૯૯) અને કુમારપાલ (સ. ૧૧૯૯ થી સ ૧૨૨૯) એમ બને સમર્થ ગુર્જર સમ્રાટોના રાજ્યકાળને આવરી લે છે એ સમય ગુજરાતના ગૌરવનો મધ્યાહ્નકાળ હતો અને તેથી તેમની અને તેમના શિષ્યોની

સાહિત્યપ્રવૃત્તિ વિસ્તૃત અને પ્રભાવશાળી બની હતી. શ્રી. હેમચંદ્રાચાર્યની પહેલાંનું ગુજરાતનું સાહિત્ય દીનહીન દશામાં હતું. તેને તેમણે જાદુગરની કલાથી એકાએક સમૃદ્ધિવન્તુ બનાવી દીધું. શું આર્યાવર્તમાં કે શું જગતમાં આટલા વિવિધ પ્રકારના ગ્રંથો લખનાર ગ્રંથકાર હજીસુધી જોવામાં આવ્યો નથી. એક-બે વિષય ઉપર ઘણા ગ્રંથો લખનારનાં દૃષ્ટાન્તો મળી શકશે. પણ આટલા જૂદા જૂદા વિષયો ઉપર ગ્રંથો લખનાર એક જ માણસ જગતના ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે.

શ્રી. હેમચંદ્રાચાર્યની સાહિત્યસેવાઓ વિવિધ સ્વરૂપે વિસ્તરી છે, પરન્તુ તેમાં તેમની ઇતિહાસસેવા અપૂર્વ છે. તેમના પહેલાં સાહિત્યની અન્ય શાખાઓમાં કંઈ કંઈ પ્રયત્નો થયા હતા, પરંતુ ઇતિહાસલેખનની શાખામાં કોઇ જાતનો પ્રયત્ન થયો નહોતો. આર્યાવર્તના અન્ય પ્રાન્તોની પણ તે વખતે શી સ્થિતિ હતી? હર્ષચરિત, નવસાહસાંકચરિત, વિક્રમાંકદેવ ચરિત, ગૌડવહો—એ વ્યક્તિઓનાં જીવનચરિત્રો હતાં, કંઈ રાજવંશોના ઇતિહાસગ્રંથો નહોતા. પૃથ્વીરાજવિજય કાવ્યમાં ચૌહાણ વંશનો ઇતિહાસ છે, પણ તેની રચના દ્વયાશ્રય પછી થએલી છે. રાજતરંગિણી ગ્રંથ પણ પૂરો થયો હતો દ્વયાશ્રયની પછી. 'રાજ્યશ્રી મૂલકલ્પ' તો હજી હમણાં હાથ લાગ્યો છે. અને તેની રચના ક્યારે થઈ તે નિશ્ચિત નથી. આથી શ્રી. હેમચંદ્રાચાર્યનું ઇતિહાસકાર તરીકેનું મહત્ત્વ ભારતવ્યાપી છે. ગુજરાતમાં આનર્તના ક્ષત્રપો, વલભીના મૈત્રકો અને લાટના રાષ્ટ્રકૂટો વિષે કંઈપણ નોંધ કોઇએ લખી નહોતી, એટલું જ નહિ પણ ચાવડાઓનો ઇતિહાસ પણ માત્ર મૌખિક આખ્યાયિકાઓમાં થોડો ઘણો જળવાઇ રહ્યો હતો, આથી શ્રી હેમચંદ્રાચાર્યે ચૌલુક્ય વંશનો ઇતિહાસ રચીને ગુજરાતનું ગૌરવ જાળવી રાખવાનો જે પ્રયત્ન કર્યો હતો તે ખરેખર અપૂર્વ હતો.

આચાર્યશ્રીએ ચૌલુક્યોનો ઇતિહાસ બે ગ્રંથોમાં લખ્યો છે;— સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યમાં અને પ્રાકૃત કુમારપાળચરિતમાં. એ ઉપરાન્ત

ત્રિશષ્ટિપુરૂષશલાકાના મહાવીરચરિતમાં કુમારપાળ સંબંધી કેટલીક નોંધ કરેલી છે. કદાચ એમ કહેવામાં આવે કે મહાકાવ્ય રૂપે રચાએલો ઇતિહાસ તે ઇતિહાસ નામને પાત્ર નથી. તો પૂછવાનું કે ઇતિહાસની આધુનિક વ્યાખ્યા પ્રમાણેના ગ્રંથો પ્રાચીનકાળમાં કેટલા લખાયા છે? દ્વયાશ્રય કાવ્ય રચવાનો ઉદ્દેશ માત્ર વ્યાકરણના રૂપો આપવાનો કે મહા કાવ્યની રચના કરવાનોજ નહોતો. જો એમજ હોય તો એ ઉદ્દેશના વાહન તરીકે ઐતિહાસિક વિષય જ શા માટે પ્રસંદ કરવામાં આવ્યો? તેને માટે પૌરાણિક કથા અથવા તો કોઇ તીર્થંકરનું ચરિત્ર પસંદ ન કરી શકાત? ઐતિહાસિક વિષય પસંદ કરવામાં આચાર્યશ્રીનો મુખ્ય ઉદ્દેશ ગુજરાતના ગૌરવાન્વિત ઇતિહાસનું આલેખન કરવાનો હતો એમ હું ધારું છું. અને એ ઉદ્દેશ તેમણે આરંભના ૨—૩ શ્લોકોમાં વ્યક્ત પણ કર્યો છે.

દ્વયાશ્રય કાવ્યની ઇતિહાસમાં ગણના ન કરવામાં કારણોના તેમાં આવતા ચમત્કારો જણાવવામાં આવે છે. દાખલા તરીકે ઉજ્જયિનીની યોગિનીઓ, કનકચૂડ નાગ અને બર્બર રાક્ષસના પ્રસંગો. પરંતુ એ પ્રસંગો અમાનુષિક વ્યક્તિઓના કે—સિદ્ધરાજે કોઇ ચમત્કાર બતાવ્યાનું જણાવેલું નથી —તેથી ઇતિહાસને અહત કરવાનું નથી. મહાકાવ્યની રચનામાં અદ્ભુત રસની નિષ્પત્તિ માટે એ પ્રસંગો આલેખાયેલા છે. આ ચમત્કારો કાલ્પનિક છે એમ આપો આપ જણાઇ આવે છે. તેનાથી ઐતિહાસિક તત્ત્વને કંઇ અડચણ નડતી નથી.

દ્વયાશ્રયમાં ચૌલુક્યોના બધા ઐતિહાસિક પ્રસંગો લીધેલા નથી. તેના બે કારણો છે. તેમાં એક એ કે મહાકાવ્યના ચોકઠામાં ઇતિહાસ ઢાળવાનો હોવાથી બધા પ્રસંગો લેવામાં આવે તો ગ્રંથનો વિસ્તાર વધી જાય અને બીજુ કારણ એ કે આ કાવ્ય જે રાજાના આશ્રયે રચવામાં આવ્યું હતું તેના ચિત્તને અપ્રસન્ન કરે તેવા પ્રસંગોને સ્પર્શ કરવાથી દૂર રહેવું. આ જ કારણથી ચૌલુક્ય રાજાઓના એક પણ

પરાજયનો તેમાં નિર્દેશ નથી. મૂળરાજનો શાકંભરીના વિગ્રહરાજના હાથે થએલો પરાજય, ચામુંડ અને ભીમના માળવાના પરાજય, નાડોલ અને શાકંભરીના રાજાઓના હાથે થએલા ભીમ અને કર્ણના પરાભવો, મહમ્મદ ગજનવીની સોમનાથ ઉપરની ચઢાઇ, વગેરે પ્રસંગો આ કારણથી ત્યજી દેવામાં આવ્યા છે. આ પ્રમાણે ચૌલુક્યોના પરાજયો વિષેનું આચાર્યશ્રીનું મૌન સમજી શકાય એમ છે, પરન્તુ તેમણે ચૌલુક્યોના કેટલાક વિજયો સંબંધી પણ મૌન સેવ્યું છે, જે સમજવું કઠણ છે. તેમણે મૂળરાજનો આબુના ધરણીવરાહ ઉપરનો વિજય વર્ણવ્યો નથી. જો કે તેના સોરઠવિજયમાં આબુનો રાજા તેની સાથે યુદ્ધમાં સામેલ હતો એમ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સિદ્ધરાજના સોરઠ વિજય વિષે દ્વયાશ્રયમાં એક અક્ષર પણ લખવામાં આવ્યો નથી. જો કે વ્યાકરણમાં તેનો ઇસારો છે. આવો સિદ્ધરાજના પરાક્રમનો મહત્ત્વનો પ્રસંગ કેમ છોડી દેવામાં આવ્યો હશે? તેનું કારણ હું તો રાણકદેવીનો પ્રસંગ સમજું છું. સોરઠ આક્રમણનું કારણ સિદ્ધરાજના ચરિત્રને કલંકિત કરે તેવું હોવાથી તે પ્રસંગ છોડી દેવામાં આવ્યો છે એમ હું ધારૂં છું. વળી કોઇ કહેશે, તો પછી સિદ્ધરાજના હાથે થએલા શાકંભરીના ચૌહાણ રાજા અર્ણોરાજના પરાજય વિશેના મૌન માટે શો બચાવ છે? તેને માટે હું એમ સમજું છું કે સિદ્ધરાજે અર્ણોરાજને હરાવ્યો હતો એ ખરૂં, પણ પાછળથી પોતાની એકની એક પુત્રી તેને પરણાવી હતી. આથી સિદ્ધરાજના જમાઇના પરાભવના વર્ણનનો આ કાવ્યમાં ત્યાગ કરવામાં આવ્યો હશે, જો કે અર્ણોરાજના કુમારપાલ સાથેના યુદ્ધના પ્રસંગનો સહેજ ઇસારો જોવામાં આવે છે ખરો. આ પ્રમાણે ઇતિહાસકાર અગત્યના બનાવો વિષે મૌન સેવે તે યોગ્ય કહેવાય નહિ, પરન્તુ તે સમયની સ્થિતિનો જો વિચાર કરવામાં આવે તો એ ક્ષતિ ક્ષમ્ય ગણાશે. હાલના રાજાઓનાં ચરિત્રો અથવા રાજ્યાશ્રયે લખાએલા કે રાજસેવકોએ લખેલાં ઇતિહાસો તપાસશો તો આ ક્ષતિથી તે ભાગ્યેજ મુક્ત હશે. શાસન કરતી પ્રજાઓના મનુષ્યોએ

શાસિત પ્રજાઓના લેખોના ઇતિહાસો પણ નિષ્પક્ષપાતથી લખાએલા ક્યાં જોવામાં આવે છે?

પરન્તુ દ્વયાશ્રયની ઐતિહાસિક હકીકતો યોગ્ય તુલનાપૂર્વક મેળવવામાં આવી છે, એમ અભ્યાસીને જણાયા વિના રહેતું નથી. જે હકીકત પુરતા પુરાવાવાળી જણાએલી નહિ, તેનો સ્વીકાર કરવામાં આવ્યો નથી ચાવડાવંશ સંબંધી આખ્યાયિકાઓને યોગ્ય પુરાવાનો ટેકો નહિ હોવાથી, દ્વયાશ્રયમાં ઇતિહાસનો આરંભ જ ચૌલુક્ય વંશથી કરવામાં આવ્યો છે મૂળરાજના પિતૃવંશનો વૃત્તાન્ત પણ વિશ્વસનીય જણાયો તેટલો જ આપવામાં આવ્યો છે પાછળના પ્રબન્ધકારોએ મળી આવી તેવી આખ્યાયિકાઓ લખી નાખી છે, પરંતુ આચાર્યશ્રીએ તેમ કર્યું નથી દ્વયાશ્રયમાં મૂળરાજના પિતાનું નામ આપવામાં આવ્યું છે, પણ તે ક્યાં રાજ્ય કરતો હતો તેની માહિતી મળેલી નહિ તેથી એ જણાવેલું નથી મૂળરાજનો ચાવડાઓ સાથેનો સગાઈસંબંધ પણ શંકાથી મુક્ત ન હોવાથી આપવામાં આવ્યો નથી. કર્ણના મામા મદનપાલના જુલમની આખ્યાયિકા વિષે પણ ખાત્રીલાયક પુરાવો મળ્યો નહિ હોય તેથી દ્વયાશ્રયમાં તેનો ઉલ્લેખ થયો નથી. આ પ્રમાણે સાચા ઇતિહાસકારને છાજે તેવી રીતે બનાવોના પુરાવાની યોગ્ય તુલના કર્યા પછી જ તે તે બનાવોનો સ્વીકાર થએલો છે આથી જે બનાવ વિષે દ્વયાશ્રય અને બીજા પ્રબન્ધમાં મતભેદ હોય, તેમાં દ્વયાશ્રયની હકીકત પ્રમાણભૂત માનવી જોઇએ એમ મને લાગે છે દ્વયાશ્રયમાં આવતા બનાવોમાં કદાચ અતિશયોક્તિ હશે, પરન્તુ એકપણ બનાવ હજુ સુધી ખોટો સાબીત થયો નથી. ઉલટું, ઘણી હકીકતો પાછળથી મળી આવેલા પ્રમાણોથી સિદ્ધ બની આવે છે દા. ત. મીનળદેવીનો પિતૃવંશ અને તેની રાજધાની, દુર્લભદેવનો મારવાડના રાજા મહેન્દ્રની બેન સાથેના સ્વયંવરથી થએલા વિવાહ વગેરે.

શ્રી હેમચંદ્રાચાર્યે એક પણ ઐતિહાસિક પ્રસંગ કલ્પિત ઉભો કર્યો નથી મૂળરાજનો સોરઠવિજય અને ચામુંડનો લાટવિજય એ બે

બનાવો કલ્પિત છે એમ રા. દુર્ગાશંકર શાસ્ત્રી તેમના ગયા વર્ષે પ્રસિદ્ધ થએલા બહુમૂલ્ય ઇતિહાસમાં જણાવે છે. પરન્તુ તેમનો એ નિર્ણય કબૂલ રાખી શકાય એવો નથી. મહમ્મદ ગજનવીની સોરઠ ઉપરની ચઢાઇના હેવાલ ઉપરથી જણાય છે કે સોરઠ પ્રાંત ભીમના તાબામાં હતો. અને ભાવ બ્રહસ્પતિની પ્રશસ્તિમાં પણ લખેલું છે કે પ્રભાસમાં ભીમે સોમેશ્વરનું પત્થરનું મંદિર બંધાવ્યું હતું. મૂળરાજ પછીના કોઈ રાજાએ સોરઠ ઉપર ચઢાઈ કર્યાનું કોઇ ગ્રંથમાં નથી, તો ભીમના તાબામાં એ પ્રાંત ક્યાંથી આવ્યો ? વળી એમ માનીએ કે મૂળરાજનું ગૌરવ વધારવા માટે મહાકાવ્યકારે આ પ્રસંગ બનાવટી ઉભો કર્યો છે, તો સિદ્ધહૈમ શબ્દાનુશાસનમાં—જે શ્રી હેમચંદ્રાચાર્યનો પ્રથમ ગ્રંથ છે અને દ્વયાશ્રય પૂર્વે ઘણાં વર્ષ ઉપર રચાયો હતો—તેમાં નીચેનો શ્લોક જોવામાં આવે છે તેનું શું ?

**पूर्वभवदारा गोपीहरणस्मरणादिव ज्वलितमन्युः**
**श्री मूलराज पुरुषोत्तमोऽवधीद् दुर्मदाभीरान्** ॥ २ ॥

આમાં કાબાઓના હાથે કૃષ્ણની સ્ત્રીઓના હરણનો ઉલ્લેખ છે, તેથી આ દુર્મદ આભીરો તે સોરઠના ચૂડાસમા રાજાઓ જ હોવા જોઇએ તેમાં શંકાને સ્થાન નથી. આ ઉપરથી જણાશે કે મહાકાવ્યની આવશ્યકતા માટે આચાર્યશ્રીએ એ પ્રસંગ કલ્પિત ઉભો કર્યો નથી. આ બનાવને કલ્પિત માનવા માટે રા. શાસ્ત્રીજી એવું કારણ આપે છે કે આ પ્રસંગનો અન્ય કોઈ ગ્રંથમાં ઉલ્લેખ નથી. પરન્તુ એક જ ગ્રંથમાં જણાવેલી હકીકતને વિશ્વસનીય ન ગણવી જોઇએ એવો સિદ્ધાન્ત જો માન્ય કરીએ તો નીચેના પ્રસંગોને પણ શું કલ્પિત માનીશું ? ભીમની સિન્ધ ઉપરની ચઢાઈ માત્ર દ્વયાશ્રયમાં છે. કર્ણની સિન્ધ ઉપરની ચઢાઇનો ઉલ્લેખ માત્ર કર્ણસુન્દરી નાટિકામાં છે, તથા કુલચંદ્રનું અણહિલવાડ ઉપરનું આક્રમણ, કર્ણનો આશા ભિલ્લનો પરાજય અને કર્ણાવતી રાજધાનીની સ્થાપના, મદનપાળનો જુલમ અને અજયપાળનું

મૂન એ પ્રસંગો માત્ર પ્રબન્ધ ચિંતામણીમાં છે આ બધા પ્રસંગોનો ઇતિહાસમાં આધાર લેવાય છે તો મૂળરાજના મોહવિજયને કલ્પિત શાથી માનવો? ગ ગાર્બીડ ચામુંડનો લાટવિજય પણ કલ્પિત માને છે, કારણ કે એ પ્રદેશ સં. ૧૦૭૮ સુધી ગપ્તકોટોને તાબે હતો પરન્તુ એ વર્ષ પછી ચામુંડે લાટ ઉપર આક્રમણ કેમ ન કર્યું હોય? કર્ણનું નવસારીનું તામ્રપત્ર પણ ચૌલુક્યોનું ત્યાં સુધીનું આધિપત્ય સૂચવે છે દુર્લભ, ભીમ અથવા કર્ણે લાટ પ્રદેશ ઉપર આક્રમણ કર્યાનું કાંઈ ગ્રન્થમાં સૂચન નથી તો ચામુંડનો લાટવિજય કલ્પિત કેમ ગણી શકાય?

આચાર્યશ્રીએ નાના નાના પ્રસંગને મોટું રૂપ આપ્યાનું પણ જણાતું નથી વલ્લભને માળવા ઉપર ચઢાઈ કરવા ગએલા વર્ણવ્યો છે, પણ તે રોગગ્રસ્ત થવાથી પાછો આવ્યો હતો એમ દ્વયાશ્રયમાં સ્પષ્ટ ઉલ્લેખ છે હવે, જો આ પ્રસંગને મહાન વિજયનું રૂપ આપ્યું હોત—માળવામાં વિજય કરીને તે પાછો આવ્યો એમ લખ્યું હોત, તો તેમ સહેલાઈથી કરી શકાત, પણ તેમ ન કરતા, આચાર્યશ્રીએ જે સત્ય હકીકત લખી છે, તે તેમની સત્યપ્રિયતા દર્શાવે છે

દ્વયાશ્રયમાં આવતા ભૌગોલિક નામો કાલ્પનિક હોય તેમ વણાને લાગે છે પરન્તુ બારીક તપાસ કરતા ઘણા ખરા નામો સત્ય જણાય છે કેટલાક સ્થળ નામોને સંસ્કૃતરૂપ આપવામાં આવ્યા છે જ્યારે કેટલાક નામો પાછળથી બદલાઈ ગયા હોવાનો સંભવ છે જમ્બુમાલી નદીનું નામ બદલાઈને પાછળથી ભાદર થયું જણાય છે સમુદ્ર મધ્યેનો શ્રીમત્તર પર્વત (સર્ગ ૪, શ્લોક ૧૯) તે એડનની નજીક આવેલો સોકોટ્રા બેટ છે, સિન્નગામ (૮, ૫૪) તે ઝાલોર પાસેનું સિનાણા છે, શંગીત (૧૫, ૬૭) તે કોલ પાસેનું ગોગ્મિા હોય એમ લાગે છે સિંહપુર (૧૫, ૯૭) તે ભાવનગર પાસેનું સિહોર છે નાદીપુર (૧૬, ૨૩) તે કોડીનાર પાસેનું નારદીપુર અથવા દેવગામ પાસેનું નાળિયા જણાય છે આ રીતે, દારીઆદાદ અને રજપુતાનાની ભૂગોળના પુસ્તકો અને સર્વેના

નકશાઓનું સંશોધન કરવામાં આવે તો ઘણાં નામો ઉપર પ્રકાશ પાડવાનો સંભવ છે.

આ પ્રમાણે સાચા ઇતિહાસકારને શોભે તેવી રીતે, શ્રી હેમચંદ્રાચાર્યે દ્વયાશ્રય કાવ્યમાં યોગ્ય તુલનાપૂર્વક ઐતિહાસિક પ્રસંગોનો સંગ્રહ કર્યો છે. જે બાબતો પુરતા પુરાવા વિનાની હતી તે છોડી દીધી છે, કોઈપણ ઐતિહાસિક પ્રસંગ કલ્પિત ઊભો કર્યો નથી, અને મોઢાની આખ્યાયિકાઓને યોગ્ય સંશોધન વિના સ્વીકારી લીધી નથી. દ્વયાશ્રય કાવ્ય ગુજરાતનું પહેલવહેલું ઐતિહાસિક કાવ્ય છે અને સમસ્ત આર્યાવર્તના ઐતિહાસિક સાહિત્યમાં પણ તેનું સ્થાન મહત્ત્વનું છે. ગુજરાતના આદ્ય ઇતિહાસકારને કોટિશઃ વન્દન હો !



# ચાવડાઓની વંશાવળી.

## સાવનો

ચાવડાઓનો ઇતિહાસ ઘણું કરીને પાટણની સ્થાપનાથી શરૂ થાય છે એ પહેલાં [1] પંચાસરમાં ચાવડાઓનું રાજ્ય હતું ખરૂં, પણ ત્યાંના માત્ર એક જ રાજા—જયશેખર સંબંધી કંઈક હકીકત મળે છે [2] એ સિવાયના બીજા રાજાઓનો ઇતિહાસ હજી અંધારામાં જ છે

પાટણના ચાવડાઓની પણ જે હકીકત મળે છે તે બહુ જુજ છે તેમાં પણ, એ એટલી તો પરસ્પર વિરુદ્ધ, સંશયયુક્ત અને ગોટાળાભરેલી છે કે માત્ર થોડીક જ વિનાસંકોચે ઇતિહાસ રૂપે ગ્રાહ્ય થઈ શકે સૌથી વધારે ગુંચો તો એ રાજાઓની વંશાવળી વિષે છે એ ગુંચો ઉકેલવાનો પ્રયત્ન આ લેખમાં કર્યો છે

ચાવડાઓની વંશાવળી ઉપર પ્રકાશ નાખે એવા શિલાલેખો કે

---

1 જુઓ જનાશ્રય પુલકેશીનું તામ્રપત્ર, Bombay Gaz Vol I pt I p 109

2 જુઓ **रत्नमाल प्रबन्धचिंतामणि** માં પંચાસરનું નામ આપ્યું છે, પણ જયશેખરનું નામ તો માત્ર એક **रत्नमाल** માં જ છે

તામ્રપત્રો મળ્યાં નથી. [૩] માત્ર જે કાંઈ છે તે જુદા જુદા ગ્રંથોમાં આપેલી છૂટક છૂટક હકીકત. આ ગ્રંથો પણ તત્કાલીન રચાયેલા નથી, પરંતુ ઘણાખરા વાઘેલા વંશમાં રચાયેલા છે–એટલે ચાવડાવંશની સ્થાપના પછી સુમારે પાંચસે વર્ષે અને તેના અંત પછી સુમારે ત્રણસેં વર્ષે. કેટલાક ઇતિહાસના ગ્રંથો જેવા કે **द्वयाश्रय, कीर्तिकौमुदी** આદિમાં તો સોલંકી વંશથી જ આરંભ કરેલો છે. આવી સ્થિતિમાં ચાવડાવંશના ઇતિહાસની બાબતમાં મતભેદને અવકાશ જરૂર રહેવાનો.

જે ગ્રંથોમા ચાવડાઓની હકીકત છે તેનાં નામ આ પ્રમાણેઃ—

૧ **सुकृतसंकीर्तन** (સં. ૧૨૮૫ સુમારે). ૨ **सुकृतकीर्तिकल्लोलिनी** (સં. ૧૨૯૦ સુમારે). ૩ **प्रबन्धचिंतामणि** (સં. ૧૩૬૧). ૪ **विचारश्रेणि** ૫ **कुमारपालप्रबन्ध** (સં. ૧૪૯૨). ૬ **धर्मारण्य.** ૭ **रत्नमाल.** ૮ મિરાતે અહમદી. એ ઉપરાંત ભાટચારણોના ચોપડા.

---

૩. કેટલાક છે, પણ વંશાવળીમાં ઉપયોગી નથી. ઉપર્યુક્ત પુલકેશીનું તામ્રપત્ર ચાવડાનું માત્ર અસ્તિતત્વ સિદ્ધ કરે છે. (સં. ૭૯૪–૫ માં) હરસોળના તામ્રપત્રમાં (પુરાતત્વ, ૨, ૧) સં. ૧૦૦૫ માં થયેલા કોઈ યોગરાજનું નામ છે. પણ તે ચાવડો હોવાનું સિદ્ધ થતું નથી. ‘બુદ્ધિપ્રકાશ’ ૧૮૮૧, નવેમ્બરના અંકમાં વનરાજનું સં. ૮૦૨ નું તામ્રપત્ર પ્રસિદ્ધ થયું છે, પરન્તુ એ બનાવટી મનાય છે અને તેનાથી એ ચાવડાની વંશાવળી ઉપર કંઈ પ્રકાશ પડતો નથી. પાટણના ગણપતિના મંદિરમાં ઉમામાહેશ્વરની મૂર્તિ નીચે પાટણ સ્થપાયાની તિથિ (સં. ૮૦૨, ચેત્ર સુદ ૨ શુક્રવાર) સંબંધી લેખ છે. તે પણ પાછળથી કોરેલો જણાય છે. પાટણના પંચાસરના મંદિરમાં એક લેખ વનરાજગુરૂ શીલગુણસૂરિના શિષ્ય દેવચંદ્રસૂરિની મૂર્તિનો એને બીજો સં. ૧૩૦૧ નો વનરાજવિહાર બંધાવ્યા સંબંધીનો છે, પરન્તુ તે પણ આપણા વિષય માટે બહુ કામના નથી.

-વિતાઓ, પટ્ટાવલીઓ વગેરે.[૪]

૧ પુસ્તક અરિસિંહનું રચેલું છે તેમાં વસ્તુપાલનું ચરિત્ર છે તેના પહેલા સર્ગમાં ચાવડા વંશના રાજાઓના નામ છે તે તેના અનુક્રમ માટે ઉપયોગી છે ભાવનગરની આત્માનંદ સભા તરફથી પ્રકટ થયેલું છે

૨ આ પણ વસ્તુપાલની પ્રશસ્તિ છે તે ઉદયપ્રભસૂરિની રચેલી છે તે પણ રાજાઓના અનુક્રમ માટે ઉપયોગી છે એ ગાયકવાડ પ્રાચ્યમાળામાં **हम्मीरमदमर्दनम्** નાટકના પરિશિષ્ટમાં છપાયું છે

૩ આ ગ્રંથ મેરુતુંગનો રચેલો છે તેમાં ઐતિહાસિક રાજાઓ સંબંધી પ્રબંધો છે તેમાં **वनराजप्रबंध** માં ચાવડા સંબંધી હકીકત છે આ ગ્રંથ પંડિત દિનાનાથે ઈ સ, ૧૮૮૮ માં પ્રકટ કર્યો હતો હાલ તે દુષ્પ્રાપ્ય છે

૪ આ પણ મેરુતુંગનો રચેલો છે તેમાં રાજાઓના રાજ્યકાલના વર્ષો ફક્ત આપેલા છે તે અપ્રકટ છે તેની પ્રતો પુનાના ભાંડારકર ઈન્સ્ટીટ્યુટમાં, મુંબઈની એશીયાટીક સોસાઈટીમાં અને રાજકોટના વૉટસન મ્યુઝીયમમાં છે મુંબઈની અને પૂનાની પ્રતો બહુ અશુદ્ધ જણાય છે[૫]

૫ આ જિનમંડનનો રચેલો ગ્રંથ છે તેમાં આરંભમાં ચાવડા-વંશની નામાવલિ અને રાજ્યકાલના વર્ષ છે

૬ આ મોઢજ્ઞાતિનું પુરાણ છે તેના કેટલા પ્રકરણોમાં ચાવડા

---

૪ આમાંની કેટલીક હકીકત ફાર્બસસભાના હસ્તલિખિત પુસ્તકોની વિસ્તાર નામાવલિમાં છે

૫ રાજકોટની અને પૂનાની પ્રતોના ઉતારા શ્રીયુત દ બા ડિસ્કળકર અને મુંબાઈની પ્રતનો ઉતારો મિ મ ગો ખરેશાટે મોકલ્યો હતો તથી તેમનો આભારી છું મિ. ખરેશાટે તો પુષ્કળ મહેનત કરીને તિથિવારની જ્યોતિષ ગણત્રી પણ કરી આપી છે

વંશ સંબંધી હકીકત છે. તે સંવતના પંદરમા સૈકામાં રચાયો હશે એમ હું માનું છું.

૭ આ હિંદી કવિતાનો ગ્રંથ છે. તે પૂરો પ્રાપ્ત થયો નથી. ૭ રત્ન પૂરાં અને ૮ મું અધુરૂં છે. એ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રકટ થયો છે. તે કૃષ્ણદાસનો રચેલો છે.

૮ આ ફારસી ઇતિહાસનો ગ્રંથ છે. તેમાં આરંભમાં હિંદુ રાજાઓની હકીકત છે. એનો આધાર **प्र. चि.** જણાય છે.

## રાજાઓનો અનુક્રમ.

ચાવડાવંશના રાજાઓની સંખ્યા અને તે કયા ક્રમમાં થઈ ગયા તે વિષે પણ પ્રાચીન ગ્રંથો સહમત નથી. મુખ્ય રીતે બે ક્રમ નજરે પડે છે:—

૧

વનરાજ, યોગરાજ, ક્ષેમરાજ, ભૂવડ, વૈરિસિંહ, રત્નાદિત્ય, સામંતસિંહ.

૨

વનરાજ, યોગરાજ, રત્નાદિત્ય, વૈરિસિંહ, ક્ષેમરાજ, ચામુંડ, રાહડ (આકડ, આહડ, ઉહડ, ઘાઘડ) ભૂવડ (ભૂયટ, ભૂભટ, સામંતસિંહ).

રાહડનાં બીજાં જે ચાર નામો છે તે જુદા જુદા ગ્રંથમાં જુદાં છે, પરંતુ જેમ સંસ્કૃત **भूभट** ઉપરથી ભૂવડ કે ભૂયડ થયેલું હોવું જોઇએ, તેમ સં. **राजभट** ઉપરથી રાહડ થયેલું હું માનું છું અને તે યોગ્યતમ છે. એ નામ **सुकृतसंकीर्तन**માં છે. 'સામંતસિંહ' ભૂવડનું બિરૂદ હશે એમ જણાય છે.

પહેલો અનુક્રમ માત્ર **कु. प्र., र. मा.** અને મિરાતે અહમદીને સંમત છે, જ્યારે બીજો તે સિવાય બધા ગ્રંથોમાં આપેલો છે. **प्र. चि.** નાં બે ભિન્ન સંસ્કરણ હશે એમ જણાય છે. પંડિત દિનાનાથે પ્રકટ કરેલી સંસ્કૃત આવૃત્તિમાં મુખ્ય ભાગમાં બીજો અનુક્રમ છે; જ્યારે

પરિશિષ્ટના પાઠાંતરમ અને તેના ગુજરાતી ભાષાંતરમાં પ્રથમનો અનુક્રમ છે આથી એમ તર્ક કરીએ તો ખોટું નથી કે મેરુતુંગે પ્રથમ પહેલા અનુક્રમવાળું પ્રકરણ તૈયાર કર્યું હશે અને પાછળથી તેને વિશેષ સંશોધનના અંતે બીજો ક્રમ વધારે યોગ્ય લાગ્યો હશે, તે તેણે **વિ. શ્રે** મા અને બીજા પ્રકરણમાં દાખલ કર્યો હશે **કુ પ્ર ર. મા** અને મિરાતે અહમદીના કર્તાઓએ પોતાના ગ્રંથો **પ્ર. ચિં** ના આધારે રચેલા જણાય છે અને તેમની પાસે તેનું પ્રથમ પ્રકરણ હોવાથી તેમણે એ ક્રમ પોતાના ગ્રંથોમાં દાખલ કર્યો હશે. ગેઝેટીયર અને રાસમાળાના લેખકો પાસે પણ એના પ્રથમ પ્રકરણવાળી પ્રતો હોવી જોઈએ, એમ તે વાંચતા જણાઈ આવે છે, આ રીતે જોતા માત્ર એક જ ગ્રંથમાં (**પ્ર ચિં**) પ્રથમ અનુક્રમ ગણી શકાય—અને તે પણ તેના કર્તાએ પાછળથી બે વખત કર્યા છે,—ત્યારે બાકીના ગ્રંથોને બીજો ક્રમ સંમત છે જૈનોને પ્રામાણ્ય ગ્રંથ **धर्मारण्य** પણ એ બાબતમાં પુષ્ટિ આપે છે, તેથી એ ક્રમ જ વિશેષ યોગ્ય જણાય છે

## રાજાઓનો પરસ્પર સંબંધ

યોગરાજ વનરાજનો પુત્ર હતો, એ સર્વસંમત છે, તેમજ ક્ષેમરાજનો પુત્ર ચામુ. અને ત્યાર પછીના દરેક એક એકના પુત્રો છે, એમાં પણ મતભેદ નથી મતભેદ માત્ર રત્નાદિત્ય, વૈરસિંહ અને ક્ષેમરાજના સંબંધમાં છે **પ્ર ચિં** મા લખ્યું છે કે યોગરાજને ત્રણ પુત્રો હતા, જેમાંના એકનું નામ ક્ષેમરાજ હતું આ ઉપરથી ગેઝેટીયરના લેખકે એ ત્રણેને યોગરાજના પુત્રો ગણ્યા છે **धर्मारण्य**મા તો એ ત્રણે એક બીજાના પુત્ર હતા એમ છે રત્નાદિત્યના ટુંકા રાજ્યકાલ જતા વૈરિસિંહ એનો પુત્ર નહિં પણ પૌત્ર હશે એમ લાગે છે પરંતુ ક્ષેમરાજને પણ ભાઈ ગણવાનું કંઈ કારણ નથી **પ્ર ચિં** મા ક્ષેમરાજને યોગરાજનો ભાઈ કહ્યો છે, પરન્તુ પૌત્ર પણ કમાર કહી શકાય. **વિ. શ્રે** મા વૈરિસિંહનો ક્ષેમરાજ પુત્ર હતો એમ સ્પષ્ટ કહ્યું છે **तत स्व. ९०॰**

**૩૫૦ तत्सुत क्षेमराजस्य राज्य.** આથી ક્ષેમરાજ વૈરસિંહનો પુત્રજ હતો.

રાહડ પછી થયેલા રાજાનું નામ ગેઝેટીઅરના લેખકે આપ્યું નથી અને લખ્યું છે કે તેનું નામ જણાયું નથી—' Unknown 'છે. પરંતુ સર્વ ગ્રંથોમાં ભુવડ છે. (આગળ જણાવ્યા પ્રમાણે ભુભટ અને ભુવડ એક જ નામ છે અને સામંતસિંહ બિરૂદ છે.) ગેઝેટીઅરમાં આમ જણાવવાનું કારણ તેના લેખકની પાસે **वि श्रे.** ની ભ્રષ્ટ પાઠ વાળી પ્રત હોવી જોઈએ. રોયલ એશીયાટીક સોસાયટીની પ્રત બહુ અશુદ્ધ છે. તેમાં એ નામ રહી ગયું છે. એમાં પાઠ **૯૯૮ वर्षे पिविसुतप्रराज्य च** ॥ ૯ એમ છે. આ પાઠ દેખીતો જ અશુદ્ધ છે. વોટસન મ્યુઝીયમની પ્રતમાં શુદ્ધ પાઠ **૯૯૮ वर्षोपविग्रसुत सामंतसिंह राज्य वर्षे ९** એમ છે. આથી છેલ્લા રાજાનું નામ અજાણ્યું નથી.

ગેઝેટીઅરના લખાણના આધારે શ્રીયુત દત્તાત્રેય બાળકૃષ્ણ ડિસ્કળકરે હરસોલના તામ્રપત્રના આધારે એ છેલ્લા ચાવડાનું નામ યોગરાજ કલ્પ્યું છે. [૬]પરંતુ **मूलम नास्ति** એ ન્યાયે એ કલ્પના નિરર્થક છે. ગેઝેટીઅરની કલ્પનાજ નિર્મૂલ છે, તો તેના આધારે કરેલો તર્ક નિર્મળજ હોઈ શકે. વળી હરસોલના લેખમાં જે યોગરાજનું નામ છે તે ચાવડો હતો કે પાટણનો રાજા હતો એવો તેમાં લેશ માત્ર પણ ઉલ્લેખ નથી. વખતે એ કનોજના મહેન્દ્રપાલનો સામન્ત બીજો અવનિવર્મા હોય કે જેનું અપર નામ યોગવર્મા હતું.[૭]

મૂળરાજને સામંતસિંહનો દૌહિત્ર **वि. श्रे.** માં કહ્યો છે. પરન્તુ બીજા બધા ગ્રંથમાં ભાણેજ કહ્યો છે, તથી **वि. श्रे.** ની હકીકત બરોબર જણાતી નથી.

## કેટલોક નવો પ્રકાશ

---

૬. પુરાતત્ત્વ. પુ. ૨. અંક ૧

૭. ઊનાનું સં. ૯૫૬નું તામ્રપત્ર. શ્રી ડિસ્કળકરનો અપ્રકટ લેખ "ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં ઉમેરવાનું એક પ્રકરણ."

જો એમ કહેવામાં આવે કે મૂળરાજે મામાને કપટથી માર્યો એ વાત ખરી હોય તો ચાવડા વંશના સરદારો અને પ્રજા તેની વિરુદ્ધ કેમ ન પડયાં? એનું કારણ સામંતસિંહની વર્ણુંકમાં જણાય છે. **रत्नमाल** તેને અવિવેકી અને સારાસારનો વિચાર ન જાણનાર લખે છે. એ ઉપરાંત **धर्मारण्य** થી તો વિશેષ પ્રકાશ પડે છે. તેમાં તેને વિષયી, જીભના સ્વાદવાળો અને અંતઃપુરમાં જઇ ભરાઈ રહેનાર કહ્યો છે.

> **राजा भूवड नाम्ना च तत्सुतो राज्यशासने ।**
> **बहुमोदकभक्षी च कामी कामकलाबुधः ॥**
> **आसक्तो योषितां वृन्दे करिण्यां गजराडिव ।**
> **अंतःपुरे वसन्नित्यं कामसेवापरायणः ॥**

આ પ્રમાણે તે વિષયી હોવાથી સરદારો અને પ્રજા તેના વિરૂદ્ધ હોય અને જેમ કર્ણ વાઘેલાને કોઇએ મદદ ન કરી, તેમ તેને પણ મુળરાજ વિરૂદ્ધ કોઈએ મદદ ન કરી હોય તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી.

કોઈ કહે છે કે ભૂવડને છોકરૂં ન હતું. તો તેના પછી મુળરાજનો હક્ક હતો, તો તે શાથી મામાને મારે? એનો ઉત્તર એ કે રાજ્યલોભ એટલી ધીરજ ખમી શકતો નથી તેમજ ભુવડને પાછળથી છોકરૂં થાય અથવા બીજાને દત્તક લે એ સંભવિત હતું. વળી ભાટ ચારણોના કહેવા પ્રમાણે ભુવડને અહિપત નામે કુંવર બાર માસનો હતો, તે લઇને તેની મા તણોત જતી હતી અને પછી તે કુંવર કચ્છના લાખા ફુલાણીના શરણે ગયો હતો.[11] ભુવડને કુંવર થયા પછી મૂળરાજને રાજ્ય મળવાની આશા ન રહી હોય, તેથી પણ તેણે મામાનું ખુન કર્યું હોય.

આથી **प्र. चिं.** અને **धर्मारण्य**નું કથન યોગ્ય જણાય છે. **धर्मारण्य**થી બીજી એક બાબત ઉપર પણ પ્રકાશ પડે છે. વનરાજને ઉછેરવામાં જૈન આચાર્ય શીલગુણસૂરીએ મદદ કરી હતી એમ **प्र. चिं.**

---

૧૧ જૂઓ 'રાસમાળા' (ગુ. ભા. ત્રીજી આ.) પૃ. ૫૪, ફુટનોટ ૧.

જણાવે છે પરન્તુ એ વાત સર્વમાન્ય નહોતી એમ એ ગ્રંથમાંજ ધ્વનિ આવે છે

गुर्जराणा मिद राज्य वनराजात्प्रभृत्यपि ।
जैनैस्तु स्थापित मन्त्रे म्नदद्रेपी नैव मन्यते ॥

એટલે સંવત ૧૩૬૧ માં પણ આ સંબંધી મતભેદ હતો ત્યારે વનરાજને આશ્રય કોના તરફથી મળ્યો હતો? ધર્મારણ્યમાં જણાવ્યું છે કે મોઢેરાના મોઢ બ્રાહ્મણોએ આશ્રય આપ્યો હતો અને તે ત્યાંજ ઉછર્યો હતો

## પાટણની સ્થાપના

ચાવડાઓની વંશાવળીનો આરંભ ક્યાંથી ગણવો એ વિષે મતભેદ છે પાટણની સ્થાપનાનું અને ચાવડાઓના રાજ્યારંભનું વર્ષ એકજ છે તેથી પાટણની સ્થાપના ક્યારે થઇ એનો પ્રથમ વિચાર કરીશું વિ શ્રે સિવાયના બધા ગ્રંથોમાં સંવત ૮૦૨ છે જનશ્રુતિ પણ એજ વર્ષ જણાવે છે प्र. चिं. અને વિ શ્રે એ બન્ને ગ્રંથોમાં વાર, તિથિ અને ગામ એક જ છે. વૈશાખ સુદ ૨ ને સોમવાર સં ૮૦૨ માં આવે છે (૨૮ માર્ચ ૭૪૬ ઇ સ) ૮૨૧ માં નહિ એ વર્ષમાં તો સદર માસની સદર તિથિએ ગુરુવાર હતો (૨૮ માર્ચ ૭૬૫ ઈ સ) આથી સંવત ૮૦૨ જ ખરું વર્ષ જણાય છે

## વનરાજનો જન્મ

વનરાજના જન્મ વિષે એ કરતાં પણ વધારે ભેદ છે प्र चिं. પ્રમાણે વનરાજે ૫૯ વર્ષ, ૨ માસ અને ૧ દિવસ[12] રાજ્ય કર્યું

---

૧૨ ટપાલની પ્રતમાં ૨૧ દિવસ છે, પણ એ ભૂલ જણાય છે યોગરાજના રાજ્યારોહણની તિથિ અષાડ સુદ ૩ આપી છે, એટલે એક દિવસ થાય ૮૬૨ની સાલ મૂળમાં છે એ પણ ખોટી છે વનરાજના રાજ્યકાળના ૫૯ વર્ષ ગણતાં સં. ૮૬૧ જોઈએ (૮૦૨+૫૯)

હતું. તેનું રાજ્યારોહણ સં. ૮૦૨ વૈશાખ સુદ ૨ ગણતાં, મરણ સં. ૮૬૧ આષાઢ સુદ ૩ ના દિવસે થયું હશે. એની ઉમર ઉક્ત ગ્રંથમાં ૧૦૯ વર્ષ, ૨ માસ અને ૨ દીવસ[13] છે એટલે એનો જન્મ સં. ૭૫૨ વૈશાખ શુદ ૧૫ ના દિવસે હોવો જોઇએ. ગણત્રીથી આ તિથિ આપણે કાઢી તે બરોબર છે, કેમકે **रत्नमाल**માં પણ એ જ આપેલી છે. જુઓ:—

**विक्रमाजीत शाक वर्ष जान, शतसप्तदोहपंचासमान ।**
**ऋतु तव वसंत सबसुखराशि, वैशाख मास तिथि पूर्नमासि ॥८.३१.**

આ પ્રમાણે વનરાજના જન્મનું વર્ષ સં. ૭૫૨ કરે છે. પરંતુ ગેઝેટિયરના લખનારે વનરાજના જન્મની સાલ સં. ૭૭૬ (ઈ. સ. ૭૨૦) માની છે.[14] એના કારણમાં લખ્યું છે કે એ એકસો નવ વર્ષ જીવ્યો હોય અને મોટી ઉંમરે ગાદીએ બેઠા પછી એણે એટલું લાંબુ રાજ્ય ભોગવ્યુ હોય એ સંભવિત નથી. બીજું કારણ અને વધારે મહત્વનું એ જણાવવામાં આવ્યું છે કે સિંધના આરબોએ ઈ. સ. ૭૨૦ના અરસામાં ગુજરાત ઉપર આક્રમણ કર્યું હતું. તે વખતે વનરાજના બાપના રાજ્યનો નાશ થયેલો હોવો જોઇએ. તેથી એજ વર્ષ વનરાજના જન્મનું ગણી શકાય.

આમાંથી પ્રથમનું કારણ બહુ વજનદાર નથી કેમકે તે વખતે જીંદગીનું પ્રમાણ હાલ કરતાં વિશેષ હતું એ સહુ કોઈ કબૂલ કરશે. વનરાજના વખતમાં ૮૯–૯૦ વર્ષનું આયુષ્ય સાધારણ હોય એમાં શક નથી. કુમારપાલ ૮૨ વર્ષની ઉંમરે અને ભીમ બીજો પણ લગભગ તેટલી ઉંમરે મરણ પામ્યો હતો. આ પ્રમાણે તે વખતે આયુ-

---

૧૩ મૂળમાં અહિં પણ ૨૧ દિવસ છે, પણ ખરી રીતે ૨ લઈએ તો જ વૈશાખ સુદ ૧૫ આવે. એક દિવસનો ફેર રહે છે. પરંતુ એ નજીવો છે. પૂનમ ઉપર પડવે હોય તો ગમે તે તિથિ ગણી શકાય.

૧૪ Bombay Gazetteer Vol. 1. Pt. 1. P. 150

 

મર્યાદા ૮૦-૯૦ની સાધારણ હોય તો કોઇની અપવાદરૂપ ૧૦૦-૧૦ની હોય એમા આશ્ચર્ય નથી મહાભારતના કાળમા આયુર્મર્યાદા સાધારણ રીતે ૧૨૫ વર્ષની હતી છતા પણ ૧૫૦-૭૫ વર્ષ જીવ્યાના દાખલા છે દાખલા તરીકે ભીષ્મની ઉમર ૧૭૦ અને વ્યાસની ૧૫૭ હતી, અને જે મરાયા તેમના જીવનનો અત કઇ કુદરતી ન કહેવાય, કારણ કે તે લડતા મરાયા હતા હાલ આયુર્મર્યાદા સાધારણ રીતે ૪૦-૫૦ની ગણાય છે, તો પણ ઘણા લોકો અપવાદરૂપે ૭૦-૮૦ અને તે કરતા પણ વધારે વર્ષ સુધી જીવે છે તો વનરાજનુ આયુષ્ય એટલુ લાબુ કેમ ન હોય તે સમજાતુ નથી વળી એની બાલ્યાવસ્થા જગલમા ખુલી હવામા ગઈ હતી અને તેણે ભીલ લોકોની સોબતમા શિકારમા પોતાનુ શરીર કસ્યુ હતુ. વનરાજે ૬૦ વર્ષ રાજ્ય કર્યું એમા પણ અસભવિત જેવુ શુ છે? ગુજરાતના ઇતિહાસમાથીજ તેટલા વર્ષ રાજ્ય કર્યાના ઉદાહરણો નીકળે એમ છે સિદ્ધરાજે ૪૯ વર્ષ અને બીજા ભીમે ૬૩ વર્ષ રાજ્ય કર્યું હતુ

બીજુ કારણ જરા વિચારવા જેવુ છે रत्नमालनो કર્તા લખે છે કે વનરાજના બાપ જયશેખરને કલ્યાણના રાજા ભૂવડે હરાવ્યો હતો હવે કલ્યાણ કટકના રાજા વિજયાદિત્યનુ અપર નામ ભુવનાશ્રય હતુ અને તેનો સમય સ ૭૫૨થી ૭૮૯નો હતો આથી તેણે સ. ૭૫૨મા જયશેખરને હરાવ્યો હોય તો કાઇ અસભવિત નથી.

પરતુ ગેઝેટીયરના લેખકે વનરાજના જન્મનુ વર્ષ સ ૭૭૬ (ઇ સ ૭૨૦) માનવાનુ બીજુ કારણ એ આપ્યુ છે કે પચાસર પર આરબોએ હુમલો એ અરસામા કર્યો હતો અને એ રાજ્યનો ભૂવડે નહિ પણ આરબોએ નાશ કર્યો હશે પુલકેશી જનાશ્રયના સ ૭૯૪ના તામ્રપત્રમા આરબોએ ચાવડાનુ રાજ્ય નાશ કર્યાનુ લખ્યુ છે[૧] આ વિશે જરા ઊંડા ઉતરવું પડશે પ્રથમ એ કે સિંધના આરબોની નસા-

---

૧. Bombay Gaz Vol I pt p. 109

રીખમાં પંચાસરના ચાવડાને હરાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ નથી, માત્ર 'ઝુઝર' એમ મોઘમ છે. જુઓ:—

"This is the time of khalif Hasha'm (H. 105–125, A. D. 724–743) whose Sindh Governor Junaid is recorded to have sent expeditions against Marmad (Marwad), Manddi, Dalmaj (KamleJi) Barus (Bharuch) Uzain, Malida (Malwa) and Juzr (Gurjar)"[૧૭]

આમાં અગત્યની બાબત એ છે કે આ હુમલા જુનેદના વખતમાં એટલે ૭૨૪–૪૩ ઈ. સ. સુધીમાં થયા હોવા જોઈએ. તો ઈ. સ. ૭૨૦ ની સાલ શી રીતે આવે? વનરાજનો જન્મ એ સાલમાં માન્યો છે. તો શું એના જન્મ પછી ૪–૫ વર્ષે જયશેખરે રાજ્ય ખોયું? તેમ હોય તો વનરાજ વનમાં જન્મ્યાની હકીકત ખોટી માનવી પડે. પુલકેશીના તામ્રપત્રમાં ચાવટક (ચાવડા) પર તાજકોએ (આરબોએ) હુમલો કર્યાનું લખ્યું છે. પણ એ તામ્રપત્રનું વર્ષ સં. ૭૯૪ છે. તેમાં આરબોના હરાવવાનો ઉલ્લેખ છે. હવે જો તેણે સં. ૭૭૬ (ઈ. સ. ૭૨૦) માં આરબોને હરાવ્યા હોય તો તેનો કીર્તિ લેખ એટલો બધો મોડો શું કરવા કોતરાવે?

પરંતુ ખરી રીતે આરબોનો હુમલો ગુજરાત ઉપર સં. ૭૯૦(ઇ. સ. ૭૩૪)માં થયેલો હોવો જોઇએ. અને તે વનરાજના વખતમાં, નહિ કે તેના બાપના વખતમાં. એના કારણો આ પ્રમાણે છે. (૧) પ્રથમ તો એ સાલ આરબ તવારીખ અને પુલકેશીના તામ્રપત્ર પ્રમાણે બંધ બેસતી છે. (૨) વનરાજને અને કલ્યાણના રાજાને સંધિ થઈ હતી, એમ **પ્ર. ચિં.**માં જણાવ્યું છે. કેમકે એને ખંડણી ઉઘરાવવાને સેલભૃત નીમ્યો હતો.[૧૮] હવે જો સંધિ થઇ હોય તો તેને તેના બાપનું રાજ્ય મળે એમાં

૧૭ Bombay Gaz. Vol. I. pt. p. 109.

૧૮ **प्रबन्ध चिंतामणि, पृ. ३२.**

નવાઇ નથી (૩) પંચાસર હતુ છતા નવુ શહેર વસાવવાનુ કારણ આરબોના હુમલાનુ કે આરબોએ પંચાસરનો એવો નાશ કર્યો હશે કે જે રહેવા લાયક રહ્યુ નહિ હોય તેથી તેણે ફરી વસાવ્યુ હશે આ પ્રમાણે વનરાજનો જન્મ સં ૭૫૨, પંચાસરનો નાશ સં ૭૯૦, અને પાટણની સ્થાપના સં ૮૦૨ ઠરે છે વનરાજને પંચાસરનુ રાજ્ય સંધિને રૂઇએ મળેલુ હોવુ જોઇએ અને ત્યા કેટલાક વર્ષ રાજ્ય પણ કર્યુ હશે એમ હુ ધારુ છુ

## સાલવારી

હવે આપણે ચાવડા વંશના રાજાઓની સાલવારી હાથમા લઇશું અને જુદા જુદા ગ્રંથોમા આપેલી સંખ્યાઓ, પરંતુ એમ કરતા પહેલા પ્ર ચિં મા થયેલી લહીઆની કેટલીક ભૂલો સુધારવા પ્રયત્ન કરીએ પ્રથમ તેમા આપેલી સાલવારી યથાસ્થિત ઉતારૂ છુ

"સંવત ૮૦૨ વૈશાખ સુદી ૨ સોમે નગરમા પ્રવેશ કર્યો વનરાજે વર્ષ ૫૯, માસ ૨, દિન ૨૧ રાજ્ય કર્યુ વનરાજનુ આયુષ્ય ૧૦૯ વર્ષ, માસ ૨, દિન ૨૧નુ હતુ સં ૮૬૨ વર્ષે આષાઢ સુદી ૩ ગુરુવારે અશ્વિન નક્ષત્રમા સિંહ લગ્નમા વનરાજના સુત યોગરાજનો રાજ્યાભિષેક થયો × × × × યોગરાજે સં ૮૭૮ના શ્રાવણ સુદી ૪ સુધી વર્ષ ૧૭ માસ ૧ દિન ૧ રાજ્ય કર્યુ સં ૮૭૮ શ્રાવણ સુદી ૫ ઉત્તરાષાઢા નક્ષત્રે ધનુર્લગ્નમા રત્નાદિત્યનો રાજ્યાભિષેક થયો આ રાજાએ સં ૮૮૧ કાર્તિક સુદી ૯ સુધી ૩ વર્ષ ૩ માસ (?) દિન રાજ્ય કર્યુ સં ૮૯૮ જેઠ સુદી ૧૩ શનિવારે હસ્ત નક્ષત્રમા સિંહ લગ્ને ક્ષેમરાજનો રાજ્યાભિષેક થયો સં ૯૨૨ ભાદરવા સુદી ૧૫ રવિવાર સુધી ૩૮ વર્ષ ૩ માસ ૧૦ દિન આ રાજાનો રાજ્યકાળ હતો સં ૯૩૫ આસો સુદી ૧ સોમવારે રોહિણી નક્ષત્રમા કુંભ લગ્ને ચામુંડરાજ દેવનો પટ્ટાભિષેક થયો સં ૯૩૮ મહા વદી ૩ સોમવાર સુધી ૧૩ વર્ષ ૪ માસ ૧૬ દિન આ રાજાએ રાજ્ય કર્યુ સં ૯૩૮

મહા વદિ ૧૪ મંગળવારે સ્વાતિ નક્ષત્રમાં સિંહ લગ્ને શ્રી આકડદેવ ગાદીએ બેઠો. × × × × × × તેણે સં. ૯૬૫ પોષ સુદી ૯ બુધવાર સુધી ૨૬ વર્ષ માસ ૧ દિન ૨૦ સુધી રાજ્ય કર્યું. સં. ૯૯૦ પોષ સુદી ૧૦ ગુરુવારે આર્દ્રા નક્ષત્રમાં કુંભ લગ્ને ભૂયગડદેવ પાટે બેઠો. આ રાજાએ સં. ૯૯૧ આષાઢ સુદી ૧૫ સુધી ૨૭ વર્ષ માસ ૬ દિન ૫૦ સુધી રાજ્ય કર્યું. આ પ્રમાણે ચાવડા વંશમાં ૭ પુરુષ અને ૧૯૦ વર્ષ માસ ૨ દિન ૭ તે વંશનું રાજ્ય ચાલ્યું × × × × × સં. ૯૯૩ આષાઢ સુદી ૧૫ ગુરૂવારે અશ્વિન નક્ષત્રમાં સિંહલગ્ને રાત્રિના બે પહોર વખતે જન્મથી એકવીસમા વર્ષે મૂળરાજનો રાજ્યાભિષેક થયો." (प्र. चिं. ૩૫–૪૦).

આમાં કેટલીક દેખીતી ભૂલો છે, જે કદાચ લહીઆના પ્રમાદથી થયેલી હશે, તે સુધારી લઈએ.

૧ વનરાજે ૫૯ વર્ષ રાજ્ય કર્યું છે. એટલે યોગરાજના રાજ્યાભિષેકનું વર્ષ ૮૬૨ નહિ, પણ ૮૬૧ હોવું જોઈએ. તેમજ પાછળ લખ્યા પ્રમાણે યોગરાજે ૮૭૮ સુધી ૧૭ વર્ષ રાજ્ય કર્યું છે, એટલે પણ એજ વર્ષ બરોબર છે.

૨ રત્નાદિત્યે સં. ૮૭૮ શ્રાવણ સુદ ૫ થી ૩ વર્ષ ૩ માસ (૪ દિન) રાજ્ય કર્યું છે. તેથી તેના રાજ્ય કાળનો અંત સં. ૮૮૧માં નહિ. પણ ૮૮૨માં ગણાય. (કાર્તિક સુદ ૧૩).

૩ રત્નાદિત્યનો અંત સં. ૮૮૨ કાર્તિક સુદ ૯ ગણ્યો છે અને ક્ષેમરાજનો આરંભ સં. ૮૯૮ જેઠ સુદ ૧૩ ગણ્યો છે. તેથી વચમાં ૧૬ વર્ષનો ગાળો છે, એ રાજ્યકાળ વૈરિસિંહનો ગણાય. એનું નામ રહી ગયેલું જણાય છે.

૪ ક્ષેમરાજનો રાજ્યારંભ ૮૯૮ જેઠ સુદ ૧૩ અને અંત ૯૨૨ ભાદરવા સુદી ૧૫ લખ્યો છે અને ચામુંડનો આરંભ ૯૩૫ આસો સુદ ૧ લખ્યો છે, તેથી ૯૨૨ નહિ પણ ૯૩૫ જોઇએ અને ભાદરવા સુદી

૧૫ નહિ, પણ ભાદરવા વદિ ૧૫ (૦))) જોઇએ અને રાજ્યકાળના વર્ષ ૩૮-૩-૧૦ નહિ, પણ ૩૭-૩-૧૭ જોઇએ

૫ ચામુડનો રાજ્યકાળ ૯૩૫ આસો સુદ ૧ થી ૯૩૮ મહા વદી ૩ જણાવ્યો છે અને રાજ્યકાળના વર્ષ ૧૩-૪-૧૭ છે, પરંતુ ૧૩ને બદલે ૨ હશે. તેથી તેનો રાજ્યાંત ૯૩૯ મહા વદ ૩ કરે અને દિન ૧૬ નહિ પણ ૧૭

૬ આથી આકડના ૨૬ નહિ, પણ ૨૫ ગણાય અને તેના રાજ્યારંભની તિથિ મહા વદિ ૧૪ નહિ, પણ ૪ હશે તેમજ તેના રાજ્યકાળમા માસ ૧ નહિ, પણ ૧૧. ૯૩૯ મહા વદ ૪ વર્ષ ૨૫-૧૧-૨૦

૭ આકડના રાજ્યાતનુ વર્ષ ૯૬૫ આપેલુ છે, છતા ભયડનો આરંભ ૯૯૦ છે એ દેખીતી ભુલજ છે તે ૯૬૫ જોઇએ એ સાલથી ગણીએ તોજ એના રાજ્યકાળના વર્ષ બરોબર એમે, નહિ તો ૯૯૦થી ૯૯૧ એટલે જ વર્ષ રહે તેમજ એના રાજ્યકાળના વર્ષ ૨૭ આપેલ છે તેથી એનો રાજ્યાત ૯૯૧મા નહિ પણ ૯૯૨મા ગણવો જોઇએ અને રાજ્યકાળના દિન ૫૦ નહિ પણ ૫ હોવા જોઇએ બીજી ગણત્રીએ પણ ૯૯૨ બરોબર છે ચાવડાઓનો રાજ્યકાળ ૧૯૦ વર્ષ ગણ્યો છે તેથી પણ એ સાલ જોઇએ (૮૦૨+૧૯૦=૯૯૨) એમા દિવસ ૧૭ છે તેને બદલે ૧૩ જોઇએ વૈશાખ સુદ ૨ થી આષાઢ સુદ ૧૫ (૨ માસ ૧૩ દિન)

ઉપર સવતોની સાથે મેરૂતુગે માસ, તિથિ, વાર નક્ષત્ર અને યોગ આપ્યા છે છતા પણ એમાથી ભાગ્યેજ કોઇનો મેળ મળે છે નક્ષત્રો તો કોઇજ ખરા નથી તિથિઓમા માત્ર બે જ ખરી છે એક માત્ર પહેલી અને બીજી છેલ્લી સ ૮૦૨ વૈશાખ સુદ ૨ સોમવાર અને ૯૯૦ આષાઢ સુદ ૧૫ ગુરૂવાર બીજી એકમા માત્ર એક દિવસ ઓછો આવે છે ચામુડનો રાજ્યારંભ ૯૩૫ આસો સુદ ૧ સોમવાર લખ્યો છે, પણ ખરી રીતે રવિવાર તે તિથિએ હતો

હવે આપણે જુદા જુદા ગ્રંથોમાં આપેલા રાજ્યકાળ પ્રમાણે બધા રાજાઓના આરંભ અને અંતનાં વર્ષો સાથે એક કોઠો બનાવીશું. એટલે સરખામણી કરવી ઠીક પડે. રાજાઓના અનુક્રમમાં આપણે બીજો અનુક્રમ સ્વીકાર્યો છે. તેથી પ્રથમ અનુક્રમવાળા ગ્રંથોમાંથી માત્ર પ્રત્યેક રાજાનાં રાજ્યકાળનાં વર્ષોજ લેવાં પડશે. એમનાં આરંભ અને અંતનાં વર્ષો ગણીને મૂકવાથી ગોટાળો થાય એમ છે.

જુદા જુદા ગ્રંથોની સાલવારી મેળવતાં એટલું જણાય છે કે **વિ. શ્રે** અને **ધર્મારણ્ય**નાં રાજ્યકાળનાં વર્ષો લગભગ સરખાં છે. આમ બે ભિન્ન ભિન્ન જૈન અને બ્રાહ્મણ ગ્રંથોની સાલવારીનાં વર્ષો મળતાં હોય એથી સ્પષ્ટ જણાય છે કે તે ખરાં હોવા જોઇએ. પરંતુ એ બંનેમાં રાજાઓનાં આરંભ અને અંતનાં વર્ષોમાં ફેર છે. આ ફેર ૧૯ વર્ષનો સમજી શકાય તેવો છે કેમકે **ધર્મારણ્ય** વનરાજના રાજ્યારંભમાં વર્ષ ૮૦૨ ગણે છે. જ્યારે **વિ. શ્રે.**માં ૮૨૧ આપેલું છે. આથી ૧૯ વર્ષનો તફાવત કાયમ રહ્યો છે.

આ બેમાંથી કયું વર્ષ ખરૂં છે તે જોઇએ. ઉપર વનરાજનો આરંભકાળ ૮૦૨થી હોવાનું બતાવ્યું છે. તે બીજી રીતે પણ તપાસીએ. **પ્ર. ચિં.**ના બીજા સંસ્કરણનો ભ્રષ્ટ પાઠ છોડી દઇએ તો ચાવડા વંશના એકંદર રાજ્યકાળનાં વર્ષો ૧૯૬ હોવા બાબતમાં લગભગ બધા ગ્રંથકારો સંમત છે. તેમજ મૂળરાજનું મરણ ૧૦૫૨-૫૩માં થયેલું એમાં પણ મતભેદ નથી. **વિ. શ્રે.**માં આરંભની સાલ ૮૨૧ આપી છે, તેથી ચાવડાઓનો અંત ૧૦૧૭માં માન્યો છે અને તેથી મૂળરાજનાં ૫૫ને બદલે ૩૫ રાજ્યકાળનાં વર્ષ ગણ્યાં છે. પણ મૂળરાજનો રાજ્યાભિષેક સં. ૧૦૧૭માં ઠરી શકતો નથી. તેનાં બે કારણો છે. (૧) મૂળરાજના રાજ્યાભિષેકની તિથિ **પ્ર. ચિં.**માં આષાઢ સુદ ૧૫ ગુરુવાર આપી છે. તે સં. ૯૯૮ પ્રમાણે બરોબર મળે છે. (ઈ. સ. ૯૪૨, જુન ૩૦ ગુરુવાર), સં. ૧૦૧૭ પ્રમાણે મળતી નથી. તે વર્ષમાં તો એ તિથિએ **સોમવાર** હતો. (ઇ. સ. ૯૬૧, જુલાઈ ૧ સોમવાર). (૨) સિદ્ધપુરના રુદ્રમાળનું જુનું કવિત છે તેમાં મળરાજના રાજ્યાભિષેકનું વર્ષ સં. ૯૯૯ આપેલું છે.

સંવત નવ નવાણુંએ મૂળદેવ મહારાજ,
મૂળદેવ કુળ ચાવડો (?) પામ્યો પાટણ રાજ.[૧૯]

---

૧૯ 'ગુજરાત' માસિકના સ. ૧૯૭૬ ના આસોના અંકમાં રા. ભગતરામનો લેખ.

આ જોતાં મૂળરાજના રાજ્યાભિષેકનું વર્ષ સં. ૯૯૮ ગણવું જ બરોબર છે અને તેથી ચાવડા વંશનો આરંભ સં. ૮૦૨થીજ ગણવો ઠીક છે (૯૯૮−૧૯૬=૮૦૨).

વનરાજે ૬૦ વર્ષ રાજ્ય કર્યાનું બધા ગ્રંથમાં છે, **વિ. શ્રે.** સુદ્ધાં. પરંતુ વખતે તેણે એટલાં વર્ષ સુધી સક્રિય ભાગ નહિ લીધો હોય. યોગરાજના રાજ્યકાળના કેટલાક ૩૫ વર્ષ જણાવે છે અને બીજા ૯ વર્ષ. આથી ગેઝેટીયરના લેખક ૨૬ વર્ષનો વચમાં ગાળો ગણી તે રાજ્યકાળ વનરાજના બીજા કોઈ પુત્રનો હશે એમ અટકળ કરી છે. પણ ખરી રીતે તેમ ન હોવું જોઈએ. મારું અનુમાન તો એમ છે કે ૮૦૨—૮૬૨ સુધી વનરાજ જીવતો હશે પરંતુ યોગરાજે રાજસત્તા સં. ૮૨૭માં હાથમાં લીધી હશે. જેઓ તેના ૩૫ વર્ષ ગણે છે તે તેણે રાજસત્તા હાથમાં લીધી ત્યારથી ગણતા હશે, જ્યારે જેઓ તેના ૯ વર્ષ ગણે છે, એ વનરાજના મરણ પછીથી તેનો રાજ્યારંભ ગણતા હશે. પરંતુ રાજાના મરણ સુધી સત્તા ગમે તેના હાથમાં હોય પણ આણ તો તેના નામની જ વર્તાય. આથી યોગરાજના ૯ વર્ષ જ ગણવા વધારે યોગ્ય છે.

રત્નાદિત્યનો રાજ્યકાળ ૩ વર્ષનો હશે, એ ચોક્કસ છે, કારણ કે ત્રણે ગ્રંથો એમાં સંમત છે. વૈરિસિંહનો રાજ્યકાળ **વિ. શ્રે.**માં આપેલો ૧૧ વર્ષનો યોગ્ય જણાય છે. **ધર્મારણ્ય**માં એક જ વર્ષ ઓછું છે. ક્ષેમરાજ અને ચામુંડનો રાજ્યકાળ **ધર્મારણ્ય** પ્રમાણે લેવો ઠીક છે. ચામુંડનો કાળ **પ્ર. ચિં.** પ્રમાણે માત્ર ૩ વર્ષ છે, પરંતુ એની આગળનો ૧ લુપ્ત થયો હોય એ પણ સંભવિત છે. રાહડનો રાજ્યકાળ **વિ. શ્રે.** અને **ધર્મારણ્ય**માં મળતો છે, તેથી એ લીધો છે, તેમજ ભૂયડનો કાળ **વિ. શ્રે.** અને **ધર્મારણ્ય**માં મળતો છે, તેથી પણ એ સ્વીકાર્યો છે.

ઉપર પ્રમાણે ભાગત્યાગ કરીને વંશાવળી ગોઠવીએ તો આ પ્રમાણે ગોઠવાય —

| અંક | રાજાનું નામ | ક્યાંથી | ક્યાં સુધી | વર્ષ. |
|---|---|---|---|---|
| ૧ | વનરાજ | ૮૦૨ | ૮૬૧ | ૫૯ |
| ૨ | યોગરાજ | ૮૬૧ | ૮૭૦ | ૯ |
| ૩ | રત્નાદિત્ય | ૮૭૦ | ૮૭૩ | ૩ |
| ૪ | વૈરિસિંહ | ૮૭૩ | ૮૮૪ | ૧૧ |
| ૫ | ક્ષેમરાજ | ૮૮૪ | ૯૧૩ | ૨૯ |
| ૬ | ચામુંડ | ૯૧૩ | ૯૪૪ | ૩૧ |
| ૭ | રાહડ | ૯૪૪ | ૯૭૧ | ૨૭ |
| ૮ | ભુવડ | ૯૭૧ | ૯૯૮ | ૨૭ |
| | | | કુલ | ૧૯૬ |

રાજાઓના પરસ્પર સંબંધનું વંશવૃક્ષ નીચે આપ્યું છેઃ—



# परिशिष्ट अ.

## અપ્રકટ ગ્રંથોમાંથી ઉતારા

### १. विचार श्रेणि.

( બ્રિટિશ મ્યુઝીઅમની પ્રત )

× × × तदनु ८०२ वर्षे वैशाख शुदि २ सोमे चाउडा वंशोत्पन्न श्री वनराज श्री अणहिलपुर अस्थापयत् तत्र च ६० वर्षाणि राज्यमभुक्त तत्पुत्रेण योगराजेन वर्ष ९. राज्य कृत तत संवत् ८९१ वर्षोपविष्ट श्री रत्नादित्येन वर्ष ३ राज्य कृत ततो वैरसिंहस्य राज्य वर्ष ११ तत सं १०५ उप० तत्सुत क्षेमराजस्य राज्य व० ३९.तत ९४४ वर्षोपविष्ट सुत चामुंड राज व० २७ तत संवत ९७१ वर्षोप० सुत भायडस्य राज्य वर्ष २०।९०८ वर्षोपविष्टसुत सामतसिंह राज्य वर्ष १९ इत्थ एव १०१७ इत्थं चावडावंशेऽष्टमि १९६ वर्ष राज्य कृत तदनु संवत् १०१७ वर्षे चौलुक्य वंशोपविष्टस्य दौहित्र श्री मूलराज राज्य वर्ष ३५ × × ×

### २. विचार श्रेणि.*

( મુંબાઇની રૉયલ એશિયાટીકની પ્રત )

× × × तदनु ८०२ वर्षे वैशाख शुदि २ सोमे चाउडा वंशोत्पन्न श्री वनराज श्री अणहिल्लपुर अस्थापय तत्र च ६० वर्षाणि राज्यमभुक्त तत्पुत्रेण योगराजेन वर्ष ९ राज्य कृत । ततः संवत् ८९१ वर्षे विविष्ट श्री रत्नादित्येन वर्ष ३ राज्य कृत । ततो वैरसिंहस्य राज्य वर्ष ११ तत संवत १०५ उप० तत्सुत क्षेमराजस्य राज्य व० ३९ तत ९४४

* પૂર્વ નંબર આને મળતી છે, પણ આનમાં કેટલાક અશુદ્ધ ...

वर्षे पिविष्ट सुत चामुंडराव २७ ततः स. ९७१ वर्षेपित सुत घाघडस्य राज्य व० ७। ९९८ वर्षे पिवि सुत प्रराज्यं च ॥ ९ इछ एवं १०१७ इछं चावडा वंशे अष्टभिः १९६ वर्ष राज्यं कत। तदनु सं. ९०१७ वर्षे चोलुक्य वंशोपविष्टस्या दौहित्र मूलराज्यं च ३५ × × × × ×

## ३ धर्मारण्य.

कृत्वा राज्यं षष्ठि वर्षं वनराजो दिवं गतः ।
तत्सुतो योगराजश्री प्रजापालन तत्परः ॥८७॥
वर्षाणां नवकं तेन कृतं राज्यं विजानता ।
भुंक्त्वा भोगांश्च विविधान् पश्चात्सोऽपि दिवं गतः॥८८॥
रत्नादित्येऽति नाम्नावै तत्सुतो राज्यशासने ।
वर्षत्रयं कृतं राज्यमल्पायु ष्ट्वान्मृतश्च सः ॥ ८९ ॥
तत्सुतो वीरसिंहश्च वर्षाणां दशकं तथा ।
त्रैविद्यानां कृता सेवा मनसा कर्मणा च वै ॥ ९० ॥
राजा कालवशे जात स्तत्सुतः क्षेमभूपतिः ।
एकोनत्रिंशता सोऽपि राज्यं कृत्वा दिवं गतः ॥ ९१ ॥
पश्चाद्राजा भवत्तस्य चामुंडाख्य सुतो बली ।
नेत्रभूमि मितैर्वर्षैः सोऽपि कालवशं गतः ॥ ९२ ॥
उधडस्तस्य दायादो वर्षाणां सप्तविंशतिः ।
राज्यं चकार धर्मात्मा सोऽपि कालवशं गतः ॥ ९३ ॥
राजा भूवड नाम्ना च तत्सुतो राज्यशासने ।

*સંવત, તિથિ, વાર, માસ **प्रबन्ध चिंतामणि**માં આપ્યાં છે.

આ તિથિઓની ગણત્રી કરી આપવા માટે હું મિ. મંચેરજી પેસ્તાનજી ખરેઘાટનો અત્યંત ઋણી છું).

× તિથિઓની ગણત્રી **विचारश्रेणि**માં છે.

(આ બધામાં માત્ર પહેલી તિથિજ ખરી છે. કેટલાક ગ્રંથોમાં ચાવડાના અંતની તિથિ સં. ૯૯૨ કે ૯૯૮ આપેલી છે, તે પણ ખરી છે.)



# કર્ણ સોલંકી

[નોંધ —આ લેખમાં રજુ કરવામાં આવેલાં નુતન વિધાન નીચે પ્રમાણે છે— (૧) ભીમરાજની માતા બકુલાદેવી ગણિકા નહોતી (૨) ભોજના પુત્રને કર્ણાટકના રાજાની સહાયથી સોલંકી કર્ણે માર્યો હતો (૩) ઉદયાદિત્ય અને કર્ણ વચ્ચેનું યુદ્ધ આબુ પાસે થયું હતું (૪) સોમેશ્વરના યાત્રાળુઓ પાસે જ્યાં કર લેવાતો હતો તે ધોળકા પાસેનું નહિ, પણ શુકલતીર્થ પાસેનું ભોલાદ હતું (૫) કર્ણસુન્દરી નાટિકા તે કર્ણાવતીની સ્થાપનાનું રૂપક છે (૬) કર્ણને નાની ઉમરે ગાદીએ બેસાડવાનું કારણ કર્ણાવતી રાજ્યધાનીની સ્થાપના વિરુદ્ધ પાટણની પ્રજાના કોપનું શમન હતું (૭) સિદ્ધરાજ ગાદીએ દસ વર્ષની વયે બેઠો હતો (૮) તેનું જન્મસ્થળ પાલનપુર નહિ, પણ પાટણ હતું (૯) કર્ણનું મૃત્યુ ચૌહાણ દુર્શલના હાથે થયું હતું એ વાત ખોટી છે (૧૦) મીનળદેવી સોમનાથની યાત્રાએ ગઇ હતી તે વખતે પાટણ ઉપર હુમલો લાવનાર માળવાનો યશોવર્મા નહિ, પણ નડ્ડલનો યોજક હતો (૧૧) મીનળદેવીનો પિતૃપક્ષ દિગંબર જૈનધર્માનુયાયી નહોતો પણ શૈવધર્માનુયાયી હતો (૧૨) જગદેવ પરમાર સિદ્ધરાજના રાજ્યના આરંભમાં પાટણ નોકરીએ રહ્યો હતો (૧૩) સિદ્ધપુર પાટણમાં કર્ણના મૃત્યુ પછી આવ્યો હતો (૧૪) સિદ્ધરાજને પોતાના બાધમાનોમાં રંગણા કર્ણના સામન્તો ઉપરથી મળી હતી]

## પ્રારમ્ભ

ગુજરાતના ઇતિહાસમાં કર્ણ નામના બે રાજાઓ થયા જે એક સિદ્ધરાજ જયસિંહનો પિતા અને બીજો ગુજરાતનો છેલ્લો સ્વતન્ત્ર હિંદુ રાજા પહેલો સોલંકી તરીકે અને બીજો વાઘેલા તરીકે ઓળખાય છે કર્ણ વાઘેલો લોકોમાં જેટલો જાણીતો છે, તેટલો કર્ણ સોલંકી જાણીતો નથી, કારણ કે ઇતિહાસકારોએ તેના

વિશે બહુ થોડુંજ લખ્યું છે તેણે અમદાવાદ પાસેના અસાવલના આશા ભીલને હરાવી ત્યાં કર્ણાવતી નગરી બંધાવી હતી એટલીજ વાત તેના સબંધી ઇતિહાસમાં નોંધાઇ છે. પરંતુ તેના સમયનાં ઇતિહાસનાં સાધનોનો જો શ્રમપૂર્વક અભ્યાસ કરવામા આવે તો જણાય છે કે તે પ્રતાપી રાજા હતો.

## સમય

પ્રબંધચિંતામણિ અને વિચારશ્રેણી એ બંને ગ્રંથોમાં મેરુતુંગે કર્ણનો રાજ્યકાલ સં. ૧૧૨૦ થી ૧૧૫૦ સુધી આપેલો છે. આના વિરૂદ્ધમાં કાંઇ ઉત્કીર્ણ લેખનું પ્રમાણ મળ્યું નથી. તેથી એ સમય સ્વીકારવામાં વાંધો નથી.

## આંતરવિગ્રહ

કર્ણનો પિતા ભીમદેવ હતો અને તેની માતાનું નામ ઉદયમતી હતું. કર્ણ જે વખતે ગાદીએ બેઠો તે વખતે તેના રાજ્યની સ્થિતિ ડામાડોળ હતી. આંતરકલહ અને બહિરવિગ્રહ બંને તેને માટે તૈયાર હતા. ભીમદેવને ખેમરાજ નામનો કર્ણથી મોટી ઉંમરનો પુત્ર હતો. તેને કાંઇ કારણથી ભીમદેવે ગાદી માટે નાલાયક ઠરાવ્યો હતો.[1] તેણે બળવો કર્યો હશે, પરંતુ કર્ણનો મામો મદનપાળ જે બહુ શૂરવીર પુરૂષ હતો, તેણે એ બળવો શમાવ્યો હશે. છેવટે ખેમરાજના પુત્ર દેવપ્રસાદે પાટણથી આઠ ગાઉ ઉપરનું સિદ્ધપુર પાસેનું દધિસ્થલી (હાલનું દેથલી) લઇને સંતોષ માન્યો હતો.

---

૧ ખેમરાજની માતા બકુલાદેવી એક ગણિકા હતી એમ પ્ર. ચિં.મા લખ્યું છે, પરંતુ એ વાત માનવા જેવી નથી. એમ હોય તો તેનો વંશજ કુમારપાળ પાછળથી ગાદી ઉપર આવી શકે નહિ. અને બીજા ક્ષત્રિયો તેના કુટુંબ સાથે લગ્નવ્યવહાર રાખે નહિ. કુમારપાળની બેન સાંભર (અજમેર) ના ચૌહાણ રાજા અર્ણોરાજને પરણાવી હતી. બાળ મૂલરાજની માતા નાયિકાદેવી મહોબાના ચંદેલ રાજા પરમર્દિની પુત્રી હતી.

## માલવ—વિગ્રહ

કર્ણના વિગ્રહોમા પ્રથમ વિગ્રહ માલવા સાથે હતો આ વિગ્રહ ચામુણ્ડથી આરભી સારંગદેવ વાઘેલા સુધી ચાલ્યો હતો કર્ણના પિતા ભીમદેવ તથા ચેદિ દેશના કલચુરિ કર્ણે ભોજની ધારા નગરીને ઘેરો ઘાલ્યો હતો એ ઘેરો ચાલુ હતો તેવામા ભોજનુ મરણ થયુ એથી એ નગરી પડી અને કર્ણે તેના ઉપર પોતાનો અધિકાર કર્યો ભીમે ચિતોડ અને ગુજરાતને લગતો માલવાનો મુલક લીધો હશે ત્યાર પછી ભોજના પુત્ર જયસિંહે દક્ષિણના ચૌલુક્યવંશી રાજા સોમેશ્વરની સહાયતાથી કલચુરિ કર્ણને મારી નાખી પોતાનુ રાજ્ય પાછુ મેળવ્યુ હતુ એમ વિક્રમાંકદેવચરિત્રના બે શ્લોકો ઉપરથી જણાય છે —

**स मालवेन्दु शरण प्रविष्टमकण्टके स्थापयति स्म राज्ये॥१, १०२॥**
**विशीर्णकर्णा कलहेन यस्य पृथ्वी भुजगस्य निरर्गलेन ।**
**संगच्छतेऽद्यापि न डाहलश्री कर्पूरताटङ्कनिमैर्यशोभि॰ ॥३, ६७॥**

આ વખતે ભીમદેવ સિન્ધના રાજા હમ્મુક (હમીર સુમરો) સાથે વિગ્રહમા રોકાયો હતો, તેથી તેનાથી માલવા તરફ ધ્યાન આપી શકાયુ નહિ હોય પરતુ કર્ણે પોતાના રાજ્યનો આતરવિગ્રહ સમાવ્યા પછી પોતાના સાઢુ કર્ણાટકના રાજા વિક્રમાદિત્ય (છઠ્ઠો)ની સહાયતાથી માલવા ઉપર ચઢાઈ કરી અને જયસિંહને હરાવીને મારી નાખ્યો હતો, કારણ કે માલવાના રાજા નરવર્માની નાગપુરની પ્રશસ્તિમા લખ્યુ છે કે ભોજના મરણ પછી રાજ્યમાં જે પ્રલય થયો તેમા રાજ્યનો સ્વામી ડૂબી ગયો અને કર્ણ તથા કર્ણાટકના રાજાઓના હાથમા ગએલી ધરતીનો નારદ ભગવાનની માફક ઉદયાદિત્યે ઉદ્ધાર કર્યો[२] કર્ણે ધારાનગરીને ઘેરો ઘાલ્યો

[२] तस्मिन्वासवबन्धुतामुपगते राज्ये च कुल्याकुले
मग्नस्वामिनि तस्य बन्धुरुदयादित्योऽभवद्भूपति॰ ।
येनोद्धृत्य महार्णवोपममिलत्कर्णाटकर्णप्रभु-
मुर्वीपालकदर्थितां भुवमिमां श्रीमद्वराहायितम् ॥

હતો અને તેમાં રાજાના પુરોહિતે તેને મૂઠ મારી હતી એ વાત સુરથોત્સવના એક શ્લોક ઉપરથી જણાય છે.[3] સુકૃતસંકીર્તનમાં પણ કર્ણના સંબંધમાં લખ્યું છે કે કર્ણ માળવાના રાજાને જીતીને નીલકંઠ મહાદેવનું બાણ લાવ્યો હતો.[1]

જયસિંહ પછી તેનો કાકો ઉદયાદિત્ય ગાદીએ આવ્યો. તેણે કર્ણને હરાવીને ગુજરાતના રાજ્યમાં ભેળવેલો માળવાનો મુલક પાછો લીધો હતો. પૃથ્વીરાજવિજય કાવ્યમાં લખ્યું છે કે શાકમ્ભરીના ચૌહાણ રાજા વિગ્રહરાજ ત્રીજાએ આપેલા સારંગ નામના ઘોડા ઉપર બેસીને ઉદયાદિત્યે ગુજરાતના કર્ણને હરાવ્યો હતો.[2] આ યુદ્ધ આબુ પાસે થયું હશે અને માળવાના સૈન્યમાં ઉદયાદિત્યનો પુત્ર જગદેવ (પરમાર) પણ સામેલ હશે. કારણ કે જગદેવના એક સરદારના દક્ષિણ હૈદ્રાબાદ રાજ્યમાં આવેલા જૂન્નૈદમાંથી મળી આવેલા શિલાલેખમાં જણાવ્યું છે કે ગુજરાતના વીર પુરૂષોની સ્ત્રીઓ અદ્યાપિપર્યંત આબુ પર્વતની ગુફાઓના દ્વારમાં રાત્રિદિવસ ચોધાર આંસુએ રૂએ છે.[3]

### નાડોલના ચૌહાણો સાથે યુદ્ધ

કર્ણને મારવાડમાં આવેલા નડ્ડૂલના ચૌહાણો સાથે પણ યુદ્ધ

---

૩. धाराधीशपुरोधसा निजनृपक्षोणीं विलोकयाखिलां
चौलुकयाकुलितां तदत्ययकृते कृत्यां किलोत्पादिता ॥१५. २०॥

१. जित्वा बलैर्मालवभुमिपालमानीतवान्यः किल नीलकण्ठम्
॥ २. २३ ॥

२. मालवेनोदयादित्येनास्मादेवाप्यतोन्नतिः
सारंगाख्यं तुरंगं स ददौ तस्मै मनोजवम् ।
जिगाय गुर्जरं कर्णं तमस्वं प्राप्य मालवम् ॥ ४, ७६–७८॥

३. अद्याप्यर्बुदर्वतोदरदरिद्वारेषु रात्रिदिवम् ।
क्रन्दन्गुर्जरवीरवर्गवनितावाष्पाम्बुपूरोर्मयः ॥
आ. रि. है. १९२७—२८

થયુ હતું. એનો ઉલ્લેખ સુધા પહાડીના શીલાલેખમા છે આ વિગ્રહ ભીમદેવના વખતમા શરૂ થયેલો હશે એમ જણાય છે ત્યાના રાજા અણુહિલ્લે અને તેના ભાઈ અહિલે ભીમદેવને યુદ્ધમા હરાવ્યો હતો અને અણુહિલ્લના પુત્ર બાલપ્રસાદે આબુના પરમાર રાજા કૃષ્ણદેવને ભીમના કેદખાનામાથી છોડાવ્યો હતો એ બાલપ્રસાદના ભત્રીજા પૃથ્વીપાલે ગુજરાતના રાજા કર્ણના સૈન્યનો નાશ કર્યો હતો [૪]

## સિંધના હાકેમ સાથે યુદ્ધ

સિંધના મુસલમાન હાકમ સાથે પણ યુદ્ધનો પ્રસગ કર્ણને આવ્યો હતો આ યુદ્ધની હકીકત બિલ્હણની કર્ણસુન્દરી નાટિકામા આપેલી છે આ યુદ્ધમા કર્ણ જાતે ગયો ન હતો, પરંતુ પોતાના સનાપતિને મોકલ્યો હતો એણે સિંધના હાકેમને સિંધુ નદીના તટ ઉપર સખત શિકસ્ત આપી હતી [૫] કર્ણના પિતા ભીમદેવે પણ હમ્મુકને સિંધુ નદી ઉપર સેતુ બાધીને હરાવ્યો હતો આ વિગ્રહ પણ ચામુણ્ડના વખતમા શરૂ થયો હતો વડનગરના દરવાજાની પ્રશસ્તિમા ચામુણ્ડે સિંધુરાજ માર્યાનો ઉલ્લેખ છે [૬] સિંધના હાકેમનો જેરટનો પરાભવ સિદ્ધરાજે કર્યો હતો સિંધના મુસલમાનોને આગળ વધતા પ્રથમ કનોજના પ્રતિહારોએ

---

૪ पृथ्वीपाल इति ध्रुव क्षितिपतिस्तस्याग्रजन्माभवत्।
प्रत्यक्षार्णोनिधि स गुर्जरपते कर्णस्यसैन्यापह ॥२२॥
पूरणचन्द्र नाहर—जैन इन्सक्रप्शन् (१) पृ २५५

૫ कर्णसुन्दरी नाटिका, अक ४

૬ सूनुस्तस्य बभूव भूपतिलक चामुण्डराजाह्वयो।
यद्गन्धद्विपदानगन्धनवता(पवन)घ्राणेन दूरादपि।
विभ्रश्यन्मदगन्धभग्नकरिभि श्रीसिंधुराजस्तथा ॥ ६ ॥

મહામહોપાધ્યાય પ ગૌરીશંકર ઓઝા આ સિંધુરાજને ભોજનો પિતા સિન્ધુલ હતો એમ માને છે, પરંતુ મને એ યોગ્ય જણાતુ નથી

અને દક્ષિણના રાષ્ટ્રકૂટોએ અટકાવ્યા હતા. અને પાછળથી તેમનું પૂર ગુજરાતના સોલંકીઓ અને રાજસ્થાનના ચૌહાણોએ ખાળ્યું હતું.

## રાજ્યની દક્ષિણ સીમા

સિદ્ધરાજના ઈતિહાસ ઉપરથી જણાય છે કે તેના રાજ્યની હદ નર્મદા સુધી પહોંચી હતી, પરંતુ એ વિસ્તાર કર્ણના સમયમાં થયો હશે એમ લાગે છે. કારણ કે સોમનાથના યાત્રાળુ પાસે જે કર લેવામાં આવતો તે સ્થળ-ભાલોદ શુક્લતીર્થની પાસે હતું. કેટલાક આ સ્થળ તે ધોળકા પાસે આવેલું ભાલોદ સમજે છે, પરંતુ એ કર દક્ષિણના યાત્રાળુ પાસેથી લેવાતો અને તેથી તે રાજ્યની મધ્યમાં નહિ પણ સરહદ ઉપર જ લેવાય એ સ્પષ્ટ છે.

## ઝાલાવાડની પ્રાપ્તિ

સિદ્ધરાજે જુનાગઢના ખેંગારને હરાવી કાઠીઆવાડ તાબે કર્યો હતો, પરંતુ તેનો કેટલોક ભાગ તો કર્ણના વખતમાં અણહિલવાડના રાજાના અધિકાર નીચે આવી ગયો હતો. કાઠીઆવાડનો ઝાલાવાડ પ્રાંત બાબરા (બર્બરક) પાસેથી કર્ણના મશીઆઇ ભાઇ હરપાલે જીતી લીધો હતો. તે ઝાલા રજપુત હતો તેથી તે પ્રાંતનું નામ ઝાલાવાડ પડ્યું. આ બાબરાનો પાછળથી સિદ્ધરાજે સંપૂર્ણ પરાભવ કર્યો હતો. હરપાલ મૂળ કચ્છનો રાજકુંવર હતો. તેના બાપ કેસર મકવાણાને સિંધના હમીર સુમરાએ હરાવીને માર્યો હતો, તેથી તે કર્ણના આશ્રયે આવીને રહ્યો હતો.[૨]

## આશા ભીલનો પરાજય

સોમનાથના યાત્રાળુઓને જંગલી જાતીના બે સરદારોનો ત્રાસ હતો. એક બાબરાનો અને બીજો આશાનો. બાબરો કોળી જાતનો હતો અને આશો ભીલ હતો. બાબરાનો ત્રાસ ઝાલાવાડમાં હતો અને આશાનો નળકાંઠામાં. બાબરાનો ત્રાસ હરપાલની સહાયથી દૂર કર્યો અને આશાને

૨ જુઓ રાસમાળા (ગુજરાતી ભાષાંતર) બીજી આવૃત્તિ, પૃ. ૧૫૩

પોતે જાતે હરાવ્યો. આશાનું ગામ અમદાવાદ પાસે આવ્યું હતું. એ સ્થળ તેના રાજ્યના મધ્યભાગમાં આવેલું હોવાથી તેને કર્ણાવતી નામ આપી પોતાની રાજધાની બનાવી.[૩] પરંતુ કર્ણાવતીને રાજધાની બનાવ્યા પછી થોડા સમયમાં તેનું મરણ થયું. સિદ્ધરાજે તો પાટણને જ રાજધાની બનાવી હતી. જેટલે કર્ણ વાઘેલાએ કર્ણાવતીને રાજધાની કરી બનાવી હોય તેમ લાગે છે. તેના વખતમાં પણ કર્ણાવતી ઝાઝો વખત એ પદ ભોગવી શકી નહિ, કેમકે અલાઉદ્દીન ખીલજીના હુમલાથી તેને દક્ષિણમાં નાસી જવું પડ્યું.[૧]

## કર્ણાવતી રાજધાની

પ્રબંધચિંતામણિમાં લખ્યું છે કે સિદ્ધરાજ ત્રણ વર્ષની ઉમરનો થયો તે વખતે રમતો રમતો રાજસિંહાસન ઉપર ચઢી બેઠો. એ જોઇને કર્ણે અણહિલવાડમાં તેનો રાજ્યાભિષેક કર્યો અને પોતે કર્ણાવતીને રાજધાની બનાવી ત્યાં રાજ્ય કરવા લાગ્યો. પરંતુ માત્ર રમતમાં સિંહાસન ઉપર ચઢી જાય એટલાજ કારણથી ત્રણ વર્ષના બાળકનો રાજ્યાભિષેક કરવામાં આવે એ વાત માની શકાય એવી નથી. ખરૂં કારણ તો એ છે કે કર્ણાવતીને રાજધાની કરવાથી અણહિલવાડની પ્રજાએ વિરોધ કર્યો હશે. એ વિરોધ સમાવવા બાળક સિદ્ધરાજનો ત્યાં રાજ્યાભિષેક કર્યો હશે. આ અનુમાનને બિલ્હણની કર્ણસુંદરી નાટિકાથી ટેકો મળે છે. તેમાં જણાવેલી હકીકત રૂપક છે. કર્ણસુંદરી એટલે કર્ણાવતી નગરી.[૨] કર્ણની

૩ જુઓ પ્રબન્ધ-ચિન્તામણિ-સિદ્ધરાજ પ્રબન્ધ-

૧ તીર્થકલ્પમાં લખ્યું છે કે મુસલમાની લશ્કરે આશાવલ ઉપર પ્રથમ હુમલો કર્યો હતો અને કર્ણ ત્યાંથી નાઠો હતો. આથી જણાય છે કે કર્ણ વાઘેલાએ કર્ણાવતી ફરીથી રાજધાની બનાવી હશે.

**तओ हम्मीर जुवाराओ वग्गडदेसं मुहडासयाइ नयराणि भंजिअ आसावल्लीए पत्तो कण्णदेव राओ अ नट्ठो**

૨ કર્ણસુંદરીને એક સ્થળે કામદેવની રાજધાની કહી છે

**मूर्तिर्लोकत्रयविजयिनी राजधानी स्मरस्य १, ५३.**

રાણી તે પાટણની પ્રજા. કર્ણને કર્ણસુંદરી સાથે પરણવું હતું. તેની રાણી તેમ કરવા દેતી નહોતી, પરંતુ સમ્પત્કાર અમાત્ય (સાન્તુ મંત્રી) ની યુક્તિથી રાજા કર્ણસુંદરીને પરણે છે અને તેની રાણી પણ છેવટે અનુમતિ આપે છે. એનો અર્થ એકે કર્ણાવતીને રાજધાની બનાવવામાં પાટણની પ્રજાએ પ્રથમ વિરોધ કર્યો હતો, પરંતુ સાન્તુ મંત્રીએ સિદ્ધરાજને ગાદીએ બેસાડી એ વિરોધ સમાવ્યો હતો.

## મીનળ સાથે લગ્ન

સોમનાથના યાત્રાળુઓને ત્રાસ દૂર કરવામાં પ્રેરણા આપનાર કર્ણની રાણી મયણલ્લા (મીનળદેવી) હતી. કર્ણની સાથે લગ્ન કરવામાં તેનો મુખ્ય હેતુ સોમનાથના યાત્રાળુઓના દુઃખનું નિવારણ કરવું તે હતો. પ્ર. ચિ.માં તેના પૂર્વજન્મની કથા આપવામાં આવી છે એનો અર્થ એ જ થાય છે. તે દક્ષિણમાં આવેલા ચંદ્રપુરના કદમ્બવંશી રાજા જયકેશીની પુત્રી હતી એવો દ્વયાશ્રય કાવ્યમાં ઉલ્લેખ છે.[૩] કર્ણના સમયમાં કદમ્બવંશી રાજા જયકેશીનું રાજ્ય ગોવામાં હતું એમ અત્યાર સુધીમાં ઈતિહાસમાં જણાયું હતુ, તેથી હેમચંદ્રાચાર્યે જણાવેલું નામ સત્ય હશે કે કેમ તે સંબંધી શંકા હતી, કેમકે ચંદ્રપુરનો પત્તો લાગતો નહોતો. ડો. ફ્લીટે તેને બેલગામ પરગણામાં આવેલું ચંદ્રગઢ ધાર્યું હતું,[૧] પરંતુ ત્યાં તે સમયે કદમ્બવંશનું રાજ્ય હતું નહિ. હાલમાં તેનો પત્તો લાગ્યો છે. એ ચંદ્રપુર તે ગોવાની પાસે આવેલા સાલસેટ

---

૩. अवाच्यां स्फरिकाख्यास्त नाम्ना चन्द्रपुरं पुरं ।

× × × ×

राजेह जयकेशी यं स्तुतो वीत्तश्च रोदसी ॥

× × × ×

कन्या जयती तस्यैषा मयणल्लेती नामतः ।

× × × ×

अनया द्योतयामाहे कदम्बकुलमुज्ज्वलम् ॥ १-९९, १००, १५२

૧ બં. ગૈ. જિ. ૧, ભા. ૧, પૃ ૫૬૮.

પરગણાનું ચંદોર ગામ છે.[૨] જયકેશીના પૂર્વજોનું રાજ્ય ચંદ્રપુરમાં હતું, પરંતુ ગોવાને જીતી લઈ જયકેશીએ તેને પોતાની રાજધાનીનું શહેર બનાવ્યું હતું. એના પિતાના એક તામ્રપત્રમાં ચંદ્રપુરનો ઉલ્લેખ છે.[૩]

મીનળદેવીનો પિતા જયકેશી સં. ૧૦૩૬માં મરણ પામ્યો હતો.[૪] તેનું લગ્ન તેના પિતાની હયાતીમાં થયું હતું એમ પ્ર. ચિં. અને દ્વયાશ્રય ઉપરથી જણાય છે. આથી એનું લગ્ન સં. ૧૦૩૦માં થયું હશે. સોમનાથના યાત્રાળુઓના દુઃખ સાંભળીને તેણે ગુજરાતના રાજાને વરવાનો સ્વયં નિર્ણય કર્યો હતો, તેથી લગ્ન વખતે તેની ઉમર મોટી હોવી જોઈએ. તે ૫૨૨ વર્ષની ધારીએ તો તેનો જન્મ સં. ૧૧૨૫માં અટકળી શકાય.

## સિદ્ધરાજનો જન્મ

પ્ર. ચિં.માં લખ્યું છે કે કર્ણના મૃત્યુસમયે સિદ્ધરાજની ઉમર ૩ વર્ષની હતી, તેથી તેનો જન્મ સં. ૧૧૪૭માં ઠરે. દિ. બ. કેશવલાલ ધ્રુવ સિદ્ધરાજના જન્મનું વર્ષ સં. ૧૧૪૫ માને છે, તે એવા કારણથી કે સિંહાસન ઉપર ચઢનાર બાળક પાંચ વર્ષથી ઓછી ઉમરનો હોવો જોઈએ નહિ.[૫] પરંતુ સિંહાસન ઉપર ચઢી બેસવાના કારણથી જ બાળકનો રાજ્યાભિષેક થાય એ વાત માનવા જેવી નથી. દ્વયાશ્રયમાં એમ હકીકત છે કે પોતાનું શેષ આયુષ્ય હરિસ્મરણમાં ગાળવાના આશયથી કર્ણ સિદ્ધરાજને રાજ્યાધિકાર ધારણ કરવા કહે છે, પણ તે પ્રથમ ના પાડે છે, પરંતુ પિતાના અત્યંત આગ્રહથી સ્વીકારે છે.[૬]

---

૨ એચ. એમ. મોરેસ—કદંબકુલ, પૃ. ૧૬૯

૩ એજન, પૃ. ૧૭૬

य प्राप्य चन्द्रपुरमीन्द्रपुरानिरेक श्रीधारके निजनिवा समलंचकार पृ. ३९०

૪ એજન, પૃ. ૧૬૦

૫ બુદ્ધિપ્રકાશ, નવેમ્બર, ૧૯૨૭

૬ સર્ગ ૧૦, શ્લો. ૬૫—૧૦૧

હવે, પિતાની સાથે આ પ્રમાણે રકઝક કરનાર બાળક કંઈક સમજણો તો હોવો જોઈએ. તેથી તેની ઉંમર દશ કરતાં નાની ન હોવી જોઈએ. એ હિસાબે સિદ્ધરાજનો જન્મ સં. ૧૧૪૦માં હોવાનો વધારે સંભવ છે. આથી તે વખતે મીનળદેવીની વય ૨૫ વર્ષની હોવી જોઈએ. દ્વયા. કા.માં લખ્યું છે કે કર્ણે શ્રી મહાલક્ષ્મી દેવીની ઉપાસના કરી તેથી પુત્રનો જન્મ થયો હતો. એથી પણ જણાય છે કે મીનળદેવીની ઉંમર પુત્રજન્મ સમયે મોટી હોવી જોઈએ.

સિદ્ધરાજનો જન્મ પાલણપુરમાં થયો હતો. એમ પ્રથમ ફાર્બસ સાહેબે રાસમાળામાં લખ્યું હતું. ત્યાર પછીના વાર્તા અને ઈતિહાસ-લેખકોએ એ વાત સ્વીકારી છે,[૭] પરંતુ કોઈ પ્રાચીન ગ્રંથમાં એનો ઉલ્લેખ નથી. પરંતુ એ વાત ખોટી છે, કારણ કે પાલણપુર સિદ્ધરાજના જન્મ પછી લગભગ સો વર્ષે આબુના પરમાર રાજા ધારાવર્ષના નાના ભાઈ પ્રહ્લાદનદેવે વસાવ્યું હતું અને તેના નામ ઉપરથી એ નગરનું નામ (પ્રહ્લાદનપુર) પડ્યું હતું.[૧] દ્વયાશ્રય ઉપરથી જણાય છે કે તેનો જન્મ પાટણમાં થયો હતો.

## કર્ણનું મૃત્યુ

કર્ણનું મૃત્યુ કેવી રીતે થયું હતું તે સંબંધી બે મત છે. ગુજરાતના પ્રાચીન ઐતિહાસિક ગ્રંથો તેનું મૃત્યુ કુદરતી રીતે થયું હતું એમ કહે છે, જ્યારે હમ્મીર કાવ્ય જણાવે છે કે કર્ણને શાકમ્ભરી

---

૭ રાસમાલા (ગુ. ભા. બીજી આવૃત્તિ), પૃ. ૧૫૩; મું. ગૈ. જિ. ૧, ભા. ૨ પૃ. ૧૭૧; ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ (ગો. હા દેસાઈ), પૃ. ૨૬૬; મહારાણી મયણલ્લા (ના. વિ. ઠક્કુર).

૧ पार्थपराक्रम-व्यायोग-उपोद्घात (गायकवाड ओरिएंटल सीरीज)

(અજમેર) ના ચૌહાણ રાજા દુર્લભે યુદ્ધમાં માર્યો હતો.[2] આ વાત કેટલાક વિદ્વાનો ખરી માનતા હોય તેમ જણાય છે, પરંતુ હમ્મીર કાવ્યની વાત મને નિર્મૂળ જણાય છે. એના કારણો નીચે પ્રમાણે છે.

(૧) હમ્મીર કાવ્ય સં. ૧૪૬૦માં એટલે મૂળ બનાવ પછી ત્રણ સો વર્ષ કેડે રચાયું હતું.[3] પ્ર. ચિ. તેના પહેલાં સો વર્ષ ઉપર (સં. ૧૩૬૧) રચાયો હતો અને દ્વયાશ્રય કાવ્ય તો મૂળ બનાવ પછી માત્ર પોણો સો વર્ષ માંહેજ લખાયું હતું. આ બે ગ્રંથો હ. કા. કરતાં પ્રાચીન હોવાથી તેમની હકીકત તેના કરતાં વધારે વિશ્વસનીય ગણાવી જોઈએ. આ બે ગ્રંથોમાં કર્ણનું મૃત્યુ કુદરતી રીતે થયું હતું એમ સ્પષ્ટ ઉલ્લેખ છે.

(૨) એમ કહેવામાં આવે કે પ્ર. ચિ. અને દ્વયા. કા. એ ગ્રંથો ગુજરાતીમાં રચાયા હોવાથી તેના કર્તાઓએ પોતાના દેશના રાજાઓને હીણપત લાગે તેવી વાતો છુપાવી હશે. તેના ઉત્તરમાં કહેવાનું કે એ વાત ખરી હોય તો ચૌહાણ રાજાઓના કોઈ પણ શિલાલેખમાં તેનો ઉલ્લેખ કેમ નથી? વળી દુર્લભનાજ વખતના ઝેલા પૃથ્વીરાજના રાજકવિ કાશ્મીરના પંડિત જયાનકે રચેલા પૃથ્વીરાજ વિજય કાવ્યમાં પણ એનો આછોજ ઈશારો સરખોએ નથી. એ કાવ્ય ચૌહાણ રાજાઓની પ્રશંસા કરવાના હેતુથી લખાયું હતું અને તે સમયના ગુજરાતના રાજા ભીમદેવ (બીજા) અને પૃથ્વીરાજને દુશ્મનાવટ હતી, તો એ વાત છુપાવવાને પૃ. વિ. ના કર્તાને કશું જ કારણ નહોતું. એ કાવ્યમાં કર્ણનો ઉલ્લેખ પણ એક જગાએ થયો છે,[4] છતાં તેનું મૃત્યુ ચૌહાણ રાજાના

---

[2] नाकेशनारीजनगीयमानगीतामृतास्वादधीतीर्णकर्णम् ।
श्रीकर्णदेवस्समरे विधाय तद्राज्यलक्ष्मीं परिणीतवान् य ॥
२, ३१ ॥

[3] પં. ગૌરીશંકર ઓઝા—બુ. પ્ર., ઓક્ટોબર ૧૯૩૦

[4] સ. ૫ શ્લો. ૭૮

હાથે થયાનું લખ્યું નથી. તેમાં લખ્યું છે કે મેવાડના રાજા અંબિકાપ્રસાદને વાકપતિરાજે કટારથી માર્યો હતો;[5] કર્ણને માર્યાની વાત ખરી હોત તો એ વાત પણ એ કાવ્યમાં નોંધાયા વિના રહેત નહિ.

૩ હમ્મીરકાવ્યના લેખકે ઘણી ઉટાંગ વાતો લખી છે. ચૌહાણોના હાથે ઘણા મુસલમાન રાજાઓ મરાયાની વાતો તેમાં છે, પરંતુ એમાંની ઘણી સાબીત થઈ શકતી નથી. તેમાં ગુજરાતના રાજા મૂળરાજને વિગ્રહરાજે માર્યો હતો એમ પણ લખ્યું છે.[1] આ વાત સ્પષ્ટ રીતે અસત્ય છે, કેમકે વિગ્રહરાજ અને મુલરાજને યુદ્ધ મૂલરાજના રાજ્યના આરંભકાળમાં થયું હતું. મૂલરાજને માર્યા સંબંધી વાત પણ ચૌહાણોના શિલાલેખોમાં કે પૃ. વિ. કા.માં જણાવેલી નથી. એ કાવ્યમાં તો એટલું જ લખ્યું છે કે વિગ્રહરાજના હુમલાથી મૂળરાજ કંથાદુર્ગમાં ભરાઇ બેઠો હતો.[2] આટલી વાત તો ખરી છે, કેમકે પ્ર. ચિ.માં પણ લખ્યું છે કે વિગ્રહરાજ અને બારપના સામટા હલ્લાથી મૂલરાજને કચ્છના કંથકોટના કિલ્લામાં નાશી જવું પડ્યું હતું. હ. કા.ની અન્ય વાતો આ પ્રમાણે નિર્મૂલ હોય તો, કર્ણના મૃત્યુની વાત પણ અસત્ય હોય એમાં કંઇ આશ્ચર્ય નથી.

(૪) દુઃશલનું નામ શિલાલેખો કે પૃ. વિ. કા.માં નથી. હ. કા.ના કર્તાએ દુર્લભરાજને એ નામ આપ્યું હોય એમ જણાય છે. કર્ણ અને દુર્લભરાજ સમકાલીન હતા પણ નહિ, કારણ કે દુર્લભરાજના ઉત્તરાધિકારી વિગ્રહરાજ ત્રીજાનો સમય એક પ્રમાણથી સં. ૧૧૩૬ ઠરે છે[3]

---

५ तस्माद्वाक्पतिराजेन सम्भूतभवनीभुजा ।
भिन्नमम्बाप्रसादस्य येनच्छुरिकया मुखम् ॥ ५. ५८–६०॥

१. अप्युग्रवीरव्रतवीरवीरस्रसेव्यमानक्रमपङ्कयुग्मम् ।
श्रीमूलराजं समरे निहत्य यो गुर्जरं जर्जरतामनैषीत् ॥ २, ९ ।

२. त्यक्तं तपस्विना (स्वच्छं) यशोंशुकमितीव यः ।
गुर्जरं मूलराजाख्यं कंथादुर्गमवीविशत् ॥५, ५१

૩. ના. પ્ર. પત્રિકા ભા. ૧૨, અં. ૩ પૃ. ૨૯૨

આથી દુર્લભરાજ કે દુ શલનુ મૃત્યુ સ ૧૧૩૬ પહેલા થયુ હતો એ નક્કી છે હવે જો દુ શલએ વર્ષ પછી હયાત ન હોય તો તે સ ૧૧૫૦ મા કર્ણને કેવી રીતે મારી શકે? પૃ ચિ કા ઉપરથી પણ જણાય છે કે દુર્લભરાજ અને કર્ણ નહિ, પણ વિગ્રહરાજ અને કર્ણ સમકાલીન હતા, કેમકે ઉદયાદિત્યને કર્ણના વિરૂદ્ધ વિગ્રહરાજે સહાય આપી હતી એમ તેમા જણાવ્યુ છે[૪] આ બધા પ્રમાણોનો વિચાર કરતા જણાય છે કે કર્ણના મૃત્યુ સબધી હ કા ની વાત અસત્ય અને નિર્મૂલ છે પ્ર ચિ ઉપરથી જણાય છે કે તેનુ મૃત્યુ કર્ણાવતીમા થયુ હતુ અમદાવાદમાં સારગપુર દરવાજા બહાર રણમુક્તેશ્વર મહાદેવનુ દેવાલય છે એનુ મૂલ નામ કર્ણમુક્તેશ્વર હશે અને કર્ણને જ્યા અગ્નિદાહ દેવામા આવ્યો હતો એ જગાએ બધાવ્યુ હશે એમ દિ બ કેશવલાલ ધ્રુવનુ ધારવુ છે[૫]

## કર્ણના બાધકામ

સિદ્ધરાજે ઘણા લોકોપયોગી બાધકામ કરાવ્યા હતા, પરતુ એ કામમા પ્રેરણા તેને કર્ણના બાધકામોમાથી મળી હતી કર્ણે પોતાની માતાના નામથી પાટણમા એક ભવ્ય અને વિશાલ વાવ બધાવી હતી અને પોતાના નામથી એક બહુ ઉંચો મહેલ 'કર્ણ-મેરુ-પ્રાસાદ' બધાવ્યો હતો મોઢેરા પાસે કર્ણસાગર નામનુ તળાવ બધાવ્યુ હતુ અને ત્યા કર્ણેશ્વર મહાદેવનુ મદિર કરાવ્યુ હતુ એ તળાવમા રૂપેણ નદીને વાળીને પાણી લાવવામા આવ્યુ હતુ પરતુ સ. ૧૮૭૦ની અતિવૃષ્ટિમા એ નદીમા પૂર આવવાથી એ તળાવ તૂટી ગયુ હતુ[૬] હાલમા એ જગાએ કર્ણસાગર નામનુ ગામડુ રહેલુ છે અસાવલના વિજયના સ્મારકમા નવો અમદાવાદના કાચરબ ગામ પાસે જયતી માતાનુ મદિર

---

[૪] જુઓ ટિપ્પણ ૨ (પૃ ૭)
[૫] બુ પ્ર નવેબર, ૧૯૨૭
[૬] રાસમાલા, પૃ ૧૪૭-૧૪૮

બંધાવ્યું હતું. અમદાવાદનું કાંકરિયું તળાવ પણ તેનું બંધાવેલું હશે એમ ધારવામાં આવે છે.

## સોમનાથની યાત્રા

કર્ણના મૃત્યુ પછી તુરત મીનળદેવી બાલક સિદ્ધરાજને લઈને ભરૂચ પાસે શુકલતીર્થમાં ગઈ હતી.[1] કર્ણની ઉત્તરક્રિયા કદાચ ત્યાં કરી હશે. ત્યાં જવાનો આશય સોમનાથના યાત્રાળુઓનો કર કાઢી નાખવાનો હશે. ત્યાં આવેલા બાહુલોડ (ભાલોદ) ગામ આગળ એ કર લેવાતો હતો. સોમનાથના યાત્રાળુઓને આશો ભીલ અને બાબરો કોળી એ બે લુટારાના ત્રાસમાંથી કર્ણે મુક્તિ અપાવી હતી, પણ યાત્રાળુ-કરની વાર્ષિક ઉપજ બોતેરલાખ રૂપીઆ જેટલી મોટી હોવાથી કર્ણ એ કર કાઢી શક્યો નહોતો, તે મીનળદેવીએ સિદ્ધરાજ પાસે કાઢી નંખાવ્યો. ત્યાંથી તે સોમનાથની યાત્રાએ ગઈ હતી.

## યોજકની ચઢાઈ

મીનળદેવી સોમનાથની યાત્રાએ ગઇ હતી તે વખતે મારવાડમાં આવેલા નડડૂલના ચૌહાણ રાજા યોજકે પાટણ ઉપર હુમલો કર્યો હતો અને થોડો સમય રાજગાદી ઉપર બેઠો હતો.[2] આ વખતે પાટણનો

---

૧. શ્વેતાંબર-દિગમ્બર શાસ્ત્રાર્થના પ્રસંગમાં પ્ર. ચિ. માં લખ્યું છે કે મીનળદેવીનો પિતા દિગમ્બર જૈન ધર્માનુયાયી હતો અને મીનળદેવી એ ધર્મની પક્ષપાતિની હતી. આ વાત ખોટી જણાય છે. કારણ મીનળ-દેવીની સોમનાથ પ્રત્યે અસાધારણ ભક્તિ હતી. તેનો પિતામહ ષષ્ઠદેવ બીજો અને પ્રપિતામહ ગુહલદેવ બીજો સોમનાથની યાત્રાએ ગયા હતા એમ એ કદમ્બકુલનો ઇતિહાસ જોતાં જણાય છે. જુઓ કદમ્બકુલ પૃ. ૧૭૧. ૭૬.

૨. જુઓ સુંધા પહાડીનો શિલાલેખ—

श्रीयोजको भूपतिर्यस्य बन्धुर्विवेकसौधपबलप्रतापः।
श्वेतातपत्रेण विराजमानः शक्तयाणहिल्लाख्यपुरेपि रमे॥२४॥

કારભાર આતૂ મંત્રીને આપેલો હતો તેણે પૈસા આપીને યોજકને પાછો કાઢયો હતો નડડૂલના ચૌહાણોને ગુજરાતના રાજાઓ સાથે ભીમદેવના સમયથી વિગ્રહ ચાલતો હતો આ હુમલો કરનાર માલવાનો યશોવર્મા હતો એમ પ્ર ચિ મા લખ્યુ છે, પરંતુ એ વાત બરોબર જણાતી નથી કારણ (૧) યશોવર્મા તે સમયે માલવાનો રાજા ન હતો પરંતુ ઉદયાદિત્ય કે તેનો પુત્ર લક્ષ્મવર્મા હતો (૨) નરવર્માના સં ૧૧૬૨ ના નાગપુરના શિલાલેખમા કે સં ૧૧૬૪ના ઉદયપુરના (માલવાનુ) શિલાલેખમા આ ચઢાઈનો ઉલ્લેખ નથી જો આ ચઢાઇ માલવાના રાજાએ કરી હોત તો પોતાના પૂર્વજોના પરાક્રમોના વર્ણનમાં એ વાત નરવર્મા જણાવ્યા વિના રહેત નહિ, અને (૩) જો આ ચઢાઈ થઇ હોત તો સિદ્ધરાજ તેનુ વેર લેવા માલવા ઉપર તુરત ચઢાઈ કર્યા વિના રહેત નહિ તે તો માલવા ઉપર ઘણા લાંબા કાળે સં ૧૧૮૦ પછી ચઢાઇ કરે છે સિદ્ધરાજે સોરઠ ઉપર સં ૧૧૭૦મા ચઢાઈ કરી હતી તે વખતે માલવાના નરવર્માએ કે તેના ભાઇ યશોવર્માએ ચઢાઇ કરી હશે પ્ર ચિ ના કર્તાએ સં ૧૧૭૦ ની ચઢાઇ સં ૧૧૫૦ મા થયેલી ગણી છે આ પ્રમાણે સં ૧૧૫૦મા માલવાના રાજાએ નહિ પણ નડડૂલના ચૌહાણ રાજાએ પાટણ ઉપર ચઢાઈ કર્યાનુ ઠરે છે સિદ્ધરાજે સોમનાથથી આવ્યા પછી તુરત નડડૂલ ઉપર ચઢાઈ કરીને યોજકને નમાવ્યો હશે, કેમકે યોજકનો ભાઇ આશરાજ સિદ્ધરાજનો માંડલીક બન્યો હતો અને તેણે સિદ્ધરાજને માલવવિગ્રહમા સહાય કરી હતી એમ એજ સુંધા પહાડીના શિલાલેખ ઉપરથી જણાય છે [૧]

---

૧ श्री आसराजनाम्ना समजनि वसुधानायकस्तस्य बन्धु
साहाय्य मालवाना भुवि यदसिकृत वीक्ष्य सिद्धाधिराज ।
तुष्टो धत्ते स्म कुभ कनकमयमहो यस्य गुण्यद्गुरुस्थं
त हर्तुं नैव शक्त कलुषितहृदय शेष भूपालवाग्मि ॥२६॥

## જગદેવ પરમાર

આ યોજકના હુમલાથી મીનળદેવીને એમ લાગ્યું હશે કે રાજધાનીના અને બાલરાજાના રક્ષણ માટે નગરરક્ષક નરીકે શૂરવીર ક્ષત્રિયની જરૂર છે. તેથી માલવાના ઉદયાદિત્યના પુત્ર જગદેવને નગરરક્ષક નીમ્યો હતો. જગદેવને અત્યાર સુધી ઐતિહાસીક વ્યકિત માનવામાં આવતો નહોતો, પરંતુ જુન્નેદના શિલાલેખથી હવે સિદ્ધ થયું છે કે તે માલવાના પરમાર રાજા ઉદયાદિત્યનો પુત્ર હતો. તે ગુજરાતમાં સિદ્ધરાજના રાજ્યના છેવટના ભાગમાં આવ્યો હતો, એમ અટકળ કરવામાં આવે છે, પરંતુ કીર્તિકૌમુદીના બે શ્લોકોમાં એમ લખ્યું છે કે સિદ્ધરાજના સમયમાં જ્યારે જગદેવ નગરરક્ષક હતો અને બાળ મૂળરાજના સમયમાં પ્રતાપસિંહ રાઠોડ નગરરક્ષક હતો ત્યારે રાજધાનીમાં પેસવાની શત્રુઓની હિંમત ચાલતી નહોતી. તેવો કોઈ ક્ષત્રિય બાલ ભીમદેવના (બીજો) સમયમાં નહિ હોવાથી આરંભમા તેના રાજ્યમાં અંધાધુંધી પ્રવર્તી હતી.[૨] આ ઉપરથી જણાય છે કે જગદેવ પરમાર સિદ્ધરાજના રાજ્યના આરંભમાં ગુજરાતમાં રહ્યો હશે.[૩] ત્યાંથી તે દક્ષિણમાં ગયો હશે એમ દક્ષિણના શિલાલેખ ઉપરથી જણાય છે.

---

૨. मन्त्रिभिर्माण्डलीकैश्च वलवद्भिः शनैः शनैः ।
वालस्य भूमीपालस्य तस्य राज्यं व्यभज्यत ॥६१॥
न राष्ट्रकूटान्वयकैटभारिः प्रतापमल्लोस्ति मृधैकमल्लः ।
गन्धोपि मत्तारि मतङ्गजानां गन्धद्विपेनेव न येन सेहे ॥९८॥
विना जगद्देवमिमामवस्थां नीता निजैरव परैरिवाहम् ।
यत्र स्थिते वेत्रिणि शंकितैर्न द्विष्टैः प्रविष्टं पुरि गुर्जराणाम्
॥९९॥ स० २

૩. ભાટોની વાતોમાં જગદેવ સં. ૧૧૫૧ માં આવ્યાનુ એક દોહરામાં જણાવ્યું છે તે બરોબર છે—

संवत ग्यारसौ इक्यावन जेठ सुदी रविवार
जगदेव सीस समर्पिया धारनगर पंवार ॥

## બિલ્હણનુ આગમન

આજ અરસામા કાશ્મીરી પંડિત બિલ્હણ પાટણમા આવ્યો હતો તેણે કર્ણને નાયક કલ્પીને કર્ણસુન્દરી નાટિકા લખી છે તેમા કર્ણની પટ્ટરાણીના વિરોધ છતા સમ્પત્કર મહામાત્યની યુક્તિથી કર્ણનુ લગ્ન ગાંધર્વ કન્યા સાથે કરાવ્યુ છે આ ઉપરથી નટી નમુરજલા ઉપર પ્રેમ હતો, મીનળદેવી તરફ પ્રથમ અભાવ હતો, વગેરે કથાઓ પ્રચલિત થઇ છે પરંતુ એ બધી ખોટી છે એ નાટિકાની હકીકત કર્ણાવતીને રાજધાની બનાવ્યા પછીની રૂપક છે એમ આગળ જણાવ્યુ છે કર્ણસુન્દરી નાટિકા કર્ણના છતા ભજવાઇ હતી એમ ઘણાનુ ધારવુ છે પણ હુ તેમ માનતો નથી, કારણ જો તેમ હોય તો એ નાટિકાની પ્રસ્તાવનામા તે કર્ણના સમક્ષ અને રાજમહેલમા કે શિવમંદિરમા ભજવાયાનો ઉલ્લેખ હોત, પરંતુ તેમા તો તે સમ્પત્કર (સાન્તૂ) મન્ત્રીએ પ્રવર્તાવેલા જૈન ઉત્સવમા જૈન મંદિરમા ભજવાયાનો ઉલ્લેખ છે[1] એથી મીનળદેવી સોમનાથની યાત્રાએ ગઇ હતી અને રાજકારભાર સાન્તૂ મંત્રીને સોંપ્યો હતો તે સમય એ નાટિકા ભજવાઇ હતી એમ સમજાય છે ગુજરાતથી તે સોમનાથ ગયાનુ જણાવે છે, તે મીનળદેવીને મળવાના હેતુથી ત્યા ગયો હશે એમ લાગે છે[2]

---

१ नन्वस्मिन्नणहिल्लपाटणमुकुटमणौ शात्युत्सवदेवगृहे भगवतो नाभेयस्य महामात्यसंपत्करप्रवर्तिते यात्रामहोत्सवे ।

२ कक्षाबन्ध विदधति न ये सर्वविद्याविशुद्धास्तद्भ्रापन्ते किमपि भजते यज्जुगुप्सापदत्वम्।

येषा मार्गे परिचयवशादर्जित गुर्जराणा य सन्ताप शिथिलमकरोत्सोमनाथ विलोक्य ॥ वि दे च, १८ ९७।

આ શ્લોકમા ગુર્જરાતોઓની નિંદા કરેલી છે, એ ઉપરથી જણાય છે કે સાન્તૂ મંત્રીના પરિતોષથી બિલ્હણને સંતોષ થયો નહિ હોય

## મીનળની યોગ્યતા

સિદ્ધરાજની સભામાં દિગમ્બરો અને શ્વેતાંબરોનો શાસ્ત્રાર્થ થયો તે વખતે દિગમ્બર આચાર્ય મીનળદેવીના પીઅરના દેશના—કર્નાટકના—હોવાથી તેનો વિજય થાય એમ ઈચ્છતી હતી, અને રાજસભાના સભ્યોને એવી ભલામણ પણ તેણે કરી હતી, પરંતુ હેમચંદ્રાચાર્યે તેને એમ કહ્યું કે દિગમ્બરો સ્ત્રીઓએ કરેલાં સુકૃતો અપ્રમાણ ઠગાવશે, તેથી તેણે દિગમ્બરોનો પક્ષ છોડી દીધો હતો. આ હકીકતથી જણાય છે કે મીનળદેવી સુક્ષિત હતી અને તેને સ્ત્રીત્વનું અભિમાન હતું. તેને ચિત્રવિદ્યાનો શોખ હતો એમ દ્વયા. કા.માં સ્પષ્ટ ઉલ્લેખ છે. છેક દક્ષિણમાંથી નીકળી ગુજરાતના રાજાને પરણવા આવી હતી તે ઉપરથી તેની અસાધારણ હિંમત જણાય છે. સોમનાથના યાત્રાળુઓના કરની બોતેર લાખ ટકા જેટલી મોટી આવાક જતી કરવામાં તેની લોકોપકારવૃત્તિ જણાય છે. ધોલકામાં તળાવ બાંધવ્યું તે સ્થળે એક ગણિકાનું ઘર હતું. તળાવનો આકાર બરોબર બનાવવા એ ઘર તોડી નાંખવાની જરૂર હતી, પરન્તુ મોંમાગ્યા દામ આપવા છતા એ ઘર વેચવાની તે ગણિકાએ ના પાડી, તેથી તળાવના આકારમાં ખામી રાખી છતાં પણ એ ઘર જબરદસ્તીથી લીધું નહિ. આ વાતથી તેની ન્યાયપરાયણતા તથા ઉદારચરિતતા જણાય છે.

કર્ણને આવી સચ્ચરિતા સહધર્મચારિણી મળવાથી તેના કાર્યમાં અનેક રીતે સહાય મળી હશે. મીનળ—કર્ણનું જોડુ જહાંગિર—નૂરજહાનના જોડાની યાદ આપે છે. બંનેમાં પરસ્પર ઘણો સ્નેહ હતો. જહાંગિરની ઉત્તરાવસ્થામાં નૂરજહાને રાજકારભાર ચલાવ્યો હતો, તેમ મીનળે સિદ્ધરાજના બાલ્યકાળમાં રાજકારભાર ચલાવ્યો હતો.

## કર્ણની યોગ્યતા

કર્ણ પછી પ્રતાપી સિદ્ધરાજનું રાજ્ય થવાથી તેનું તેજ ઝાંખુ લાગે છે, પરંતુ સિદ્ધરાજની મહત્તાનાં બીજ કર્ણના સમયમાં વવાયાં હતાં. ગુજરાતને જંગલી લુંટારાઓના ત્રાસમાંથી મુક્ત કરનાર કર્ણ

હતો. સિંધના મુસલમાનોને તેણે જબરી હાર ખવડાવી હતી. તેણે પોતાની રાજધાની કર્ણાવતીમાં કરી હતી અને ત્રૈલોક્યમલ્લનું બિરુદ ધારણ કર્યું હતું, એથી જણાય છે કે તેને પોતાના રાજ્યનો વિસ્તાર કરવાની હોંશ હતી. જયકેશીએ પોતાની એક પુત્રી દક્ષિણ ભારતના ચક્રવર્તી વિક્રમાદિત્ય છઠ્ઠાને પરણાવી હતી અને બીજી પુત્રી કર્ણને આપી હતી. એ હકીકતથી કર્ણની મહત્તા સમજાય છે. તેને ચક્રવર્તી થવાની પણ અભિલાષા હતી એ વાત કર્ણસુંદરી નાટિકા ઉપરથી જણાય છે. સિદ્ધરાજનું નામ મહાલયો અને મહાસરોવરો બંધાવવા માટે પ્રખ્યાત છે. તેને એ કામની પ્રેરણા કર્ણના એવા કામો ઉપરથી મળી હતી. કર્ણમેરુપ્રાસાદ ઉપરથી રુદ્રમહાલય અને કર્ણસાગર ઉપરથી સહસ્રલિંગ સરોવર બંધાવ્યા હતા. કર્ણસાગરમાં પાણી લાવવા જેમ કર્ણે રૂપેણ વાળી હતી, તેમ સહસ્રલિંગમાં સિદ્ધરાજે સરસ્વતી વાળી હતી.[1] કર્ણ ખરેખર પ્રતાપી રાજા હતો.

## સાલવારી

| | |
|---|---|
| મીનળનો જન્મ | સં ૧૧૧૬ |
| કર્ણનો રાજ્યાભિષેક | સં ૧૧૨૦ |
| મીનળદેની સાથે લગ્ન | સં ૧૧૩૦ (આશરે) |
| સિદ્ધરાજનો જન્મ | સં ૧૧૪૦ (આશરે) |

૧ સરસ્વતી પુરાણમાં ઉલ્લેખ છે કે સિદ્ધરાજ સરોવરમાં સરસ્વતીને લાવ્યા હતા —

स्वयशःपावनार्थं च सिद्धराजः सरस्वतीम् ।
तत्सरो ह्यनयद्देवीं गङ्गामिव भगीरथः ॥ २१९ ॥

આ વાતને સિદ્ધરાજના કીર્તિસ્તંભના લેખના એક વચનથી પુષ્ટિ મળે છે—

भगीरथस्य त्रिदशापगेव ॥८७॥
ततः सा पूरयामास सरः सिद्धराजकारितम् ।
खानितं सगरेणेव

प्रस्थान, भाद्रपद, १९८७ ।

| | |
|---|---|
| કર્ણાવતીની રાજધાની<br>સિદ્ધરાજનો રાજ્યાભિક<br>કર્ણનું મૃત્યુ | સં. ૧૧૫૦ |
| ગોજકની ચઢાઈ | સં. ૧૧૫૦ |
| જગદેવનું પાટણ આવવું | સં. ૧૧૫૧ |



# માળાપ્રસંગની ઐતિહાસિકતા

## ત્રણસો વર્ષ ઉપરનો સત્યાગ્રહ

વિક્રમના સત્તરમા શતકના છેલ્લા ચરણના આરંભમાં એક સત્યાગ્રહનો પ્રસંગ બન્યો હતો. ગાંધીજીનો સત્યાગ્રહ રાજ્યકીય અને બાહ્ય વ્યાપી હતો, જ્યારે આ સત્યાગ્રહ ધાર્મિક અને મથુરાની આસપાસના વ્રજમંડળમાં જ ફેલાયો હતો. વળી એ ધાર્મિક સત્યાગ્રહ વ્યક્તિવાચક—એક જ વ્યક્તિના અભય અને ધૈર્યના ફલરૂપ—હતો, જ્યારે આ રાજ્યકીય સત્યાગ્રહમાં લગભગ આખા સમાજે ભાગ લીધો હતો. છતાં પણ બન્ને સત્યાગ્રહની પદ્ધતિ સરખી જોવામાં આવે છે. બન્ને નિઃશસ્ત્ર હતા અને પ્રબળ રાજ્યસત્તાની સામે હતા. પરંતુ ત્યારની રાજ્યસત્તાના અને હાલની રાજ્યસત્તાના સ્વરૂપમાં ફેર છે. હાલની રાજ્યસત્તા ગમે તેવી પણ કાયદાથી નિયંત્રિત છે અને તેને જગતના અનુકૂળ અને ઉત્તેજક અભિપ્રાયની અપેક્ષા રાખવી પડે છે. અત્યારના સત્યાગ્રહી પાસે પ્રકાશન અને પ્રચારના જેવાં વિપુલ સાધનો છે. તેવાં પ્રાચીન સત્યાગ્રહી પાસે ન હતાં. તે વખતે બાદશાહનો શબ્દ તે જ કાયદો ગણાતો અને તેને જગતના અભિપ્રાયની દરકાર ન હતી. તેમાં પણ એ સત્યાગ્રહ જહાંગીર જેવા સમર્થ અને સત્તાપ્રિય બાદશાહ સામે હતો. છતાં પણ સત્યાગ્રહના સનાતન સિદ્ધાંતો અનુસાર તે નિઃશસ્ત્ર અને ધૈર્યયુક્ત હોવાથી સફળ થયો હતો. ગાંધીજી કહે છે કે પ્રબળમાં પ્રબળ સત્તા સામે

એક પણ વ્યક્તિ નિર્દોષ સત્યાગ્રહ આદરે તો પણ તે વિજયી થયા વિના રહે નહિ, એ સિદ્ધાંતનું આ સત્યાગ્રહ સમર્થન કરે છે.

આ સત્યાગ્રહની હકીકત ટૂંકામાં આ પ્રમાણે છે. ચિદ્રૂપ નામના સંન્યાસીના ઉપદેશથી જહાંગીર બાદશાહે એવો હુકમ કર્યો હતો કે કોઇએ તુળસીની માળા પહેરવી નહિ. તુલસીની માળા વૈષ્ણવ સંપ્રદાયોનું આવશ્યક ચિહ્ન ગણાય છે. એથી એનો ત્યાગ એ સંપ્રદાયોને વિઘાતક હતો. પરંતુ જહાંગીરી હુકમની સામે કોણ થઈ શકે? તે સમયે વ્રજમંડળમાં શ્રી વલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈત અને શ્રીહિતહરિવંશજીના રાધાવલ્લભી સંપ્રદાયનું પ્રાબલ્ય હતું. તેમના ઘણા અનુયાયીઓએ તુલસી માળાનો ત્યાગ કર્યો, પણ શ્રીવલ્લભાચાર્યના (ચતુર્થ) પૌત્ર શ્રીગોકુલનાથજીએ (જન્મ સં. ૧૬૦૮) તેમ કર્યું નહિ. જહાંગીરના હુકમનો અમલ કરાવવા ચિદ્રૂપ ઉજ્જેનથી મથુરા આવી રહ્યો હતો અને જહાંગીરે તેને એ બાબતમાં સર્વ સત્તા સોંપી હતી. તેણે ગોકુળનાથજીને ઘણી ઘણી લાલચો અને ધમકીઓ આપી, પણ તેને વશ થયા નહિ. છેવટે પોતાના હુકમના અનાદર માટે જહાંગીરે તેમને કાશ્મીર જેવા દૂર અને વિકટ માર્ગવાળા પ્રદેશમાં ચોમાસાની ઋતુમાં બોલાવ્યા અને તેઓ સીત્તેર વર્ષની ઉંમર છતાં પ્રવાસના અનેક કષ્ટો ભોગવી ત્યાં ગયા. ત્યાં પણ માળા ઉતારવાને તેમણે સાફ ના પાડી. એ ઉપરથી જહાંગીરે તેમને ઘરબાર ત્યજવાનો હુકમ કર્યો. તે પ્રમાણે તેઓ ગોકુળ ત્યજીને સોરમમાં જઈ રહ્યા, પણ માળા ત્યજી નહિ. પાછળથી જહાંગીરને પોતાની ભૂલ સમજાઈ અને તેનું ચિદ્રૂપ પ્રત્યેનું માન ઘટી ગયું, ત્યારે તેણે પોતાનો હુકમ રદ કર્યો અને શ્રીગોકુળનાથજી ગોકુળ આવીને રહ્યા.

**મૂળ કાવ્ય**

આ પ્રસંગ બ્યારાના રહેવાસી વૈષ્ણવ કવિ ગોપાળદાસે 'માલોદ્ધાર' એ નામના વ્રજમિશ્રિત ગુજરાતી ભાષાના વિસ્તૃત કાવ્યમાં વર્ણવ્યો છે એ કાવ્ય સં. ૧૬૯૯માં રચાયું હતું.[૧] આ કાવ્ય આખું

---

૧. જુઓ "વેણુનાદ" માસિક, વર્ષ ૧, અં ૬. પૃ, ૧૫૨.

પ્રકટ થયુ નથી, પણ તેનો ટુકો સાર નડીઆદના સ્વ લલ્લુભાઈ પારેખે સ ૧૯૬૪મા પ્રકટ કર્યો હતો અને કાર્તિક લાભો સાર ગોંડામાના શ્રીમગનલાલ ગાંધીએ લખેલા શ્રીગોકુળનાથજીના જીવનચરિત્રમા આપેલો છે મે પણ એ કાવ્યની એક હસ્તલિખિત પ્રત જોઈ છે

પરંતુ આ પ્રસંગની હકીકત કાવ્યગ્રંથોમા નોંધાયેલી જોવામા આવતી નથી, તેથી સ્વાભાવિક તેની ઐતિહાસિકતા વિષે શકા ઉત્પન્ન થઈ છે એ શકાનુ નિરાકરણ કરવુ, એ આ લેખનો ઉદ્દેશ છે મૂળ પ્રસંગ બન્યા પછી આ કાવ્ય માત્ર વીસ વર્ષમાજ રચાયુ હતુ અને શ્રીગોકુલનાથજીના લીલામા પ્રવેશ પછી એક જ વર્ષમા રચાયુ છે તેમા એટલી બધી ઝીણી વિગતો છે કે તે પ્રથમ દર્શનેજ ઐતિહાસિક હોવામા શકા ઉત્પન્ન થાય તેવુ નથી, છતા પણ તેને સાચીકાઈથી તપાસી, તેની ઐતિહાસિકતા સિદ્ધ કરીશુ આ ગ્રંથમા કેટલીક બાબતો અતિશયોક્તિભરેલી છે, એ કબૂલ કરીશુ, પણ તે ઇતિહાસ નથી, પણ કાવ્ય—ધાર્મિક કાવ્ય—છે એ વાત ભૂલવી જોઈએ નહિ છતા પણ એમાની વિગતો ઇતિહાસ સાથે મેળવતા મને સત્ય જણાઈ છે એક પણ પ્રસંગ એવો નથી જણાયો કે જે ઇતિહાસ વિરોધી હોય [1]

કોઈ પણ કાવ્યની ઐતિહાસિકતા સ્થાપિત કરવામા આ ત્રણ બાબતો સત્ય છે કે કેમ તથા તેનો ઇતિહાસ સાથે મેળ છે કે કેમ તે તપાસવુ જોઈએ—(૧) સ્થળો (૨) મનુષ્યો અને (૩) પ્રસંગો આ કાવ્યની આ બાબતો તપાસીએ

---

૧ કવિશ્રી નાનાલાલે આ પ્રસંગ 'જહાંગીર—નૂરજહાં' નામના પોતાના નાટકમા નોંધ્યો છે(પૃ ૧૧૦) કવિશ્રી ઇતિહાસના—ખાસ કરીને મુગલ યુગના—પ્રખર અભ્યાસી છે ઇતિહાસના તુલનાત્મક અભ્યાસમા તેઓ ગુજરાતમા અદ્વિતીય છે તેમણે બાદશાહનામાના નાટકમા એક પણ પ્રસંગ ઇતિહાસ-વિરોધી લીધો નથી આ પ્રસંગ તેમણે નાટકમા ગૂંથ્યો તેથી તેની ઐતિહાસિકતા તપાસી જ હશે જો તેમને તે વિષે સહેજ પણ શકા હોત તો એ ગૂંથત જ નહિ

## સ્થળો

આ કાવ્યમાં શ્રીગોકુળનાથજીના કાશ્મીરના પ્રવાસનું વિગતવાર વર્ણન છે. તેમાંનાં સ્થળો કાલ્પનિક નથી. કેટલાંક અત્યારે પણ હયાત છે. બાકીનાં જહાંગીરના પ્રવાસવર્ણન સાથે મળે છે. ખુશરૂના બળવા વખતે આગ્રાથી લાહોર અને ત્યાર પછી કાશ્મીરના પ્રથમ પ્રવાસે તે જાય છે. એ પ્રવાસોમાં કરેલા મુકામનાં જે નામ આપ્યાં છે તે શ્રીગોકુળનાથજીના પ્રવાસનાં સ્થળ સાથે ઘણી ખરી રીતે મળતાં છે.

કાવ્યમાં ગોકુળથી કાશ્મીરનું અંતર-શ્રીનગર સુધીનું-૪૪૪ કોશ જણાવ્યું છે. જહાંગીર આગ્રાથી કાશ્મીરનું અંતર ૩૭૬ કોશ લખે છે. પરન્તુ આમાં બે બાબતો વિચારવાની છે. જહાગીરે કાશ્મીરની હદ સુધીનું અંતર લખ્યું છે, એટલે કાશ્મીરની હદથી શ્રીનગર સુધીનું ચાળીશેક કોશનું અંતર કાવ્યના અંતરમાંથી બાદ કરવું જોઇએ. વળી શ્રીગોકુળનાથજી કાશ્મીર નીકળ્યા તે વખતે પ્રથમ આગ્રામાં ત્યાંના હાકેમ લશ્કરખાનને મળવા ગયા હતા. એટલે ગોકુળથી આગ્રાનું ૨૦ કોશનું અંતર પણ તેમાંથી બાદ કરવુ જોઇએ. એ બે અંતર બાદ કરીશું બંને આંકડા સરખા જ થશે.

કાશ્મીરના વર્ણનમાં ત્યાંના બ્રાહ્મણોના આચાર સંબંધી કાવ્યમાં આ પ્રમાણે લખ્યું છેઃ—

"ઉહાં વિદ્યા તો હે બહોત, પે નહિ કછુ આચાર,
બ્રાહ્મણ અરૂ નામ મ્લેચ્છકો તે સોઇ વિહવાર." (૬,૪૩૨)

આ સંબંધી જહાંગીર તુઝુક જહાંગીરીમાં આ પ્રમાણે લખે છે—

"Although most of the houses are on the riverbank, not a drop of water touches their bodies. In short, they are dirty outside as inside, without any cleanliness.

There is also a body of Brahmans living from

old in this country, who still remain there and talk in the Kashmiri tongue Outwardly one cannot distinguish them from Mussalmans they have however, books in sanskrit language and read them"

—રોજર્સ અને બિવરિજ્કૃત અનુવાદ ભા ૨ પૃ ૧૪૮ અને ૧૫૦ ૨

## મનુષ્યો

આ કાવ્યમા જણાવેલા સ્થળો જેમ સત્ય છે, તેમ તેમા જણાવેલા મનુષ્યો પણ ઐતિહાસિક છે તેમા જણાવેલા જહાગીરના કુટુબના માણસો અને અન્તરગના નામ ફારસી ગ્રથોમા મળી આવે છે. એટલુજ નહિ પણ તેઓ જે હોદ્દા ઉપ હતા તે પણ ઇતિહાસ તપાસતા સાચા લાગે છે તેનો વિચાર અહિ કરીએ તેમાથી જે નામો સામાન્ય ઇતિહાસમા પ્રસિદ્ધ છે—જેવા કે ખુશરૂ ખુરમ, નૂરજહાન, આસફખાન—તે તપાસવાની જરૂર નથી, પણ જે નામ સામાન્ય ઇતિહાસના પુસ્તકોમા જોવામા આવતા નથી તે અહિં તપાસીશુ

### (૧) ઉજ્જેનનો હાકેમ મહમ્મદ તકી

જહાગીરે તેને સ ૧૬૭૧મા માડુ મોકલ્યો હતો (તુઝુક ભા ૧, પૃ ૨૫૮) માડુ માળવાના સુબાનુ મુખ્ય સ્થળ હતુ, એટલે ઉજ્જેન તેના તાબામા હતુ

### (૨) આગ્રાનો સુબેદાર લશ્કરખાન

સ ૧૬૭૭ મા જ્યારે જહાગીર કાશ્મીર જવા નીકળ્યો, ત્યારે તેને દક્ષિણમાથી બોલાવી આગ્રાનો હાકમ નીમ્યો હતો (તુ ૨, પૃ ૮૧)

### (૩) ચિત્રૂપનુ અપમાન કરનાર નૂરજહાનો બનેવી હાકમ બેગ

નૂરજહાની બેન ખાદીજા બેગમને તે પરણ્યો હતો (તુ ૨ પૃ ૭૦૬)

---

૧ આ પુસ્તકમા જ્યા જ્યા તુઝુક જહાગીરી (સક્ષિપ્ત તુઝુક) નો નિર્દેશ છે ત્યા ત્યા આ અનુવાદનુ જ સૂચન સમજવુ

### (૪) શ્રીગોકુળનાથજીનો વિરોધી સારંગદેવ

એ પંજાબના કોઈ ગામનો જાગીરદાર એને જહાંગીરનો ખીદમતગાર હતો. (તુ. ૨. પૃ. ૧૮૨)

### (૫) શ્રીગોકુળનાથજીને સોરમ નહિ જતાં પોતાના રાજ્યમાં આવવાનું આમંત્રણ આપનાર રાય રતન હાડા

એ બુંદીના રાજા ભોજ હાડાનો પુત્ર હતો. એને જહાંગીરે સરબુલંદરાયનો ઈલ્કાબ આપ્યો હતો. (તુ. ૧, પૃ. ૧૩૧)

### (૬) જહાંગીરની મહેતારી[1] મરીયમ ઝમાની

અકબર બાદશાહની બેગમ, જહાંગીરની મા અને રાજા ભગવાનદાસની બેન (તુ. ૨, પૃ. ૬૪)

### (૭) રાયસંગ ભુરટીઆની દીકરી અને જહાંગીરની બેગમ માનીબાઈ

બિકાનેરના રાજા રાય કલ્યાણમલનો પુત્ર રાય રાયસિંહ. એ ભુરટીઓ કહેવાતો. (તુ. ૧, પૃ. ૧૩૭) તેની પુત્રીને જહાંગીર પરણ્યો હતો. (તુ. પૃ. ૧૩૨) આ બેગમનું નામ ફારસી ગ્રંથમાં નથી; આ કાવ્ય તે નામ પૂરૂં પાડે છે.

### (૮) જેના માથા ઉપર જહાંગીરે ચિદ્રૂપનો હાથ મૂકાવ્યો હતો તે બુલાકી[2]

જહાંગીરનો પાટવીકુંવર ખુશરૂનો પુત્ર, જેને આસફખાને જહાંગીરના મરણ બાદ થોડા દિવસ માટે દાવર બક્ષ નામથી બાદશાહ બનાવ્યો હતો, પણ પાછળથી શાહજહાંના ફરમાન પ્રમાણે મારી નાખ્યો

---

૧. સ્વ. લલ્લુભાઈ પારેખે મહેતારીનો અર્થ જનાનખાનાની ઉપરી સ્ત્રી અમલદાર એવો કર્યો છે (પૃ. ૧૮) એ ભૂલ છે. તેનો અર્થ મા થાય છે.

૨. સ્વ. લલ્લુભાઇ પારેખ બુલાખ એટલે નાકની વાળીએ ઉપરથી બુલાખી એટલે નાકમાં વાળી પહેરનાર જહાંગીરનો કોઈ મંત્રી એવો તર્ક કરે છે. (પૃ. ૧૮), પણ એ ઘટિત નથી, તેમ તેને માટે કોઈ આધાર પણ નથી.

હતો આ નામ તુઝુકે જહાંગીરીમાં નથી[3] પણ Peter Mundyના પ્રવાસવૃત્તાન્તમાં (History of Jahangir by Beni Prasad, p 338) અને Gladwin ના જહાંગીરના ઇતિહાસમાં (પૃ ૧૬૦) છે कल्लोलमां પણ એ નામ છે અને શાહજહાંને તેના ડગવેના ખૂનની નોંધ તેમાં છે (૫, ૨૦)

## પ્રસંગો

સ્થળ અને મનુષ્યોના નામ કરતા, ઐતિહાસિકતાના પ્રતિપાદનમાં પ્રસંગોની સત્યતા અને તેમનું કાલાનુસંધાન વધારે મહત્ત્વના છે તેનું નિરીક્ષણ આપણે હવે કરીએ

(૧) સંવત ૧૬૭૪માં જહાંગીર ગુજરાતમાં આવ્યો હતો, ત્યારે તે ચિદ્રૂપને ઉજ્જૈન આગળ એક ગુફામાં મળ્યો હતો

" એહવે સંવત સોળચુમ્માલોતેર વરે એક વાત
જહાંગીર નૃપ આગરેથી જાતો હુતો ગુજરાત
× × × ×
ચાલતી જઈ ઊતર્યો નૃપ જોવાને કરી ખાત
પૂછ્યું તે ગણતું તેહને 'ક્યા ગઈ છે મહાત ?'
ગુફા માહા દેખાડીઓ ત્યાંહા ગયો તેણી વાર "

આમાં પ્રથમ સંવતનો વિચાર કરીએ આ કાવ્યમાં જણાવેલા વર્ષ અને માસ ઉત્તર હિન્દની ગણના અનુસાર છે, એટલે સંવત ચૈત્રમાં બદલાય છે અને માસ પૂર્ણિમાન્ત છે અર્થાત્ વદમાં માસાન્ત થાય

---

૩ તુઝુક જહાંગીરના અનુવાદક રોજર્સ અને બિવરિજ તેની સૂચિમાં દાનીઆલની પુત્રીનું નામ બુલાકી હતું એમ જણાવે છે મળ ગ્રંથમાં તેમણે એ નામ ક્યાંય લખ્યું છે, એટલે એ એમનો તર્ક હશે તે વાત સત્ય હોય તો પણ બુલાકીના પુત્રનું નામ બુલાકી હતું એ ચોક્કસ છે અને ગાદી વારસ તરીકે તેને જ ચિદ્રૂપ પાસે આશિર્વાદ અપાવ્યા હોય એમ માનવું વધારે યોગ્ય છે

છે. જહાંગીર ઈ. સ. ૧૬૧૬ ના નવેંબરની દશમી તારીખે નીકળી, (તુ. ૧, પૃ. ૩૪૦) માંડુ તથા ખંભાત થઈ ગુજરાતના પાટનગર અમદાવાદમાં ઈ. સ. ૧૬૧૮ ના જાનેવારી માસની પાંચમી તારીખે, એટલે સં. ૧૬૭૪ ના પોષ માસમાં દાખલ થયો હતો. તેથી કાવ્યમાં આપેલો સંવત બરોબર છે.[1]

ઉજ્જેન આગળની ગુફામાં જહાંગીરની ચિદ્રૂપ સાથે મુલાકાત થઇ હતી, એ ઐતિહાસિક બીના છે. તેનું વિસ્તૃત વર્ણન તુઝુક ભા. ૧ માં પૃ. ૩૫૫થી ૩૫૯ સુધીમાં આપેલુ છે. તુઝુકમાં નામ 'જદ્રપ' છે, એ ફારસી લિપિને લીધે હશે. માસિરૂલ ઉમરામાં અને ઇકબાલ નામમાં 'અચદ્રૂપ' નામ છે. એટલે મૂળ શુદ્ધ નામ 'ચિદ્રૂપ' હોવામાં શંકાને સ્થાન નથી.

(૨) જહાંગીર ગુજરાતથી ફાગણ માસમાં ફત્તેહપુર સીકરી થઈ. આગરે સં. ૧૬૭૫ માં પાછો આવ્યો હતો.

સંવત સોળ પંચોતરે ગુજરાતથી જહાંગીર
ફાગણે આવ્યો આગરે, ત્યારે મારગમાં મહા ધીર
શ્રીજી અ તે શીકરી લગી દેવાને આશિર્વાદ
પધાર્યા સાહામા ત્યાં, રાખવાને મર્જાદ."

જહાંગીર ઇ. સ. ૧૬૧૯ની વસંત ઋતુમાં ગુજરાતથી પાછો આવ્યો હતો, પણ આગરામાં પ્લેગ હોવાથી સીકરીમાં થોડો વખત રહ્યો

---

[1] શ્રીગોકુળનાથજીના ચરિત્રમાં સં. ૧૬૭૨ નું વર્ષ આપ્યું છે. એ શા આધારે તે સમજાતુ નથી. સ્વ. લલ્લુભાઈ સં. ૧૬૭૪નું વર્ષ આપે છે અને મેં જોએલી હાથપ્રતમાં પણ એ જ વર્ષ છે. સંસ્કૃત **कल्लोल**માં પણ ભૂલ ન થાય તેવા અક્ષરાનુક્રમમાં સં. ૧૬૭૪નું જ વર્ષ સ્પષ્ટ રીતે છે.

**पुरूषार्थयुतिरसेन्दुप्रमिते वर्षे (१६७४) जहांगीरो यवनानामखिलानां सार्वभौमो निजान्नगरात्। गुर्जरदेशे......**
**(क० ७, त० १).**

હતો આ માટે જુઓ શ્રી બેણિપ્રસાદના શબ્દો—

"Owing to the prevalance of plague at Agra, Jahangir passed the spring of 1619 at Fatahpur Sikri and entered the metropolis in the middle of April" P 300)

ઈ સ ૧૬૧૯ની વસંત ઋતુ, એટલે સં ૧૬૭૫નો ફાગણ માસ.

(૩) જહાંગીર કાશ્મીર જવાનો છે, એ વાત સાંભળીને ચિદ્રૂપ ઉજ્જૈનથી નીકળી સં ૧૬૭૬ના આસો સુદ દશમે મથુરા આવ્યો હતો

'લીધું કાંઈ એક દિવસ પછી કરમેંનું મુહૂર્ત,
ત સન્યાસીએ સાંભળીને વિચાર્યું મન સત,
'આગળ પેંઠ જઈને હું ગઈ મથુરા માંઈ
દેશાધિપતિ શું નિધાર કરવા ત્યાંઈ'

× × × ×

પછે સંવત સોળમેં છાંતર આશ્વિન સુદિ દશમીય,
ચિદ્રૂપ આવ્યા એની ગમે મથુરામાં ભમીય"

જહાંગીર ઇ સ. ૧૬૧૯ના ફાગણના દિવસે આગરથી કાશ્મીર જવા નીકળ્યા હતા, (તુ ૨, પૃ ૧૦૧) તેથી ઉત્તર હિંદની વર્ષગણના પ્રમાણે વિક્રમ સંવત ૧૬૭૬ હતો, એ સ્પષ્ટ છે તેના ચિદ્રૂપ સાથે મથુરાના મળાપ માટે તુઝુક ભા ૨, પૃ ૧૦૪થી ૧૦૬ જોવા એમા એ મેળાપનું વિસ્તારપૂર્વક વર્ણન છે

(૪) મથુરામા ચિદ્રૂપની સલાહથી જહાંગીરે ખુશરૂને નજરકેદમાથી મુક્ત કર્યો હતો

"સનતાન ખુશરો ગયો, ત્યારથી નગરિ ઈતર ક્યાં"

મથુરાથી ઉપડ્યા પછી વૃન્દાવનમુકામે ખુશરૂને છોડવાનો જહાંગીરે હુકમ કર્યો હતો એ વાત ખરી છે (તુ ૨, પૃ ૧૦૭) જહાંગીર પોતે તો ચિદ્રૂપના ઉપદેશની વાત લખતો નથી, તો પણ બીજા કથના

પ્રમાણો એનું સમર્થન કરે છે. Gladwinના ગ્રંથમાં એ વાત સ્પષ્ટ રૂપે જણાવી છે. ઇકબાલનામામાં લખ્યું છે કે ખુશરૂના સસરા ખાન આઝમના કહેવાથી ચિદ્રુપે ખુશરૂને છોડાવ્યો હતો.

"The Iqbal-nama, 128, calls him Achadrup and says that Khan Azam went privately to him and begged him to use his influence with Jahangir for the release of Khusrau. Achadrup spoke accordingly and Khusrau was releasad."

(Tuz. 11. p 104. foot-note)

**कल्लोल**માં પણ આ વાત નોંધેલી છે.

(૫) શ્રીગોકુળનાથજી સં. ૧૬૭૭ના શ્રાવણ (ગુજરાતી આષાઢ) વદ ૯ના રોજ ગોકુળથી નીકળી કાશ્મીર ભાદરવા સુદ ૧૩ના દિવસે પહોંચ્યા હતા. અને આસો વદ ૨ (ગુ. ભાદ્રપદ) ના દિવસે બાદશાહની મુલાકાત લીધી હતી. હવે એ જોવાનું છે કે એ મુદત દરમ્યાન જહાંગીર કાશ્મીરમાં હતો કે નહિ. તુઝુક ઉપરથી જણાય છે કે તેણે ઈ. સ. ૧૬૨૦ના મિહિર મહીનાની તેરમી તારીખે કાશ્મીરમાં દશરાનો તહેવાર ઉજવ્યો હતો અને એજ મહીનાની ૨૭મી તારીખે ત્યાંથી આગ્રા જવા નીકળ્યો હતો. ઈ. સ. ૧૬૨૦ એટલે ભાદરવા આસોમાં ચૈત્રી સં. ૧૬૭૭ હતો.

(૬) બાદશાહે કાશ્મીરથી પાછા આવતાં ગોકુલમાં મુકામ કર્યો હતો અને માળાનિષેધનો હુકમ રદ્દ કર્યો હતો. આથી શ્રીગોકુળનાથજી સં. ૧૬૭૭ના ચૈત્ર (ગુ. ફાગણ) વદ ૫ મે સોરમથી નીકળી વદ દશમે ગોકુલ આવ્યા હતા.

"ચૈત્ર વદિ પંચમી શુક્રવારે સુર્ય ત્રણ ઘડી ચડતે
વિજય કર્યો સોરમથી મહા સુજશ નગારા ઘડતે.
× × × × × ×
સંવત સોળ સતોતરે ચૈત્ર વદિ દશમી બુધવાર રે
શ્રી ગોકુલેશ ગોકુળ પ્રવેશ કરે ચડેલ દિન ઘડી ચાર રે."

આ ઉપરથી જણાય છે કે બાદશાહે ફાગણ સુદમા હુકમ જાહેર કર્યો હશે

જહાગીરે કાશ્મીરથી આવતા ગોકુળ મુકામ કર્યો હતો, એનો તુઝુકમા સ્પષ્ટ નિર્દેશ છે—

"Next day Gokul was the place of encampment" (Tuz 11 P 196)

સમય માટે નીચેની હકીકત ધ્યાનમા લેવાની છે કાશ્મીરથી આવ્યા પછી તુરત તેણે ઇ સ ૧૬૨૧ના માર્ચ માસની દશમી તારીખે પોતાના રાજ્યાભિષેકનુ સોળમુ વર્ષ ઉજવ્યુ હતુ (તુ ૨ પૃ ૧૯૯) એટલે સ ૧૬૭૭ના મહા કે ફાગણમા (કેસુઆરી) તે ગોકુળમા હતો એ સ્પષ્ટ છે

## મૂળ પ્રસગ

આ પ્રમાણે આ કાવ્યમા જણાવેલા સ્થળો, મનુષ્યો અને પ્રસગો બધા જ ઐતિહાસિક ઠરે છે, તેથી તે કાવ્ય કાલ્પનિક નથી તો પછી માળાનિષેધનો પ્રસગ ફારસી ગ્રથોમા કેમ નથી? આના ઉત્તરમા જણાવવાનુ કે જહાગીરના સમયના બધા જ ફારસી ઇતિહાસના ગ્રથોના અનુવાદ હજી પ્રકટ થયા નથી, માત્ર તુઝુકે જહાગિરિનો અનુવાદ જ પ્રકટ થયો છે તેથી બધા જ ગ્રથોમા નથી, એમ ચોક્કસ રીતે ન કહી શકાય આ પ્રસગ કાલ્પનિક ઊભો કરવાને કશુજ કારણ નથી કદાચ એમ માનીએ કે શ્રી ગોકુળનાથજીના સેવકે તેમનુ ગૌરવ વધારવાને આ પ્રસગ ઊભો કર્યો છે, પણ તેની અન્દર એવી કેટલીક વિગતો છે કે જે એ બનાવટી હોત તો તેમા દાખલ કરવામા આવત જ નહિ શ્રી ગોકુળનાથજી ચિદ્રૂપ પાસે વારવાર જાય, જહાગીરને એવુ લખી આપે કે ચિદ્રૂપ ધર્માનુસાર જે કહેશે તે કબૂલ કરીશુ. તેમના મોટા ભાઇની આજ્ઞાનો અનાદર, મુસલમાન અમલદારોને વારવાર મળવુ—એ એવી બીનાઓ છે કે જેનાથી તેમનુ ગૌરવ વધતુ

નથી. વળી, જો પ્રસંગ કાલ્પનિક જ ઉભો કર્યો હોય તો શ્રી ગોકુળનાથજી મ્લેચ્છ બાદશાહના તેડાવ્યા કાશ્મીર સુધી ગયા એમ શા માટે લખાય? પોતાના ચમત્કારી પ્રભાવથી બાદશાહ પાસે ગોકુળમાં જ હુકમ રદ કરાવ્યો એમ કેમ ન ગોઠવી શકાય? કાશ્મીરમાં જઇને પણ મૂળ હુકમ તદ્દન રદ ન કરાવ્યો અને દેશવટાનું ફરમાન મેળવ્યું એમાં પણ માનહાનિ જેવું નથી શું? આ વિગતો એવી છે કે જો પ્રસંગ મિથ્યા જ કલ્પવો હોત તો આવી વિગતો અંદર દાખલ જ કરવામાં ન આવત. મૂળ પ્રસંગના સંબંધમાં એક પણ ચમત્કારિક વાત નથી, એ જ તેની ઐતિહાસિકતાનો પુરાવો છે. કાશ્મીર પહોંચવામાં તેમને દોઢ માસ થયો હતો, એને બદલે એમ જ લખત કે પોતાના પ્રભાવથી દોઢ કલાકમાં પહોંચી ગયા. જો આવું કંઇક લખ્યું હોત તો તેને માટે શંકા લેવાને કારણ મળત.

## ઇતિહાસમાં એકતરફી પુરાવો ગ્રાહ્ય છે

ફારસી ગ્રંથોમાં આ પ્રસંગનો ઉલ્લેખ ન હોય તેથી કરીને તેની ઐતિહાસિકતા ઘટતી નથી. એકપક્ષી પુરાવો પણ જો વિશ્વસનીય હોય તો તે ઇતિહાસમાં ગ્રાહ્ય થઈ શકે છે. એનાં ઇતિહાસમાં ઘણાં દૃષ્ટાંતો છે. મહાન્ સિકંદરની હિંદની ચઢાઈ સંબંધી કોઈ પણ હિંદી લેખનું પ્રમાણ નથી, છતાં પણ ગ્રીક લેખકોના પુરાવા ઉપરથી એ બીના ઐતિહાસિક ઠરી છે. મહમ્મદ ગજનવીની સોમનાથની સ્વારી સંબંધી કોઇ પણ બ્રાહ્મણ કે જૈન ગ્રંથમાં નિર્દેષ નથી, એથી એ બનાવની સત્યતા માટે સ્વ. મણિલાલ નભુભાઇએ એક વખતે શંકા ઉઠાવી હતી, પરંતુ એને કોઈ તરફથી અનુમોદન મળ્યું નથી; ફારસી ગ્રંથના પુરાવા ઉપરથી જ એનો ઇતિહાસમાં આદર થયો છે. અલાઉદ્દીન ખુનીને કરણનો પ્રધાન માધવ ગુજરાતમાં લાવ્યો હતો એ માટે મુસલમાન લેખકોએ કંઈ લખ્યું નથી. પરંતુ ધર્મારણ્ય અને કાન્હડદે પ્રબંધ એ બ્રાહ્મણગ્રંથો ઉપરથી અને વિચારશ્રેણી અને તીર્થકલ્પ એ તત્કાલીન જૈન ગ્રંથો ઉપરથી એ વાત સિદ્ધ થઈ ચૂકી છે. રજપુતાનાના ઇતિહાસમાં પણ એવી ઘણી બાબતો

છે કે જે ફારસી ગ્રંથમાં ખોટી રીતે નોંધાઈ છે. બધી બાબતો લખવાથી વિસ્તાર થાય તેમ છે, તેથી માત્ર અકબર અને જહાંગીર સંબંધી વાતોનો જ વિચાર કરીશું.

અબુલફઝલે અકબરનામામાં લખ્યું છે કે અકબરે મોકલેલો પોષાક સ્વીકારી પ્રતાપે અકબરની અધીનતા પ્રથમ સ્વીકારી હતી અને કુંવર અમરસિંહને અકબરના દરબારમાં મોકલ્યો હતો, પણ આ વાત પંડિત ગૌરીશંકર ઓઝાએ જૂઠી સાબીત કરી છે. નૌરોઝના મીના બઝારની અકબરની અનીતિ માટે કોઈ પણ ફારસી ગ્રંથોમાં ઉલ્લેખ નથી, છતાં પણ બિકાનેરના રાય પૃથ્વીસિંહના રચેલા દૂહાઓમાં તે સ્પષ્ટ છે એવું કવિશ્રી નાનાલાલે એ વાત સાબીત માની છે.[1] અકબરના જૂદા જૂદા ધર્મો પ્રત્યેના વલણોની વિગતો ફારસી ગ્રંથોમાં નથી, એ ધર્મોના લખાણોમાંથી જ મળી આવે છે. અકબરના વૈષ્ણવધર્મ પ્રત્યેના વલણની હકીકત પણ બાદશાહી ફરમાનોમાંથી મળે છે.[2]

---

૧ અકબરનું પોતાનું એક વ્રજ ભાષાનું કવિત્ત **मिश्रबन्धु विनोद**માં આપ્યું છે. તેમાં એક રમણીનું ચિત્ર છે. તે રમણીને મીના બઝારમાંથી ભોળવીને ઉપાડી લાવેલી હોય એમ લાગે છે એ પ્રમાણે તે ગ્રંથના સંપાદકોનું માનવું છે. એ કવિત્ત નીચે આપું છું –

**साहि अकबर वालकी बाँह अचिंत गही चलि भीतर भौने।**
**सुन्दरि द्वारहि दीठि लगायके भागिवेको भ्रम पावत गौने॥**
**चौंकतसी चहुँ ओर विलोकत संक सकोच रही मुख मौने।**
**यों छवि नैन छवीलीके छाजत मानो विछोह परी मृग छौने॥**

(भा १ पृ ३२१)

૨. આ ફરમાનો દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીએ સંપાદિત કર્યાં છે, પણ હજી પ્રકટ થયાં નથી. તેમની કૃપાથી તે હું જોઈ શક્યો છું. તેમાં શ્રી વિઠ્ઠલનાથજીને ગોકુળ અને જતીપુરા ગામની જમીન આપ્યાનું (એ ગામો હાલ પણ તેમના વંશજોના તાબામાં છે) તેની હદમાં શિકાર

## જહાંગીરનું લખાણ

જહાંગીરે તુઝુકમાં લખ્યું છે કે પ્રતાપનો પુત્ર અમરસિંહ પોતાની સાથેના યુદ્ધની શરૂઆતમાં જ નમી પડયો હતો અને તેના પુત્ર વાઘસિંહને પોતાના દરબારમાં મોકલ્યો હતો. આ બીના પણ બીજાં પ્રમાણોના આધારે પંડિત ગૌરીશંકરે નાપાયાદાર સાબીત કરી છે. જહાંગીરે બીજી ઐતિહાસિક બાબતો સબંધી પણ કાં તો મૌન સેવ્યું છે અગર તો તે પાઠફેર લખી છે. તુઝુકનો તરજુમો કરનાર બિવરિજ લખે છે કે જહાંગીરે પોતાના બાપ સામેના બળવાની બાબતમાં અને શેર અફઘાનના મૃત્યુના સંજોગોની હકીકતમાં ઢાંકપીછોડો કર્યો છે—

---

ન કરવાનુ અને શાહી અમલદારોએ તેમની પાસેથી કરવેરા ન લેવાનું, તેમને કોઈ પણ પ્રકારે સતામણી ન કરવાનું, વગેરે જણાવ્યું છે. એક ફરમાનમાં શ્રી વિઠ્ઠલનાથજીને 'માર્ફત–આગા' એટલે ઈશ્વરીજ્ઞાનના જ્ઞાતા જણાવેલ છે. એક ફરમાન તો અકબરની માતા હમીદા બેગમના નામનું છે, જે મોગલ ઈતિહાસમાં વિરલ છે એમ દિ. બ. કૃષ્ણલાલભાઈનું ધાર્યું છે. મધુસૂદન ભટ્ટકૃત **વંશાવલી**માં લખ્યું છે કે સં. ૧૬૨૮ માં શ્રીવિઠ્ઠલનાથજી અને અકબરનો મેળાપ થયો હતો અને તેણે હાલનું ગોકુળ જે જગાએ છે એ જમીન આપી હતી. ત્યાં કને ગામ વસાવી, શ્રી ગોકુળનાથજી મથુરાથી આવી રહ્યા હતા. હાલ પણ એ નવા ગોકુળના નામે જ પ્રસિદ્ધ છે. કવિશ્રી નાનાલાલે અકબરશાહ નાટકમાં 'ગોકુળ ગોંસાઈજીને આપ્યું' એમ લખ્યું છે, પણ પાછળથી 'વ્રજ વ્રજરાયને આપ્યું' એમ શુદ્ધિપત્રકમાં સુધાર્યું છે. તેમને જો આ હકીકતની ખબર હોત તો એમ સુધારો કરવાની આવશ્યકતા ન રહેત.

આ ફરમાનોમાં જહાંગીરનું માળાપ્રસંગ સંબંધીનું ફરમાન નથી, પણ તે હોવાનો સંભવ નથી; કેમકે જહાંગીરે મોંઢાના હુકમો કર્યા હતા, લેખી ફરમાન એ સંબંધી કાઢ્યું નહોતું, એમ કાવ્ય વાંચતાં જણાય છે.

"Jahangir has glossed over his rebelion against his father and the circumstances of Sher Afghan's death"—Preface to Tuzuk

તેણે નૂરજહાનના પૂર્વપ્રેમ તથા તેની સાથેના પોતાના લગ્ન સંબંધી પણ એક અક્ષર લખ્યો નથી. વળી પોતે ખુશરૂની આંખો ફોડાવી હતી અને શાહજહાંએ તેનું ખૂન કરાવ્યું હતું એ સંબંધી બીજાં સ્વતંત્ર પ્રમાણો મળે છે, છતાં પણ જહાંગીરે તો તે બાબતમાં મૌન જ સેવ્યું છે. આપણે આગળ જોયું કે ચિદ્રૂપના કહેવાથી ખુસરૂને છોડ્યો હતો, છતાં પણ તેણે પોતાનું મહત્વ વધે તેથી ચિદ્રૂપની દરમ્યાનગીરીનો સ્વીકાર કર્યો નથી. શ્રી વેણિપ્રસાદ જહાંગીરના પ્રશંસક હોવા છતાં લખે છે કે જે બાબતમાં પોતાના ઉપર સહેજ પણ જવાબદારી આવે તેવો એક પણ પ્રસંગ જહાંગીરે નોંધ્યો નથી –

"The former (Jahangir) would hardly mention a deed for which ultimately he must be partly held responsible" (History of Jahangir, p 336)

આના અપવાદ રૂપે અબુલફઝલના ખૂનનો પ્રસંગ ગણવો પડે.

## સર ટોમસ રોની મુલાકાત

પરન્તુ સૌથી વધારે અગત્યની બાબત તો સર ટોમસ રોની જહાંગીરની મુલાકાત સંબંધી છે. તે ઇંગ્લાંડના રાજાના એલચી તરીકે હિંદુસ્તાનમાં આવ્યો હતો અને જહાંગીરને અજમેર મુકામે ઈ. સ. ૧૬૧૬ ના જાનેવારીની ૧૦ મી તારીખે ભર દરબારમાં મળ્યો હતો. એટલું જ નહિ પણ તે અજમેરમાં નવેંબર સુધી રહ્યો હતો અને જહાંગીર ગુજરાત આવવા નીકળ્યો ત્યારે તેની છાવણીમાં છેક માંડુ સુધી સાથે હતો. છતાં પણ જહાંગીરે તુઝુકમાં એ સંબંધી ઇશારો સરખોએ કર્યો નથી. તો શું એ મુલાકાત કપોલકલ્પિત માનીશું? રો અને તેના સાથીદારોએ એ મુલાકાત સંબંધી એટલું તો વિગતવાર લખ્યું છે કે તે ઐતિહાસિક બીના તરીકે ઇતિહાસમાં સ્થાન પામી ચૂકી છે અને

તે વિષે સહેજ પણ શંકા દર્શાવવાની કોઇએ હિંમત કરી નથી. આ સંબંધી જહાંગીરનું મૌન હોવા છતાં પણ બીજા પક્ષના પુરાવાથી આ વાત ઇતિહાસ સિધ્ધ માનવામાં આવે, તો માળાપ્રસંગ સબંધી જહાંગીરનું મૌન હોવા છતાં બીજાં પ્રમાણોથી તે ઇતિહાસસિદ્ધ કેમ ન ગણાય, તે સમજણ પડતી નથી.

## જહાંગીરના મૌનનો ખુલાસો

સર ટોમસ રોની મુલાકાતનો જહાંગીરે ઉલ્લેખ ન કર્યો તેનું કારણ એવું છે કે એ મુલાકાત સફળ નહોતી થઈ. તેણે ઇસ્ટ ઇન્ડીઆ કંપની માટે જે વહેપારી લાભોની માગણી કરી હતી તે જહાંગીરે કબૂલ રાખી નહોતી. આથી આ નિષ્ફળ મુલાકાતનો ઉલ્લેખ કરવો જહાંગીરે ઉચિત નહિ માન્યો હોય. એ પ્રમાણે માળાનિષેધનો હુકમ તેણે પાછળથી રદ કર્યો તેથી એ નિષ્ફળ હુકમની નોંધ લેવાની જરૂર તેણે નહિ જોઈ હોય. પોતાનો હુકમ રદ કર્યો એમ જણાવતાં તેને માનહાનિ પણ જણાઈ હોય. વળી, શ્રીગોકુળનાથજી પ્રત્યેનું તેનું વલણ પાછળથી બદલાયું અને ચિદ્રૂપની વાતો પોકળ જણાઈ, એ કારણથી પણ મૂળ વાત દાબી રાખવામાંજ તેણે ડહાપણ જોયું હોય. નૂરજહાં અને આસફખાનનું વલણ શ્રીગોકુળનાથજી પ્રત્યે મૂળથી હતું તેથી તેમણે પણ એ પ્રસંગ તુઝુકમાં ન દાખલ કરવાનો આગ્રહ કર્યો હોય. તુઝુક કંઈ રોજનિશિ જેવું પુસ્તક નથી, તેમાં પ્રત્યેક દિવસની હકીકત નોંધાઈ નથી. વચમાં દિવસોના દિવસો અને કોઈ વાર તો મહીનાના મહીના કોરા જણાય છે. અને જહાંગીર પોતે કંઈ રોજને રોજ લખતો નહિ. મૂળ હકીકતો તેના વાકાનવિશો (વૃત્તાન્તલેખકો) લખી રાખતા અને અવકાશ મળે ત્યારે એ સંભાળીને પછી પોતે લખતો. તે પ્રમાણે લખતાં એ હકીકત લખવી રહી ગઈ હોય અગર તો તેના વાકાનવિશો બલભદ્ર અને ગોવિંદદાસનું વલણ શ્રી ગોકુળનાથજી તરફ હતું, તેથી તેમણે પણ હકીકત લખાવતાં એ બીના ગુપ્ત રાખી હોય. ગમે તે કારણ હોય, પણ જહાંગીરે માત્ર તે બીના ન લખી, એટલાજ ઉપરથીજ તેની અનૈતિહાસિકતા સાબીત થતી નથી.

## વિશેષ પ્રમાણો

હા, જો આ પ્રસંગ માટે બીજા પ્રમાણો ન હોત તો તે વિષે શંકા લેવાને કારણ ગણાય ખરૂ પણ બીજા ઘણા પ્રમાણો તે સબંધી મળે છે તેનો વિચાર હવે કરીએ આ પ્રમાણોના બે વિભાગ કરી શકાય કે-પરોક્ષ અને પ્રત્યક્ષ પ્રથમ પરોક્ષ પ્રમાણો જોઇને પછી પ્રત્યક્ષ પ્રમાણો વિચારશુ

## પરોક્ષ પ્રમાણો

આ પ્રસંગ સબંધી તુઝુકની એક બે આડકતરી બાબતો ઉપરથી કંઇક પ્રકાશ મળે છે તેમાની એક એ બાબત છે કે ચિદ્રૂપના કેટલાક કાર્યોથી જહાગીરનુ મન કાશ્મીર ગયા પછી ચિદ્રૂપ ઉપરથી ઉતરી ગયુ હતુ આ વાતને એ બાબતથી ટેકો મળે છે કે કાશ્મીરથી આવતા તે ચિદ્રૂપને મળવા જતો નથી, પ્રથમ જ્યારે જ્યારે તેના પ્રવાસમાં ચિદ્રૂપનો મુકામ આવતો, ત્યારે ત્યારે તેને મળવા જતો ગુજરાત આવતા અને ત્યાથી પાછા જતા ઉજ્જનમા અને કાશ્મીર જતા મથુરામા તેની મુલાકાત લેવા જાય છે અને કાશ્મીરથી આવતા ગોકુળમા મુકામ કરે છે છતા પણ મથુરામા તેને મળવા કેમ નથી જતો ? આ શુ તેનુ મન ચિદ્રૂપ ઉપરથી ઉતરી ગયુ હતુ, એમ નથી જણાવતુ ? બીજુ ઇકબાલનામામા લખ્યુ છે કે ચિદ્રૂપને જહાગીરના આડુ હાકિમ બેગે નિર્દય માર માર્યો હતો —

'He was cruelly beaten by Hakim Beg"

(Tuz 11 p .104 foot-note)

જો ચિદ્રૂપ ઉપર જહાગીરને અભાવ થયો ન હોત તો હાકિમ બેગ આટલી બધી હિમ્મત કરે ખરો કે ? कल्लोल મા લખ્યુ છે કે જહાગીરે કાશ્મીર જતા મથુરામા મુકામ કર્યો હતે, ત્યાથી તેણે મુકામ ઉપાડ્યા પછી, એક દિવસ હાકિમબેગે ચિદ્રૂપની ગુફામા જોડા પહેરીને

જવાનો પ્રયત્ન કર્યો હતો.[1] એટલા નજીવા કારણથી જહાંગીરે તેને મારી નાંખવાનો હુકમ કર્યો હતો, પણ પાછળથી ખુશરૂના કહેવાથી તેને સજા કરવા ચિદ્રૂપ પાસે મોકલ્યો હતો. ચિદ્રૂપે તેને એનાજ જોડા માથામાં મારીને કાઢી મૂક્યો હતો. એ વાતનું વેર લેવાનેજ કદાચ હાકિમ બેગે જહાંગીરનો ચિદ્રૂપ પ્રત્યે અભાવ થવાથી તેને માર્યો હશે. જો આ પ્રમાણે અભાવ થયો હોય તો જહાંગીરને ચિદ્રૂપની વાત ખોટી જણાતાં માળાનિષેધનો હુકમ તેણે રદ કર્યો હોય એમાં કંઇ આશ્ચર્ય નથી.

## પ્રત્યક્ષ પ્રમાણો

હવે આપણે માળાપ્રસંગ સંબંધી પ્રત્યક્ષ પ્રમાણો જોઇએ: 'માલોદ્ધાર' કાવ્ય સંબંધી તો આપણે ઉપર વિસ્તારથી વિચાર કર્યો છે. તે સિવાયનાં પ્રમાણો અવલોકીશુ.

૧ કલ્યાણ ભટ્ટ નામના શ્રી ગોકુળનાથજીના સેવકે **श्रीगोकुलेश-लीलारसाब्धि** નામનું બહુ વિસ્તૃત સંસ્કૃત કાવ્ય રચેલું છે. એમાં શ્રીગોકુલનાથજીનું ચરિત્ર વર્ણવેલું છે. એના **कल्लोल** નામના પંદર ખંડ છે, અને પ્રત્યેક **कल्लोलमां तरंग** નામના અધ્યાય છે. તેમાં **कल्लोल** ૭, ૮, ૯ માં માળાપ્રસંગનું વર્ણન છે. આમાંથી પ્રો. ગોવિંદલાલ ભટ્ટની કૃપાથી **क०** ૭, ૮ મેં વાંચ્યા છે. જહાંગીર સાથેનો શ્રી ગોકુલનાથજીનો કાશ્મીરની અંદર થએલો સંવાદ ત્રણ તરંગોમાં વર્ણવેલો છે. આ કાવ્યમાં શાહજહાન ગાદીએ આવ્યાનો નિર્દેશ છે. અને દામોદરના "પાખંડપ્રકાશ" માં કલ્યાણ ભટ્ટ ઉપર કટાક્ષ છે. તેથી તેની રચના સં. ૧૬૮૫થી સં. ૧૬૯૩ સુધીમાં થયેલી એમ હું માનું છું.

---

૧ માલોદ્ધારમાં આ બાબતમાં એમ લખ્યું છે કે હાકિમ બેગે દારૂ પીને હાથમાં દારૂનો પ્યાલો લઇને ગુફામાં પેસવા પ્રયત્ન કર્યો હતો. આ વાત અતિશયોક્તિભરેલી જણાય છે: **कल्लोल**ની વાત માનવા લાયક છે.

૨ શિક્ષાપત્ર ગ્રંથથી જેઓ સંપ્રદાયમાં પ્રસિદ્ધ છે અને જેઓ શ્રી ગોકુલનાથજીના ભત્રીજા હતા, તે આચાર્ય શ્રી હરિરાયજીએ શ્રી ગોકુલનાથજીની સ્તુતિનું એક અષ્ટક રચેલું છે તેના ૮ મા શ્લોકમાં માળાપ્રસંગનો ઉલ્લેખ છે —

तातार्कैकपरः पराशयविदां वर्यः परानन्ददो
माला येन सुरक्षिता निजमहायत्नेन कण्ठे सतां।
धर्मो येन विवर्धितः पितृपदाचारप्रचारैः सदा
स श्रीगोकुलनायकः करुणया भूयाद्दृशोः सेविनाम्॥

શ્રી હરિરાયજીનો જન્મ સં. ૧૬૪૭માં થયો હતો, એટલે માળા પ્રસંગના સમયે તેમની વય ત્રીસ વર્ષની હતી. આથી એ પ્રસંગની તેમને જાતમાહીતી હતી.

૩ રત્નરામ કવિએ ગુજરાતીમાં 'વલ્લભનો પરિવાર' એ નામનું કાવ્ય રચ્યું છે, તેની એક પંક્તિમાં પણ આ પ્રસંગનો નિર્દેશ છે—

'શ્રીગોકુળેશ સુખધામ જેની માળા રાખો દામ રે"

(વ૦ ગ્રં૦ ના સં પૃ ૧૨૯)

૪ હિંદી ભાષાના કેટલાક કવિઓએ આ પ્રસંગ સંબંધી રચેલા કવિતો મળી આવ્યા છે તેનો શ્રી ગોકુળનાથજીના ચરિત્રકારે સંગ્રહ કર્યો છે એ આ પ્રમાણે છે —

क બિહારી વલ્લભ —

टेक की, टेक की, टेक की रे गिरि टेक टरे तो टरे ध्रुव तारो
श्री गोकुलनाथजी माला तजे तो शेष, धरे नशीष भुभारो,
पौन थके तो थके तो थके व्रजको पन कोन करे महीमें रत न्यारो'
श्री वल्लभवंश विहारी कहे कवि गावत है जगमें जश थारो

ख નન્દદાસ —

प्रथम उद्धारन तुम नाम, वल्लभ भक्ति पेज प्रतिपारन,
तपसीतापनिवारन दुष्टसंघारन तिलकमाल-उधारन
मानी मान निवारन, रसिक शिरोमनी, रसमसारन,
वृन्दावन गोकुलपति नागर प्रकटे निज्जनकारन

ग. પ્રાણનાથ:—

मत जानो ख्याल, श्री गोकुलनाथजुकी माला है.
वखानीहु वेदमरजादहु वखानी है.
डारे गुंजा वीच माला अमृत रसाला है.
बुलाये जहांगीरने जाय के जुवाव दियो.
हिन्दुकी हद राखी. श्री गोकुलनाथ प्रतिपाला है.
प्राननाथ कहे, वात सुनो सवे कान दे.
मत जानो ख्याल श्री गोकुलनाथजुकी माला है.

घ. શ્રીપતિ:—

शाह कही से तें नकरी. करी सो वेदपुरानन भाखी.
मालातिलक जनेउके कारण अडे न पेडन नाखी,
श्रीपत कहे, जहांगीर के खान. जे उमराव ते सव साखी,
श्री विठ्ठलनाथजुके श्री गोकुलनाथजु. सव हिंदनकी पत राखी!

આમાંનો એક પણ કવિ કાલ્પનિક નથી. તે હિંદી ભાષાના પ્રસિદ્ધ કવિયો છે. તેમનાં નામ **मिश्र वन्धुविनोद**માં અનુક્રમે કવિ અંક ૨૪૯, ૨૫૦. ૩૫૪ અને ૪૭૫ ઉપર છે. તેમના સમય પણ એ ગ્રંથમાં આપેલાં છે. એ ઉપરથી તેઓ માળાપ્રસંગના સમયની આસપાસ થયા છે એમ સ્પષ્ટ જણાય છે. વળી તેઓ કંઈ વાલ્લભ સંપ્રદાયના પણ અનુયાયીઓ નહોતા. એથી તેમનો પુરાવો સમકાલીન અને સ્વતંત્ર છે, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

તે ઉપરાંત શ્રી ગોકુળનાથજીના ભાણેજ મધુસૂદન ભટ્ટ જેઓ કાશ્મીરમાં જહાંગીર સાથેની મુલાકાત વખતે શ્રી ગોકુલનાથજીની સાથે હતા, તેમણે **वंशावली** નામનુ સંપ્રદાય સંબંધી ઐતિહાસિક કાવ્ય સં. ૧૭૧૮માં રચેલું છે, તેમાં પણ આ પ્રસગનો ઉલ્લેખ હોવાનો સંભવ છે. આ કાવ્યની પ્રત મેં મેળવવા પ્રયત્ન કર્યો હતો, પણ મળી શકી

નથી, તેથી તેનું પ્રમાણુ આમાં દાખલ કરી શક્યો નથી [1]

ઘણાંક ઐતિહાસિક પ્રસંગો માત્ર એકેક કાવ્યથી સ્થાપિત થઈ શક્યા છે, તો આટલાં બધાં પ્રમાણો હોવાથી માળાપ્રસંગ ઐતિહાસિક ગણવાને કોઈ પણ જાતની હરકત આવવી જોઈએ નહિ



(૧) આ મધુસૂદનભટ્ટના પુત્ર રણછોડ ભટ્ટ તૈલંગીના રાજસમુદ્ર ઉપરની નવ ચોકીમાં પથ્થરો ઉપર કોતરેલું પચીસ સર્ગનું 'રાજપ્રશસ્તિ' નામનું મહાકાવ્ય રચેલું છે તેમાં ઉદેપુરના રાજાઓનો ઇતિહાસ છે એવડું લાંબું શિલાલેખ આખા જગતમાં નથી

# સિદ્ધરાજના કીર્તિસ્તંભના લેખનો એક અંશ

## પરિચય

પાટણના 'વિજળ કુઆ' નામના એક મહોલ્લાના નાનકડા શિવ-મંદિરની ભીંતમાં પ્રાચીન લેખવાળો એક પથ્થર જડેલો છે, એમ આશરે દસેક વર્ષ ઉપર મારા જાણવામાં આવ્યું હતું. તે ઉપરથી તે જોવા હું ગયો હતો, પણ તે પથ્થરની ખંડિત અવસ્થા તથા તેની લિપિની પ્રાચીનતાને લીધે એ લેખ પૂરેપુરો વાંચી શકાયો નહોતો. પરંતુ એટલું તો હું જાણી શક્યો હતો કે તે સિદ્ધરાજના કીર્તિસ્તંભનો એક અંશ હોવો જોઈએ. એનો નિર્દેશ ઈ. સ. ૧૯૨૭માં મુંબઈમાં ભરાએલી સાહિત્ય પરિષદમાં વાંચેલા નિબંધમાં મેં કર્યો હતો.

થોડા માસ ઉપર પુરાતત્વજ્ઞ પંડિત શ્રી જિનવિજયજી પાટણમાં આવ્યા હતા. તેમને મેં એ સંબંધી વાત કરી, ત્યારે તેઓએ મારી સાથે આવીને તે લેખ પૂરેપુરો વાંચી આપ્યો અને તેને સાફ કરાવી તેનો ફોટોગ્રાફ લેવડાવ્યો. તેથી તે મારા ધારવા પ્રમાણે એજ પ્રશસ્તિનો સિદ્ધ થયો. એ લેખનું પંડિતજીને એટલું બધું મહત્વ લાગેલું કે તેમણે પાટણમાં એક જાહેર ભાષણમાં જણાવ્યું હતું કે 'જો મારી પાસે ધન હોય તો એ પથ્થર ખરીદી લઈ એક લાખ રૂપિયા ખરચી સુંદર કલાત્મક ટાવર બંધાવી તેના ઉપર તે મુકાવું!"

આ પથ્થરની લંબાઈ ૨૬ ઇંચ અને પહોળાઈ ૧૩ ઇંચ છે તેમાના લખાણનુ માપ ૨૪ અને ૧૦ ઇંચનુ છે આ પથ્થર ડાબી બાજૂથી તટેલો જણાય છે અત્યારે એનો આકાર લંબચોરસ છે, પણ મૂળમા ડાબી બાજૂએ મધ્યભાગે અણીવાળો એટલે બાણના આકારનો હશે એમ લાગે છે કારણ કે બીજી પંક્તિઓના શ્લોકાંકોમા એક બે શ્લોકોનો તફાવત માલુમ પડે છે જ્યારે પાચમી અને છટ્ઠી પંક્તિની વચ્ચે છ સાત શ્લોકો ગયા હોય એમ જણાય છે, એટલે તેની મૂળ આકૃતિ નીચે પ્રમાણે હશે એમ હું ધારું છું —



આ લેખમા ૭૬, ૭૭ ૭૯, ૮૭ અને ૯૦ શ્લોકાંક જોવામા આવે છે એ ઉપરથી જણાય છે કે આ પ્રશસ્તિમા સો ઉપરાંત—કદાચ એકસોને આઠ શ્લોકો હશે આ પથ્થરની અંદર આશરે સોળ શ્લોકો હોવાથી આખી પ્રશસ્તિના આવા સાત પથ્થર હશે એમ અનુમાન થઇ શકે છે એમાથી અત્યારે કાળના મુખમાથી એકજ પથ્થર બચ્યો છે। મૂળ લેખ નીચે પ્રમાણે છે —

મૂળ લેખ

१ थम धर्म्मपालनपटोपाध्याय शिक्षागृह
शाश्वत् पौरसमृद्धिवर्ध्धनमहाक्षेत्र यदुर्वीतले।
र्यानि शेप

२ भूमिप्रणय परिणतोद्दामभीत्या प्रविष्टा
अन्ये देशान्तरेभ्य प्रथितनयपथख्यातिरागादुपेता ।
के के

३. .............. लसमतिर्वै द्रव्यभंगीनिधिः
पूतां वृत्तिमसौ त्रिवर्गविषयां भेजे विभक्तास्थितिः ॥७८॥
उच्चैरव्य भिचारि भू ........

४. ...... ण ॥७७॥
देवानां स्नपनानि दानविधयः स्नानादिसौचक्रियाः
संजीवन्ति चराचराणि भुवने भुतानी यस्मादिह ।

५. .............. नृपः ॥७९॥
चूडेन्दुपादैरिव शीतयोगै
गंगातरंगैरिव पुण्यरूपः ।
स्वप्ने समागत्य तमेकभक्त
प्रबोधयामास च ... ...... ..

६. ..................... तदा च जज्ञे
भगीरथस्य त्रिदशापगेव
ततः सा पूरयामास सरः सिद्धेशकारितं ।
खानीतं सगरेणेव साग ............

७. ......... तैर्विर ......... भ्रवतीपते ।
किंवाम्भोदपरंपराभिरभितः क्लसं वीलीय क्षणा
देवं सिद्धनरेन्द्र निर्म्मित .........

८ ...... प्रपीतपयसोरेवादी कूलंकषाः
क्षीयन्ते सहसेव तानि विविधक्ष्मापाल सैन्यान्यपि ।
नो नि .........

९ ........... त्वन तान्वहं ।
निःशेषं निजगोत्रमत्र भगवान् कुम्भोद्भवः प्राहिणोत्
तेनाप्यस्य न बिन्दुमात्रकम ... ........

१०. ......... साप्यत्र विश्राम्यति ॥९०॥
विश्रामधाम भुवनत्रयखेदभाजः
श्री सिद्धराजपरमेश्वर .........

## અનુવાદ

૧ પૃથ્વી ઉપર ધર્મપાલન માટે ઉપાધ્યાયોનું શિક્ષાગૃહ અને નગરની સતત સમૃદ્ધિ વધારનાર મહાક્ષેત્ર

૨ (તેના) ભૂમિ મેળવવાના અનુરાગને પરિણામે (કેટલાકને) પ્રચંડ ભય ઉત્પન્ન થયો હતો અને બીજા કેટલાક તેની રાજનીતિની ખ્યાતિના આકર્ષણથી તેની પાસે આવ્યા હતા કોઈ કોઈ

૩ ની બુદ્ધિવાળો અને ચાતુર્ય તથા કપટનીતિના ખજાના જેવો (તે હતો) તે ત્રિવર્ગ (ધર્મ, અર્થ, કામ) પ્રત્યે સરખા ભાવે પવિત્ર વૃત્તિ રાખતો ૭૬ અનન્ય ભાવથી ઉચ્ચ રીતે

૪ ૭૭ જેનાથી (પાણી) દેવોના સ્નાન, દાનના વિધિ અને નાહવા વગેરે શુદ્ધિની ક્રિયાઓ થઈ શકે છે અને જેના વડે આ પૃથ્વીમા ચર (સ્થિર) અને અચર (હાલતા ચાલતા) પ્રાણીઓ (વનસ્પતિ અને ફરતા જીવો) જીવન ધારણ કરે છે

૫ રાજા ૭૯ ચંદ્રના કિરણો જેવા શિતળ સ્પર્શથી તથા ગંગાના તરંગ જેવા પવિત્ર સ્વરૂપથી સ્વપ્નમા આવીને પોતાના અનન્ય ભક્તને જગાડયો–ઉપદેશ કર્યો

૬ તે વખતે ગંગાજીએ ભગીરથને કહ્યુ હતુ તેમ કર્યુ ૮૭ પછી તેણીએ સિદ્ધરાજે બધાવેનુ સરોવર ઝળકાવી દીધુ સગરની માફક ખોદાવેનુ

૭ તેઓથી રચેલુ બનતી પ્રતિનુ અથવા તો જેમ એક ક્ષણમા વાદળાંઓ ચારે તરફથી ચઢી આવી ઢાકી દે તેમ સિદ્ધરાજે બનાવેલુ

૮ રેવા (નર્મદા) આદિ નદીઓના જળ પીધેલા એ રીતે વિવિધ પ્રકારના રાજાઓના સૈન્યો નાશ પામે છે

એટલે સહસ્રલિંગની જુદી પ્રશસ્તિ હોવાનું સિદ્ધ થઈ શકતું નથી. કીર્તિસ્તંભની પ્રશસ્તિ શ્રીપાળે રચી હતી કે કેમ એ માટે પણ શંકા રહે છે.

## કીર્તિસ્તંભનો સમય

સિધ્ધરાજે સહસ્રલિંગ સરોવર માળવાની છત પછી પૂરૂ કર્યું હતું. અને એ યુધ્ધના સ્મારક તરીકેજ તેણે કીર્તિસ્તંભ ઊભો કર્યો હતો, તેથી એકજ સમયે તેણે બે જુદી પ્રશસ્તિઓ નહિ કરાવી હોય એમ અનુમાન કરીએ તો ખોટું નથી. કીર્તિસ્તભની પ્રશસ્તિમાંજ સહસ્રલિંગ સંબંધી હકીકત તેણે લખાવી હશે. માળવાના વિજય પછી સહસ્રલિંગ પૂર્ણ કર્યું હતું એમ **प्रवन्ध चिंतामणि** માં સ્પષ્ટ રીતે લખ્યું છે. એ વાતનું હેમચંદ્રાચાર્યે પણ દ્વયાશ્રય ના પંદરમાં સર્ગના ૧૧૪મા શ્લોકમાં ગર્ભિત સૂચન કર્યું છે.

"મૈથિલિના કારણથી થએલું યુધ્ધ પાર પાડીને જેમ રાઘવે યજ્ઞ કર્યો હતો, તેમ એણે વ્યતિપાતરહિત શુભ તિથિએ મહાસરોવરનું મુહૂર્ત કર્યું."

સિધ્ધરાજના માળવાના વિજયનો સમય સં. ૧૧૯૦ છે. (ગેઝેટીઅર, પૃ. ૧૭૭) એટલે આ કીર્તિસ્તંભ સં. ૧૧૯૫ના શુમારે ઊભો કર્યો હશે. આથી ફાર્બસ સભામાં સંગ્રહએલા એક ગુજરાતી કવિતમાં સહસ્રલિંગ બનાવ્યાનું વર્ષ સં. ૧૧૫૨ જણાવેલું છે એ ખોટું જણાય છે.

"સંવત શંકર—વીર ચઇતર શુદ લગન આચાર."

(ગુજરાતના ઐતિહાસિક સાધનો ભા. ૧, પૃ. ૨૩.)

## ઐતિહાસિક તત્વો

દુર્ભાગ્યે આ લેખ આખો મળી આવ્યો નથી. આવો લાંબો લેખ જો આખો મળ્યો હોત તો તેમાં ચાવડાઓ અને સોલંકીઓનો ઇતિહાસ હોત અને સિદ્ધરાજના પરાક્રમોનું પણ વર્ણન હોત. એમ હોત તો ઇતિહાસની કેટલીય ગૂંચો ઉકેલાઈ શકી હોત. તેમ છતાં આ અંશથી પણ એ બાબતો ઉપર થોડોક પ્રકાશ પડે છે:—

(૧) લેખની પહેલી પંક્તિ સિદ્ધ કરે છે કે સિદ્ધરાજે કોટકિલ્લા અને જળાશયો ઉપરાંત પાઠશાળાઓ પણ બંધાવી હતી હેમચંદ્રાચાર્ય **દ્વયાશ્રય**ના પંદરમા સર્ગમાં લખે છે કે તેણે સહસ્રલિંગના કાંઠા ઉપર બ્રાહ્મણોના અધ્યયન માટે આશ્રમો અને દેવગૃહ બંધાવ્યા હતા —

' વૃત્તિ તથા સૂત્રને જાણનારા, કલ્પસૂત્ર જાણનારા, આગમ જાણનારા સમગ્ર વિદ્યા (?) જાણનારા, ત્રિવિધા જાણનારા, ષડંગ જાણનારા એવા પંડિતો અને ક્ષાત્રવિદ્યા જાણનારા, ધર્મ જાણનારા, તથા નાસ્તિક વિદ્યાવાળાને નિર્મૂળ કરાવનારા, યાજ્ઞિક, ઔતિથિક (?) ઈત્યાદિને સંતોષવા ત્યાં રાજાએ મઠ બંધાવ્યા" ૧૨૧

"બ્રાહ્મણ જેવા અર્થવિશેષમાં નિપુણ, શતપથ બ્રાહ્મણ જાણનારા સહિત, પદિપર્યાધ્યાય જાણનારા, ને ઉત્તરપક્ષ પૂર્વપક્ષના વિવેકપૂર્વક લક્ષણાદિથી નિપુણ એવા બ્રાહ્મણોએ જ્યાં અધ્યયનની ધૂમ ચલાવી છે એવા પોતાના મહાન કીર્તિસ્તંભ જેવા, ' શત્રરૂપી વાક્યમાં પદ્દની પેઠે પદવાળી દેવઘર એણે કરાવ્યાં" ૧૨૨

(૨) છઠ્ઠી પંક્તિમાં સરસ્વતીના જળથી સરોવર ભરાયાનો ઉલ્લેખ છે **પ્રબંધ ચિંતામણિ**માં લખેલું છે કે સરોવરમાં પાણી પ્રથમ નીકળ્યું નહોતું, પણ રત્નાદના પાણીથી ભરાયું હતું લોકકથાઓ જણાવે છે કે સમાજના શાપથી સુકાઈ ગયું હતું, પણ માયા ઢેડના બલિદાનથી ભરાયું હતું આ વાતોને આ લેખ ખોટી પાડે છે સરસ્વતીમાંથી નહેર ખોદીને અગર તો તેનું વહેણ એમાં વાળીને સરોવરમાં પાણી ભરવામાં આવ્યું હતું, અહીં ભગીરથ અને ગંગાનો ઉલ્લેખ છે એથી જેમ ભગીરથ ગંગાનો પ્રવાહ સ્વર્ગ (તીબેટ)માંથી વાળીને હિંદુસ્તાનમાં લાવ્યા, તેમ સિદ્ધરાજે સરસ્વતીનો પ્રવાહ વાળીને સરોવર ભર્યું હશે અત્યારે આ પ્રવાહ સરોવરને અડીને વહે છે, પણ ઉત્તર કિનારે ત્રણ ગાઉ સુધી નદીની રેત

હોવાથી એ તરફ માર્ગ વહેણ હશે એમાં શંકા નથી. પરંતુ એ વહેણેજ સરોવરનો પાણીથી નાશ કર્યો હશે. પાટણના એ તરફના દરવાજાનું નામ 'ફાટી પાળ' છે; એ સૂચવે છે કે સરોવરનો કાંઠો તૂટી ગયો હશે. એ તળાવના અને નદીના પાણીથી જૂના પાટણને પણ નુકશાન થયું હોય અને નવું વસાવવાની જરૂર પડી હોય એમ પણ અનુમાન થઈ શકે છે.



# વિદ્યાપતિ બિલ્હણ

विल्हणस्य कवे प्राप्तप्रसादैव सरस्वती।
नीयते जातु कालुष्यं दुर्जनैर्न धनैरपि॥

—की कौ १ १७

વિક્રમના સમયમાં ભારતની મધ્યમાં કાશ્મીરના રાજા ગોપાદિત્યે (ઈ સ ૯૦૨થી૯૦૪ સુધી રાજ્ય કરનાર ગોપાળવર્મા હતો)[1] ભરતખંડના મધ્ય દેશમાંથી કૌશિક ગોત્રના અગ્નિહોત્રી બ્રાહ્મણોને બોલાવીને કાશ્મીરના જયવન નામના સ્થળે વસાવ્યા હતા તેમાં એક મુક્તિકલશ નામનો બ્રાહ્મણ હતો તેનો પુત્ર રાજકલશ હતો અને રાજકલશનો પુત્ર જ્યેષ્ઠકલશ થયો તે બિલ્હણનો પિતા બિલ્હણની માતાનું નામ નાગાદેવી હતું જ્યેષ્ઠકલશ વૈયાકરણ હતો એણે મહાભાષ્ય ઉપર વ્યાખ્યા લખી હતી એના જ્યેષ્ઠ પુત્રનું નામ ઇષ્ટરામ અને કનિષ્ઠ પુત્રનું નામ આનંદ હતું એ બંને પણ કવિ હતા બિલ્હણ વચલો પુત્ર હતો એનું શરીર સોનાના રંગ જેવું હતું તે બાલ્યકાળથીજ વિચક્ષણ બુદ્ધિનો હતો યજ્ઞોપવીત દીધું ત્યારથીજ તેના મુખે સરસ્વતીનો વાસ થયો હતો એનું કુટુંબ કાશ્મીરની રાજધાની પ્રવરપુરથી ત્રણ ગાઉ દૂર આવેલા ખોનમુખ ગામમાં રહેતું હતું

---

* કવિ બિલ્હણથી પામી પ્રસન્નતા જે સરસ્વતી
ધન–દુર્જનથી એ તે કદી મેલી થતી નથી–સોમેશ્વર (કીર્તિકૌમુદી)

1 Barnett's Antiquities of India, p 66–67

કાશ્મીરમાં સકલશાસ્ત્રનો અભ્યાસ કર્યા પછી બિલ્હણ ભારતવર્ષની યાત્રાએ નીકળ્યો હતો. તેણે બધા સ્થળોની નોંધ કરી નથી, પણ મુખ્ય મુખ્ય સ્થળો જણાવ્યાં છે. પ્રથમ તે મથુરામાં રહેવાનું જણાવે છે. ત્યાં તેણે ઘણા પંડિતોને વાદમાં જીત્યા હતા. અહીં તે ઘણો કાળ રહ્યો હશે કેમ કે તે જણાવે છે કે "મારી કવિતા સર્વ સ્થળે સર્વ પ્રકારના મનુષ્યો ગાતાં હતાં." મથુરાથી નીકળી થોડા દિવસ વૃન્દાવનમાં રહી ગંગાપાર કરી તે કનોજ ગયો હતો. ત્યાંથી તે પ્રયાગ ગયો. મથુરામાં અને કનોજમાં તેને ઘણું દ્રવ્ય મળ્યું હોય એમ જણાય છે. કારણ કે તે લખે છે કે 'અદ્દભૂત ગુણોથી મેળવેલી લક્ષ્મીનું મેં દાન કરી દીધું હતું.' પ્રયાગથી નીકળી તે કાશી ગયો હતો. વચમાં કોઈ રાજાએ તેનો સત્કાર નહિ કર્યો હોય, તેથી તે લખે છે કે 'કાશી આગળ ગંગાજીમાં સ્નાન કરીને દુષ્ટ રાજાના દર્શનનું કલંક ધોઈ નાખ્યું.' કાશીથી તે પાછો ફર્યો અને ડાહલ દેશમાં (હાલનો પશ્ચિમ બુંદેલખંડ) ગયો. ત્યાંના રાજાની સભામાં ગંગાધર નામના પંડિતનો પરાજય કર્યો હતો. અહીં પણ તે ઘણો કાળ રહેલો હોવો જોઇએ, કેમ કે અહીંથી તે પાછો અયોધ્યાની યાત્રા કરી આવ્યો હતો. ડાહલની રાજધાનીનું નામ તેણે આપ્યું નથી, પણ તેનું નામ ત્રિપુરી (જબલપુર પાસેનુ હાલનું તેવર) હતું. ત્યાંના રાજાનું નામ તે કર્ણ જણાવે છે. એ કર્ણ ભોજ અને ભીમનો કર્ણ નહિ, પણ તેનો પુત્ર યશઃકર્ણ હોવો જોઇએ.[૨] ત્યાંથી તે માળવાની રાજધાની

---

૨. કર્ણને બિલ્હણ **कालः कालंजगिरिपतेः** કહે છે અને તેણે **धरित्रीं क्ष्मापशून्यां** કરી હતી (**वि. च. १८. ९३**) એમ જણાય છે. એથી જણાય છે કે તેણે કાલંજરના રાજાને મારી નાખ્યો હતો અને તેના વંશજોને હાંકી કાઢયા હતા. દક્ષિણના ચૌલુકયો પછી કલ્યાણમાં કલચુરિવંશનું રાજ્ય થયું હતુ. તેઓ પોતાને 'કાલજરપુર વરાધીશ્વર' જણાવે છે. એમનો મૂળ પુરૂષ કૃષ્ણરાજ હતો. તેનો સમય સં. ૧૧૩૬ છે (Barnett's Antiquites p. 83.) કર્ણનો સમય સં. ૧૧૨૫

ધારાનગરીમા ગયો હતો પરતુ ભોજ હયાત ન હોવાથી તેના તેને દર્શન ન થયા એથી એણે બહુ ખેદ જણાવ્યો છે ધારાથી ગુજરાતમા થઈ તે સોમનાથ ગયો ગુજરાતીઓની તેણે નિંદા કરી છે તે લખે છે કે 'ગુજરાતીઓ કછોટો મારતા નથી, હમેશા ગદા રહે છે અને અશ્લીલ ભાષા બોલે છે' સોમનાથ પછી તે રામેશ્વરનુ નામ લે છે, એથી જણાય છે કે ત્યાથી જલમાર્ગે ત્યા ગયો હશે રામેશ્વરથી ફરતો ફરતો દક્ષિણભારતના તે સમયના ચક્રવર્તિ ચૌલુક્ય રાજા વિક્રમાદિત્ય (છઠ્ઠો) કે જેનુ બિરૂદ પરમાદિ ત્રિભુવનમલ્લ હતુ તેની રાજધાની કલ્યાણમા (નિઝામરાજ્યમા આવેલુ હાલનુ કલ્યાણી) આવીને રહ્યો આ રાજાએ તેને વિદ્યાપતિની પદવી આપી અને રાજકવિ બનાવ્યો તેને તે બહુ માન આપતો કાશ્મીરના ઇતિહાસ **राजतरंगिणी** મા લખ્યુ છે કે રાજાના લશ્કરમા તે રાજાના આગળ હાથી ઉપર બેસતો અને તેના માથા ઉપર ઉચુ છત્ર ધરાતુ[2] આ રાજાએ તને દ્રવ્ય પણ બહુ આપ્યુ હતુ તેના બદલામા એ રાજાના ચરિત્ર વિષે **विक्रमाङ्कदेवचरीत** નામનુ મહાકાવ્ય રચ્યુ હતુ

ઉપર આપેલી હકિકત **चि दे च** ના 'છેલા (૧૮મા)' સર્ગમા છે બિલ્હણના ચરિત્રની કેટલીક વિશેષ હકિકત પણ અન્ય ગ્રથોમાથી મળી આવે છે તેનો શશિકલા સાથેનો પ્રેમપ્રસગ ઉક્ત કાવ્યમા જણાતો નથી ગુજરાતની રાજધાની અણહીલવાડમા રહીને તેણે કર્ણસુંદરી નામનુ નાનુ નાટક રચ્યુ હતુ તેનો ઉલ્લેખ પણ તેમા કરેલો જોવામા આવતો નથી

---

સુધી હતો વરાકર્ણનો સમય સ ૧૧૨૫ થી ૧૧૫૦ સુધી મનાય છે એથી એજ કૃષ્ણરાજને મારી તેના પુત્ર જોગરાજને હાંકી કાઢ્યો હશે આથી બિલ્હણે જણાવેલો કર્ણ તે વરાકર્ણ છે એમ હુ સમજુ છુ

२ प्रसपत करटिभिः कर्णाटकटकान्तरे ।
राज्ञोऽग्रे ददृशे तुङ्गं यस्यैवातपवारणम् ॥९३७॥

પરંતુ બિલ્હણને પોતાના આશ્રયદાતા વિક્રમની સાથે પાછળથી વિરોધ થયો હોય એમ જણાય છે. તેણે આપેલી લક્ષ્મીનો ત્યાગ કરીને તે કલ્યાણમાંથી નીકળી ગયો હતો એમ તેનાં રચેલા છૂટક શ્લોકો ઉપરથી જણાય છે.[4] તેણે **वि. दे. च.** ના અંતે ગંગાજીનાં દર્શન કરવાની અને કાશ્મીર જઈ ત્યાંના પંડિતો સાથે વાર્તાલાપ કરવાની ઇચ્છા જણાવેલી છે,[5] પરંતુ તે નિર્ધન અવસ્થા કે વાર્ધક્યને લીધે કાશ્મીર જઇ શક્યો નહોતો. ગંગાજીના તટને બદલે નર્મદાતટે તેણે નિવાસ કર્યો હતો. ભરૂચમાં સં. ૧૧૯૮માં તેના હાથે લખેલી વિમલ સૂરિરચિત **पउमचरिय**ની એક પ્રત જેસલમીરના જૈન ભંડારમાં છે.[6] એ ઉપરથી જણાય છે કે તે વૃદ્ધાવસ્થામાં માત્ર પંડિતની પેઠે બહુ દુઃખી થયો હશે અને તેને પોતાનો ઉદરનિર્વાહ કરવાને લહિયાનું કામ કરવું પડયું હશે.

---

४ **सवस्वं गृहवर्तिकुन्तलपतिर्गृण्हातु तन्मेपुनर्माण्डागारमखण्डमेव हृदये जागर्ति सारस्वतम् । रे क्षुद्रास्त्यजत प्रमोदमचिरादेष्यन्ति मन्मदिरं हेलान्दोलितकण तालकर्राटस्कन्धाधिरूढाः श्रियः ॥ अयि किमनिशं राजद्वारे समुद्धरकंधरे कुवलयदलस्निग्धे मुग्धे विमुञ्चसि लोचने । अमररमणि लीला वलगद्विलोचनवागुरा विषयपतितो न व्यावृत्तिं करिष्यति बिल्हण ॥** (क. सु. ની ભૂમિકા)

५ **गोष्ठीबन्धः सपदि सुजनैः सारनिष्कर्ष दक्षप्रज्ञालब्ध स्तुतिभिरचिरादस्तु काश्मीरकैमे** ॥ (१८ १०३) તથા **मन्दाकिन्या... कूलोत्संगे ... शेषाः केषामपि परीणतौ वासराः पुण्यभाजां ।** (१८, १०५)

६ **स ११९८ कार्तिक वदि १३ महाराजाधिराज विजयराज्ये श्री जयसिंघदेवे भृगुकच्छमवस्थितेन लिखितेय बिल्हणेन ॥** Catalogue of the mss. in the Bhandars of Jesalmer by C. D. Dalal p 17. Gaekwar's oriental series.

બિલ્હણના ચરિત્રના થોડાક અશો સશોધનની અપેક્ષા રાખે છે તે વિષે હવે વિચાર કરવો પ્રાપ્ત થાય છે એ અશો આ પ્રમાણે છે (૧) બિલ્હણ કાશ્મીરથી ક્યારે નીકળ્યો ? (૨) તેણે ગુજરાતમા ક્યારે આવીને **कर्णसुन्दरी नाटिका** રચી ? (૩) **वि दे च** રચાયાનો સમય, અને (૪) શશિકલાનો પ્રેમપ્રસગ ક્યા બન્યો ?

**रा. त** મા કલ્હણ લખે છે કે કાશ્મીરના રાજા કલશના સમયમા બિલ્હણ કાશ્મીરમાથી નીકળ્યો હતો બિલ્હણ પણ **वि दे च** ના ૧૮મા સર્ગમા એના નામનો ઉલ્લેખ કરે છે કલશનો રાજ્યકાળ સ ૧૧૧૯ થી ૧૧૪૫ સુધી છે[7] પરતુ આ છવ્વીસ વર્ષના ગાળામા બિલ્હણને કાશ્મીરથી નીકળવાનો સમય કયો ગણવો ? **वि दे च** ના ઉપોદ્ઘાતમા ડૉ બ્યુલર સ ૧૧૨૧નુ વર્ષ એટલે કલશના રાજ્યનો આરભકાળ કલ્પે છે પરતુ મને લાગે છે કે એ સમય તેના રાજ્યકાળનો છેવટનો ભાગ હોવો જોઈએ કલશના બાપ અનતે સ ૧૧૧૯ મા રાજ્યનો ત્યાગ કરી કલશને અધિકાર સોંપ્યો હતો ખરો, પણ પાછો તુર્ત જ તેણે એ અધિકાર પાછો લઈ લીધો હતો છેવટે અનતને અને કલશને કલહ થયો અને પરિણામે અનતે સ. ૧૧૩૭ મા આપઘાત કર્યો હતો[8] બિલ્હણ અનતની હકીકત લખતા તેને માટે 'થઈ ગયો' (आसीत्) એમ ભૂતકાળમા ક્રિયાપદ યોજે છે, એટલે તે નીકળ્યો ત્યારે અનત મરણ પામ્યો હોવો જોઈએ[9] બીજુ, કલશના ત્રણે પુત્રોના નામ—હર્ષ, ઉત્કર્ષ અને વિજયમલ્લ—તે લખે છે તેના હર્ષના કવિત્વ અને ગુણ

7 Early History of India by V A Smith p 375 (Second Edition)

8 Barnett's Indian Antiquities p p 80 & 82

९ तस्मिन्नासीदवनिवनिता वल्लभोऽनन्तदेव । (१८, ३३)

પરાક્રમોનાં તે ગાન કરે છે.[૧૦] અને ઉત્કર્ષને લોહરગઢનો સુબો નીમ્યો હતો. અને તેણે મુસલમાનોના હુમલાને પાછો વાળ્યો હતો. એમ પણ લખે છે.[૧૧] એ ઉપરથી એ પુત્રો મોટી ઉમ્મરના હોવા જોઈએ. એ સ્થિતિ કલશના રાજ્યકાળના અંત ભાગમાંજ સંભવી શકે. આથી બિલ્હણને કાશ્મીર છોડવાનું વર્ષ સં. ૧૧૫૪ હું ધારૂં છું.

**कर्णसुन्दरी नाटिका**નો નાયક સિદ્ધરાજનો પિતા કર્ણદેવ છે, પરન્તુ એ નાટક તેના મરણ પછી રચાયું હોવું જોઇએ. કારણ કે તેની પ્રસ્તાવનામાં એમ લખ્યું છે કે આ નાટક અણહીલપાટણના શાન્તિ–ઉત્સવ નામના મંદિરમાં, ભગવાન શ્રી ઋષભનાથજીનો યાત્રા મહોત્સવ જ્યારે સંપત્કરે કર્યો હતો ત્યારે, ભજવાયું હતું.[૧૨] જો નાટક કર્ણના સમયમાં ભજવાયુ હોત તો તે કર્ણદેવના સમક્ષ અને કર્ણમેરૂપ્રાસાદ કે ત્રિપુરાપ્રાસાદમાં ભજવાયાનો તેમાં ઉલ્લેખ હોત. કદાચ એમ કહેવામાં આવે કે તો પછી એમા સિદ્ધરાજ સમક્ષ ભજવાયાનો ઉલ્લેખ કેમ નથી ? એનું કારણ એવું છે કે સિદ્ધરાજના બાલ્યકાળમાં બિલ્હણનું આગમન થયું હતું. અને વળી એ આવ્યો તે વખતે તેની માતા મીનળદેવી તેને લઇને સોમનાથની યાત્રાએ ગઇ હતી. એ યાત્રાએ જતી વખતે રાજ્યકારભાર સાંતૂ (સંપત્કર) મંત્રીને

---

१० ...हर्षदेवः। तीक्ष्णः स्वस्मिन्कनकवलये येन चक्रे रणेषु क्ष्माभृच्चूडामणिकषणतः कुण्ठधारः कृपाणः ॥ (१८, ६४)

११ दुर्गं प्राप्य क्षितिपति यशोधाम यस्यानुजोऽसौ
कस्याकार्षीन्न खलु पुलकोत्कर्षमुत्कर्षदेवः।
येनारोप्य स्वभुजशिखरे निर्मितादूरमुर्वी
म्लेच्छाक्षेपतिहरिखुर क्षोदमुद्रादरिद्रा ॥ (१८, ६७)

१२ नन्वस्मिणहिल्लपाटणमुकुटमणौ शान्त्युत्सवदेवगृहे भगवतो नाभायस्य महामात्यसपत्करप्रवर्तिते यात्रामहोत्सवे।

સોપ્યો હતો એમ **प्रबन्धचिंतामणिमा** ઉલ્લેખ છે [૧૩] આથી બિલ્હણનો સત્કાર સાતએ રાજાની ગેરહાજરીમા કરી નાટિકા લખાવી હશે આ નાટિકામા કર્ણના વિદ્યાધરી કન્યા સાથે થએલા લગ્નનો ઉલ્લેખ છે તેમા મ ત્રીએ કવી યુક્તિ કરીને કર્ણની રાણીને છેતરી હતી તે પણ જણાવ્યુ છે પરન્તુ આ રૂપક છે એમ હુ ધારૂ છુ કર્ણે અમાત્યને કર્ણાવતી નામ આપી ત્યા પોતાની રાજધાની બમેડી હતી, ત્યારે પાટણની પ્રજાએ જે ઉગ્ર વિરોધ કર્યો હશે, તે સાતૂ મત્રીએ બાલ સિદ્ધરાજને પાટણની ગાદીએ બેસાડી સમાવ્યો હશે– એ હકીકત ઉપર એ રૂપક (allegory) ની રચના કરેલી જણાય છે તેથી તેમા સાતૂ મત્રીની સફળતાનુ વર્ણન છે આથી બિલ્હણ સાત મત્રીના પાટણના કારભાર વખતે એટલે સ ૧૧૫૪ મા પાટણમા આવ્યો હશે એમ હુ ધારૂ છુ સાત મત્રીએ રાજમાતા આવે ત્યા સુધી રોકાવાને તેને જણાવ્યુ હશે, પરન્તુ એ અરસામા પાટણ ઉપર માળવાના રાજાએ (લક્ષ્મવર્મા) ચડાઈ કરી હતી [૧૪] એ ચડાઈ આવતી સાભળીને તે રાજમાતાને સોમનાથમા મળવાને પાટણથી નીકળી ગયો હશે આ તરફ મીનળદેવી પણ માળવાની ચડાઈ સાભળીને પાટણ આવવા તાબડતોબ નીકળી પડી હશે અને કદાચ બિલ્હણ ગયો એ કરતા બીજે ટૂકે રસ્તે નીકળી હશે તેથી બનેનુ ભેગુ નહિ થયુ હોય આથી જ બિલ્હણને ક્રોધ ચડયો હશે અને તેણે ગુજરાતીઓને દ્વેષથી અયોગ્ય રીતે વગોવ્યા હશે [૧૫]

---

૧૩ શ્રી દુર્ગાશકર શાસ્ત્રી સંપાદિત બીજી આવૃત્તિ, પૃ ૯૨

૧૪ સદર, પૃ ૯૮ રાજાનુ નામ પ્રથમા યશોવર્મા આપ્યુ છે તે ભૂલ છે તે સમયે તેનો કાકો અને ઉદયાદિત્યનો પુત્ર લક્ષ્મણદેવ રાજા હતો

૧૫ કાશ્મીરના લોકો પ્રાચીન કાળથી અત્યાર સુધીમા આખા હિંદુસ્તાનમા ભ્રમમા રહ્યા જણાય છે સન ૧૭ મી સદીના જહાગીર-

નામ યામિનીપૂર્ણતિલકા અને સ્થળનું નામ પાંચાલનું લક્ષ્મીમંદિર જણાવેલું છે.[૧૮] પણ બિલ્હણના સમયે એ નામના રાજા કે સ્થળ હોય એમ ઇતિહાસ ઉપરથી માલૂમ પડતું નથી. તેથી એ નામો કાલ્પનિક લાગે છે.

દિ. બા. કેશવલાલભાઈ **पंचाशिका**ના ઉપરના શ્લોકમાં ક્ષિતિપાલ કહ્યો છે એ રાજાને ત્યાં એ પ્રસંગ પંજાબમાં બન્યો હશે. એમ ધારે છે. **वि. दे. च.** માં લોહરના અધિપતિ અને કલશના મામા ક્ષતિપતિનું નામ છે. (૧૮, ૪૭) **रा. त.** માં તેને ક્ષતિરાજ કહ્યો છે. આ વાત વિચારવા જેવી છે. પરંતુ પંજાબમાં બિલ્હણના સમયે મુસલમાની રાજ્ય સ્થપાઈ ગયું હતું. મહમ્મદ ગજનવીએ લાહોરના રાજા આનંદપાલને ઈ. સ. ૧૦૦૯ (સં. ૧૦૬૬)માં છેલ્લી વારનો હરાવીને પંજાબ ખાલસા કર્યું હતું. અને ત્યારથી ત્યાં તેના તરફથી મુસલમાન સુબા હકુમત ચલાવતા હતા.[૧૯] અને ખરી રીતે લોહર તે કાંઈ લાહોર નથી. એ કાશ્મીરની સરહદ ઉપર તે દેશમાં પેસવાના નાકાનો કીલ્લો હતો. એ જગાએ હાલમાં લોહરીન ગામ છે.[૨૦] આથી આ હકીકત પંજાબમાં બનવાનો સંભવ નથી.

કદાચ એમ કહેવામાં આવે કે એ પ્રસંગ પંજાબમાં નહિ, પણ ઉકત લોહરગઢમાં બન્યો હોય અને કાશ્મીરના રાજાનો મામો ક્ષિતિપતિ હોવાથી

---

૧૮ આ કાવ્ય મેં જોયુ નથી પણ પં. મહાવીરપ્રસાદ દ્વિવેદી કૃત **विक्रमांकदेवचरितचर्चा** એ નામના નાનકડા હીંદિ પુસ્તકમાં તેનો ઉલ્લેખ છે.

19 Cunningham's Ancient geogrophy of India p. 228. અને પં. ગૌરીશંકર ઓઝા કૃત **राजपुतानेका इतिहास पृ. २५९.**

20 Cunningham's Ancient geogrophy of India — edited by S. N. Majumdar Shastri p. 680.

એ કારણને લીધે બિલ્હણને દેશનિકાલ કર્યો હોય એમ પણ બનવાનો સંભવ નથી કેમ કે **પંચાશિકા**ના ૮મા શ્લોકમાં શશીકલાએ ચંદનનો લેપ કર્યો હતો એમ બિલ્હણ જણાવે છે[૨૧] કાશ્મીરની શીતલતા જોતા ત્યા ચંદનના ઉપયોગની જરૂર નથી બિલ્હણ પણ **વિ દે. ચ** મા જણાવે છે કે કાશ્મીરમા કદી ગ્રીષ્મઋતુ સતાવતી નથી બીજુ જો બિલ્હણને રાજાએ દેશનિકાલ કર્યો હોય, તો એ માની કવિ કલશ અને તેના મામાના સ્તુતિ ગાન ગાય છે, તેમ કદી કરે નહિ, અને **રા ત** મા પણ એ વાતનો ઉલ્લેખ અવશ્ય હોત, પણ તેમા નથી

ત્યારે એ પ્રસંગ ક્યા બનેલો? સંસ્કૃતમા એક **विल्हणकाव्य** નામનું ખંડ કાવ્ય છે એમા એ પ્રસંગ વર્ણવ્યા છે એ નિર્ણયસાગરની **लघु काव्य माला**ના તેરમા ગુચ્છમા છપાયુ છે પાટણના ભંડારમા પણ તેની ચારસો–પાંચસો વર્ષ જેટલી જુની એક ત્રુટક પ્રત છે એમા રાજાનુ નામ વીરસિંહ, રાણીનુ નામ સુતારા અને સ્થળનુ નામ અણહીલ પાટણ જણાવ્યુ છે[૨૨] એમા એમ પણ ઉલ્લેખ છે કે સુતારા માલવાના રાજા અતુલની પુત્રી હતી[૨૩] એ સ્થળ પાટણની રાજધાની અણહીલવાડ તો સંભવતુ નથી, કેમ કે તે સમયે રાજા કર્ણ કે સિદ્ધરાજ હતો પાટણમા વૈરસિંહ નામના ચાવડા વંશનો રાજા થયો છે ખરો પણ તે બિલ્હણના સમય કરતા બસે વર્ષ પહેલા આથી એ પ્રસંગ પાટણમા બન્યો નહિ હોય હુ ધારૂ છુ કે એ પ્રસંગનુ સ્થળ મેવાડ હોવુ જોઇએ બિલ્હણે **વિ દે ચ** મા ગુપ્ત રાખેલો છે એટલે પોતાના

---

૨૧ अद्यापि ता मसृणचन्दनपङ्कमिश्र तथा आलीप्त चन्दनरसाहित जाण्डकान्ति (विल्हणकाव्य, श्लो ९६)

૨૨ भोगी बभूव नृपती किल वीरसिंह। (श्लो २) पाणीग्रहेण विहिता सुतारा (श्लो ५) भूमण्डलेऽणहीलपत्तन नामधेये। (श्लो ३)

૨૩ राज्ञोऽप्यवन्ति नृपतेरतुलस्य पुत्री (श्लो ५)

પ્રવાસમાં મેવાડ ગયાનું જણાવતો નથી પણ તેણે મેવાડનો પરિચય હોવો જોઈએ. એ વાત कर्णसुंदरी ના એક શ્લોકથી જણાય છે.[૨૪] માલવાથી ગુજરાત આવતાં એ મેવાડ ગએલો. મેવાડની રાજધાની તે વખતે આહાડપત્તનમાં હતી.[૨૫] કર્ણોપકર્ણ ચાલી આવતી કથામાં આહાડને બદલે અણહીલ થઈ ગયું. બંને શબ્દો સભ્રમ થાય એવા છે. તે સમયે આહાડનો રાજા વિજયસિંહ હતો. એના સં. ૧૧૬૪ થી ૧૧૭૩ ના ઉત્કીર્ણ લેખો મળી આવ્યા છે.[૨૬] એનું બીજું નામ વીરસિંહ હતું એ રાણપુરના શિલાલેખ ઉપરથી જણાય છે[૨૭] વળી એ માલવાના રાજા ઉદયાદિત્યની પુત્રી શ્યામલદેવી સાથે પરણ્યો પણ હતો.[૨૮] ઉદિતનું અતુલ થઈ ગયું જણાય છે. શ્યામલદેવીનું નામ પણ કર્ણપરંપરાથી બદલાઈને સુતારા થઈ ગયું હશે. એ શ્યામલદેવી મુંજ અને ભોજના કુટુંબમાં થએલી તેથી તેણે સંસ્કૃત વિદ્યાનો ઘણો મોહ હશે. ઉદયાદિત્ય જાતે પણ ઘણો વિદ્યા રસિક હતો. ધારાનગરીની ભોજની પાઠશાળાના શિલાલેખોમાં સંસ્કૃત નામો અને ધાતુઓનો

---

२४ मिन्दानाः सान्द्रमानग्रहपटीममदं मेदपाटांगनानाम् । १,५०

२५ राजपुतानेका इतिहास भा. २ पृ ४२४थी४७१

२६ सदर पृ. ४४६-४६

२७ प्राच्निलेखमाला भा. २ (નિર્ણયસાગર કાવ્યમાલા પૃ. ૨૮)

२८ पृथ्वीपतिविजयसिंह इति प्रवर्ध-
मानः सदा जगति यस्य यशः सुधांशुः ॥
तस्या भवन्मालवमण्डलाधिनाथोदयादित्यसुता सुरूपा ।
शृंगारिणी श्यामलदेव्युदारचरित्रचिन्तामणिराचतश्रीः ॥
प्राचीन लेखमाला भा. २ पृ १७५

પ્રવાસમાં મેવાડ ગયાનું જણાવતો નથી પણ તેણે મેવાડનો પરિચય હોવો જોઇએ. એ વાત कर्णसुंदरी ના એક શ્લોકથી જણાય છે.[૨૪] માલવાથી ગુજરાત આવતાં એ મેવાડ ગએલો. મેવાડની રાજધાની તે વખતે આહાડપત્તનમાં હતી.[૨૫] કર્ણોપકર્ણ ચાલી આવતી કથામાં આહાડને બદલે અણહીલ થઈ ગયું. બંને શબ્દો સંભ્રમ થાય એવા છે. તે સમયે આહાડનો રાજા વિજયસિંહ હતો. એના સં. ૧૧૬૪ થી ૧૧૭૩ના ઉત્કીર્ણ લેખો મળી આવ્યા છે.[૨૬] એનું બીજું નામ વીર-સિંહ હતું એ રાણપુરના શિલાલેખ ઉપરથી જણાય છે.[૨૭] વળી એ માલવાના રાજા ઉદયાદિત્યની પુત્રી શ્યામલદેવી સાથે પરણ્યો પણ હતો.[૨૮] ઉદિતનું અતુલ થઇ ગયું જણાય છે. શ્યામલદેવીનું નામ પણ કર્ણપરંપરાથી બદલાઇને સુતારા થઇ ગયું હશે. એ શ્યામલદેવી મુંજ અને ભોજના કુટુંબમાં થએલી તેથી તેણે સંસ્કૃત વિદ્યાનો ઘણો મોહ હશે. ઉદયાદિત્ય જાતે પણ ઘણો વિદ્યારસિક હતો. ધારાનગરીની ભોજની પાઠશાળાના શિલાલેખોમાં સંસ્કૃત નામો અને ધાતુઓનો

---

૨૪ सिन्दानाः सान्द्रमानग्रहपटीममदं मेदपाटांगनानाम्। १,५०

२५ राजपुतानेका इतिहास भा. २ पृ ४३४थी ४७१

२६ सदर पृ. ४४६-४६

२७ प्राचिनलेखमाला भा. २ (નિર્ણયસાગર કાવ્યમાલા પૃ. ૨૮)

२८ पृथ्वीपतिविजयसिंह इति प्रवर्ध-
मानः सदा जगति यस्य यशः सुधांशुः॥
तस्या भवन्मालवमण्डलाधिनाथोदयादित्यसुता सुरुपा।
शृंगारिणी श्यामलदेव्युदारचरित्रचिन्तामणिराचतश्रीः॥
प्राचीन लेखमाला भा. २ पृ १७५

નાગબંધ કોતરેલો છે એ એની રચના છે[૨૯] આ વિદ્યાવ્યસનિક રાણીએ પોતાની પુત્રી શશીકલાને સંસ્કૃતનો અભ્યાસ કરાવવા કાશ્મીરી પંડિતને રોક્યો હોય તો તે અસંભવિત નથી આથી મારૂં એમ ધારવું છે કે એ પ્રસંગ મેવાડમાં બન્યો હોવો જોઈએ



२९, उदयादित्यदेवस्य वर्णनागकृपाणिका।
कवीनां च नृपाणां च तोषा ॥२॥ रा प्रा ६ भा २ पृ १९३

# ધર્મારણ્યમાં ઐતિહાસિક તત્ત્વ

ધર્મારણ્ય એ મોઢ જ્ઞાતિનું પુરાણ છે. ગુજરાતની ઘણી ન્યાતોને પોતાનાં પુરાણ હોય છે. નાગરોનું **नगरखण्ड**, શ્રીમાળીઓનું **श्रीमाळपुराण**, ખડાયતાઓનું **कोटयर्कपुराण** વાયડાઓનું **वायुपुराण**, તેવું મોઢ બ્રાહ્મણો અને વણિઆઓનું **धर्मारण्य** છે. પરંતુ બીજાં જ્ઞાતિપુરાણો કરતાં **धर्मारण्य**માં વિશેષતા એટલી છે કે બીજાં પુરાણોની અંદર સ્વજાતિની ઉત્પત્તિની પૌરાણિક ઢબની કથા હોય છે, જ્યારે આમાં તે ઉપરાંત ગુજરાતના ઇતિહાસની કેટલીક મહત્વની બાબતો છે જે અન્યત્ર અલભ્ય છે અને જેનાથી ગુજરાતના ઇતિહાસ ઉપર કેટલોક નવો પ્રકાશ પડે છે. આ લેખમાં તેવી કેટલીક બાબતો ચર્ચવાનો ઉદ્દેશ છે. આ ગ્રંથ હજી સુધી અપ્રકટ છે.

**धर्मारण्य** બહુ પ્રાચીન ગ્રન્થ જણાતો નથી. એમાં ગુજરાતના હિંદુ રાજ્યના પતનની અને મુસલમાની રાજ્યની સ્થાપનાની હકીકત છે. સં. ૧૩૫૩ માં કર્ણ વાઘેલાને નસાડી અલ્લાઉદ્દીને મુસલમાની રાજ્યની સ્થાપના કરી. એ મુસલમાની આક્રમણ વખતે મોઢ જ્ઞાતિના મૂળ સ્થાન મોઢેરા ઉપર પણ હુમલો થઈ તેનો નાશ થયો હતો. તેની પુનર્ઘટના પાછી વિઠ્ઠલ નામના બ્રાહ્મણે કરી હતી. એ હુમલાથી ઠરી ઠામ થઈ, પુનર્ઘટના થતાં પચાસેક વર્ષ લાગે એટલે એ ગ્રંથની રચના સં. ૧૪૦૦ પછી સંભવે છે. હવે. મહુવાના લક્ષ્મીનારાયણના મંદિરમાં એક સં. ૧૫૦૦ની સાલનો લેખ છે. તે કોઈ મોઢ વાણિયાએ વાવ

જણાવ્યા મળતી કે જેમાં **ધર્મારણ્ય**માંથી એ શ્લોક ઉતારેલા છે[1] એ ઉપરથી સં ૧૫૦૦ પહેલા એ ગ્રંથનું નિર્માણ ઠરે છે આ પ્રમાણે સં ૧૪૦૦ પછી અને સં ૧૫૦૦ પહેલા એટલે વિક્રમના પંદરમા શતકમા એ ગ્રન્થ રચાયા હશે એમ હુ માનુ છુ[2]

એ ગ્રંથ ઉપરથી નીચેના ઐતિહાસિક પ્રસંગો ઉપર પ્રકાશ પડે છે—

(૧) પ્રથમ વનરાજના જન્મ વિષે જૈન ગ્રંથકારોનું એમ કહેવું છે કે પંચાસરના આક્રમણ વખતે જયશેખરે પોતાની ગર્ભવતી સ્ત્રીને વનમા મોકલી દીધી હતી, ત્યાં વનરાજનો જન્મ થયો હતો અને ત્યાંથી જૈન આચાર્ય શીલગુણસૂરિ તેને પંચાસરમા પોતાના ઉપાશ્રયમા લઈ ગયા હતા અને ત્યાં તેનો બાલ્યકાળ વ્યતીત થયો હતો આથી ઉલટુ **ધર્મારણ્ય**માં એમ કહેલુ છે કે વનરાજનો જન્મ મોઢેરામા થયો હતો અને ત્યાં જ તે ઉછર્યો હતો. આ બેમાંથી કઈ હકીકત સત્ય માનવી તેને માટે જોઈએ તેવાં સ્વતંત્ર પ્રમાણો મળ્યાં નથી પરંતુ કેટલીક બાબતોનો વિચાર કરીએ તો **ધર્મારણ્ય**ની હકીકત માનવા તરફ મનનું વલણ થાય છે રાજા પોતાની ગર્ભવતી સ્ત્રીને વનમા મોકલે ભાઈ પોતાની બ્હેનને નિરાધાર રીતે જંગલમા એકલી છોડી જાય, એક જૈન નિઃસ્પૃહ આચાર્ય ગૃહસ્થ સ્ત્રીને ઉપાશ્રયમા રાખે, એ બાબતો અશક્ય નહિ તો અસંભાવ્ય તો જણાય છે વળી જૈનોના આ વિધાન માટે

---

१ पुरा सृष्टिसमारम्भे स्वयम्भूर्भगवान्स्वयम्।
अस्थापयन्महास्थानमिदं मोहविमोहनम्॥
धर्मारण्यं कृते प्रोक्तं त्रेतायां सत्यमंदिरम्।
द्वापरे वेदभुवनं कलौ मोहेरकं स्मृतम्॥

अ ८, श्लो. ७७-७८

૨ આ શિલાલેખ માટે જુઓ — Bhavnagar inscriptions Vol 1, p 62 અને प्राचीन लेखमाला भा २ पृ २६

પ્રાચીન કાળમાં મતભેદ તો હતો જ; એ **प्रवन्धचिंतामणी** ના નીચેના શ્લોક ઉપરથી જણાય છે.

**गुर्जराणामिदं राज्यं वनराजप्रभुत्यपि।**
**जैनेस्तु स्थापितं मन्त्रै स्तद्द्वैषी नैव मन्यते ॥**

આ શ્લોક વનરાજપ્રબંધમાં અને તેના જન્મ સંબંધી હકીકતમાં આપેલો છે. એ ઉપરથીજ એટલું તો જણાય છે કે જૈનોની હકીકત સર્વમાન્ય તો નહોતી જ.

રાજા પોતાની સ્ત્રીને વનમાં ન મોકલતાં પોતાના વિશ્વાસુ બ્રાહ્મણો પાસે મોકલે એ સંભવિત છે અને બ્રાહ્મણોના ગામમાં રાજપુત્ર હોવાની શત્રુને સંભવના થાય નહિ. મોઢેરાના બ્રાહ્મણો પણ શુરા અને યુદ્ધ-શાસ્ત્રપારંગત હતા. અલાઉદ્દીનના ઘેરા વખતે તેમણે બહુ બહાદુરીથી તેનો બચાવ કર્યો હતો. જેઠી બ્રાહ્મણો કે જે મલ્લવિદ્યામાં પ્રાચીન કાળથી અદ્યાપિ પર્યંત સુપ્રસિદ્ધ છે તેઓ પણ મોઢ બ્રાહ્મણોની જ એક શાખા છે. વળી એમની બીજી શાખા ધીણોજા બ્રાહ્મણો શ્રી ગાયકવાડ સરકારનો અમલ શરૂ થતાં સુધી તો ચોરી અને લુંટફાટનો ધંધો કરતા હતા.[3] એટલે એ લોકો શુરવીર તો હતા જ. આવા બ્રાહ્મણોના રક્ષણ નીચે રાજા સ્ત્રીપુત્રને રાખે એ અસંભવિત નથી.

(૨) -**धर्मारण्य** માં પાટણ સ્થપાયાની તિથિ આ પ્રમાણે આપી છે:—

**ऋषिकाग्रशते वर्षे मासे चाषाढ संज्ञके।**
**शुक्लपक्षे तृतीयां च शनिवारे स्थितिः कृता ॥**
**अ. ६६. श्लो. ८४.**

---

3. Bombay gazetteer vol. 7. p. 55.

પાટણ સ્થપાયાની જૂદી જૂદી પાંચ-છ તિથિઓ મળે છે[૪] તેમાંથી માત્ર બે જ જ્યોતિષ ગણત્રીએ ખરી ઠરે છે એક આ સં ૮૦૨ આષાઢ સુદિ ૩, વાર શનિ (ઈ સ ૭૪૬ મે ૨૮) અને બીજી **प्रबन्ध चिंतामणि** ની વૈશાખ શુદિ ૨, વાર સોમ (ઈ સ ૭૪૬, માર્ચ ૨૮) આ બે તિથિ માટે એવું અનુમાન થઈ શકે કે વાસ્તુક્રિયાનો આરંભ વૈશાખમા થયો હશે, જ્યારે લોકોએ શહેરમા પ્રવેશ આષાઢ મહિનામા કર્યો હશે આ શહેર શનિવારે વસેલું છે એવી પ્રાચીન કાળથી માન્યતા પાટણમા ચાલી આવે છે જેથી પણ એ તિથિ ખરી હોવાનુ સંભવિત જણાય છે

(૩) જેમ વનરાજે સ્થાપેલા શહેરની તિથિ આ ગ્રંથમા આપેલી ખરી છે, તેમ એના વંશની વંશાવળી પણ એમા આપેલી છે તે બીજા ગ્રંથો સાથે મેળવતા વધારે વિશ્વસનીય જણાય છે[૫]

(૪) આ ગ્રંથ ઉપરથી ચાવડા વંશના છેલ્લા રાજા ભૂવડ (સામંતસિંહ) ના ચરિત્ર ઉપર પ્રકાશ પડે છે એની પાસેથી એના ભાણેજ મૂળરાજના હાથમા રાજ્ય એકદમ સહેલાઈથી કેમ ગયુ, અને પ્રજા કે તેના સરદારો સામા કેમ થયા નહિ, તેનો ખુલાસો અન્યત્ર મળતો નથી પણ **धर्मारण्य**મા ભૂવડનુ ચરિત્ર આપ્યુ છે, તે ઉપરથી એ ખુલાસો થઈ જાય છે કે તેમા લખ્યુ છે કે,—

राजा भूवडनाम्ना च तत्सुतो राज्यशासने।
बहुमोदकभक्षी च कामी कामकलाबुध ॥
आसक्तो योषिता वृन्दे करिण्या गजराडिव ।
अत पुरे वसन्नित्य कामसेवापरायण ॥

---

૪ આ તિથિઓ માટે જુઓ મારો લેખ 'કાન્ત સ્મારક માળા' પૃ ૧૫૭

૫ આ વંશાવળીઓ સંબંધી વિસ્તારી ચર્ચા માટે જુઓ મારો બાર નગર આદિત્ય પત્રિકા નો લેખ—અહેવાલ સંગ્રહ પૃ ૨૬

રાજા આવો હોય તો રાજ્યમાં અંધેર ચાલે, અધિકારીઓ પ્રજાને મરજી માફક કનડે અને તેથી સરદારો અને પ્રજામાં બેદીલી ફેલાય એ ખુલ્લું છે. મૂળરાજનો માર્ગ સરળ થઈ જવાનું આ મુખ્ય કારણ હતું.

આવો રાજા ગુજરાતના ઇતિહાસમાં બીજો પણ થયો છે. તે કર્ણવાઘેલો. એના ચારિત્ર્ય માટે કાન્હડદે પ્રબંધમાં આમ લખ્યું છેઃ-

'ખિત્રી તણું ધર્મ લોપિઉ રાઉ કરણદે ગહિલું થઉ—-
એહવું અંગ તણુ અનુરાગ, નિતુ નિતુ ભક્ષિ કરઈ વછનાગ
વિણ પડિઆર પટુ કર વહઈ, નકો અંગરખ જમલુ રહઇ
મરણ તણે ભયિ ભોજનવાર, વાશી ચાટઉ ધરઇ સૂઆર.

એના રાજ્યનો પણ એવો જ અંત આવ્યો હતો. અલાઉદ્દીનના લશ્કરને પણ બહુ સસ્તી જીત મળી ગઇ હતી. પાટણના પહેલા અને છેલ્લા રાજવંશનો અંત સરખાં કારણોથી જ આવ્યો જણાય છે. History repeats itself એ સૂત્રના સત્યની અહિં પ્રતીતિ થાય છે.

(૫) ચાવડા વંશના વિનાશમાં કોઈ વ્યક્તિ નિમિત્તભૂત થઇ નહોતી, પણ વાઘેલાના વિનાશમાં કર્ણનો પ્રધાન માધવ નિમિત્ત બન્યો હતો. માધવની વાતને **धर्मारण्य** પણ ટેકો આપે છે. પરન્તુ કેટલાક એ વાતને દંત કથા માને છે. ફાર્બસ તેને ભાટ ચારણની કથા કહી શંકાશીલ ગણે છે. આશ્ચર્ય જેવું તો એ છે કે 'રાસમાળા' આખી ભાટચારણોની વાતો ઉપર રચાયેલી છે, છતાં આ જ હકીકત શંકાશીલ માનવાનું શું કારણ? મુસલમાન તવારીખનવેશોએ એ વાત નોંધેલી નથી એ ખરું, પણ એમ તો ગુજરાત અને રજપુતાનાના ઇતિહાસની ઘણીએ બાબતો એમની તવારીખમાં નથી. ગેઝેટીઅરના લેખકે પણ એ વાત પાદટિપ્પણમાં નોંધી તેની ઐતિહાસિકતા ઉડાવી દીધી હોય એમ જણાય છે. રાસમાળા અને ગેઝેટીઅર લખાયા પછી ઘણાં પ્રમાણો મળ્યાં છે. એ ઉપરથી એ વાતની ઐતિહાસિકતા સિદ્ધ થઈ શકે છે.

માધવ ઐતિહાસિક વ્યક્તિ હતો અને તે કર્ણના પૂર્વાવિભાગી ભાગ ગદ્દેન વાઘેલાનો મ ૧૩૫. મા મહામાત્ય હતો, તે ધોળકાના ચાંડુ પંડિતે લખેલી **नैषध काव्य** ની ટીકાની પ્રશસ્તિના નીચેના શ્લોક ઉપરથી નિર્ણીત થાય છે —

**श्री विक्रमार्कसमायच्छरदामथ त्रि—**
**पञ्चाशता समाधिकेषु शतेष्वितेषु ।**
**तेषु त्रयोदशसु भाद्रपदे च शुक्ले ।**
**पक्षे त्रयोदशतिथौ रविवासरे च ॥५॥**

**श्रीमत्सा (रं)ग नृपे श्री माधवसञ्ज्ञे महामात्ये ।**
**धवलक्कनगरे महन्नारायणसंनिधाविर्यं टीका ॥६॥**[१]

માધવના ભાઈ કેશવનું મરણ અને તેની સ્ત્રીનું હરણ અને તેથી માધવનું દિલ્હી થઈ મુસલમાનોને તેડી લાવવું એ બાબત કાન્હડદે પ્રબંધમાં સ્પષ્ટ લખી છે એ ગ્રંથના કર્તા પદ્મનાભ નાગર હતા અને મુસલમાનોના આક્રમણ પછી માત્ર દોઢસો વર્ષે જ એ ગ્રંથ રચાયો હતો એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. એ પદ્મનાભ પોતાના જાતિભાઈના કૃત્ય માટે આ રીતે ખેદ કરે છે —

માધવ મહિતઈ કરિઉ અધર્મ, નવિ છૂટઈ આગિલા કર્મ
જિહાં પૂજઈ સાલિગ્રામ, જિહાં જપઈ હરિનું નામ,
જગિ દેખિ કીજઈ જાગ, જિહાં વિપ્રનઈ દીજઈ ત્યાગ,
જિહાં તુલસીપીપલ પૂજઈ, વેદપુરાણધર્મ બુઝઈ
જિહાં દેખિ સદૂ તીરથ જાઈ, સ્મૃતિપુરાણ માનઈ ગાઈ —
નવખણ્ડ અપકીરતિ કહી, માધવિ મ્લેચ્છ આણિયા તહીં

[१] આ શ્લોક મને તનસુખરામભાઈ ત્રિપાઠીએ મને ઉતારી મોકલ્યા હતા

**विचारश्रेणि**માં પણ મેરૂતુંગે એ બાબત આવી રીતે નોંધી છેઃ-

**१३६० यवना माधव नागरविप्रेण आनीताः धर्मारण्य** પણ નીચેના શ્લોકોથી તેને પુષ્ટિ આપે છે:—

**राज्यासने स्थितः कर्णो महाराजः प्रतापवान् ।**
**जातोऽमात्यस्तस्य दुष्टो निर्गुणो माधवाह्वय ॥**
**देशद्रोहकरः पापी दुष्टात्मा च कुलाधमः ।**
**क्षत्रराज्यस्य विध्वंसो म्लेच्छराज्यस्य स्थापकः ॥**
**अ ६७, श्लो. ६८-६९**

**म्लेच्छराजाऽभवत्तत्र चेश्वरेच्छा बलीयसी ।**
**निर्जिता सकला पृथ्वी विहाय गुर्जरं तथा ॥**
**कर्णमन्त्रिमाधवेन ह्यानीतः पट्टने पुरे ॥**
**अ ६८, श्लो. ९-१०**

આમાં માધવને **देशद्रोहकरः** કહ્યો છે, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. કેટલાક એમ માને છે કે દેશભકિત—patriotism એ સ્વદેશી વસ્તુ નથી, પણ પરદેશી માલ છે. તેમની એ શબ્દ જોઇ આંખ ઉઘડશે. જો દેશભકિતની ભાવના આપણા પ્રાચીનોમાં ન હોત તો માધવને **धर्मद्रोहकरः** કહ્યો હોત. આ પ્રસંગે શ્રી હેમચંદ્રાચાર્યે પોતાના વ્યાકરણમાં અપભ્રંશ ભાષાનું નીચેનું સુભાષિત ટાંકયું છે. એ પણ ઉપરના કથનનો સબળ પુરાવો છે:—

**पुत्ते जाए कवण गुणु ? अवगुणु कवणु मियण ?**
**जा बप्पीकी भूंहडी चम्पीज्जइ अवरेण ?**

**धर्मारण्य** ગ્રંથ કાન્હડદે પ્રબંધ પહેલાં રચાયેલો છે. કેટલાક તેને ભાટ ચારણના રાસા જેટલું વજન આપે છે, તેઓને **धर्मारण्य** નો પુરાવો મજબુત જવાબ છે. મૂળ પ્રસંગ બન્યા પછી પચાસ પોણોસો વર્ષેજ એ ગ્રંથ રચાયો છે. એ પણ ધ્યાનમાં ગણવાનું છે.

વળી **विचारश्रेणि** તો તે કરતા પણ પ્રાચીન છે તેનો કર્તા **प्रबन्ध चिंतामणि** કાર મેરૂતગ છે **प्रबन्धचिंतामणि स** ૧૩૬૧ મા રચાયેલો છે, એટલે **विचारश्रेणि** પણ એજ અરસામા રચાયેલો હોવો જોઈએ એ જોતા તો આ બનાવ બન્યા પછી થોડા વર્ષોમા જ નોધાયો હોવાથી તેની વિશ્વસનીયતા નિશક કરે છે

આ સબધમા એક શિલાલેખનો પુરાવો ટાકવામા આવે છે પણ મને તે જોતાએ તેટલો વજનદાર જણાતો નથી વઢવાણમા એક માધા વાવ છે તેમા નીચે પ્રમાણે લેખ છે—

**सं १३५० वर्षे कार्तिक सुदि ८ गुरौ नागर ज्ञातीयठ० श्री सोमसुत ॥ महश्री सीधू ॥ नागर ज्ञातीय मह श्री सादलसुता मह श्री तपमादेवि ॥**

ફાર્બસ (રાસમાળા) દલપતરામ (લતમાળ) તથા રા ડાહ્યાભાઈ દેરાસરી (કાન્હડદે પ્રબધ) એ બધાએ આ લેખ માધવ સબધી જ માન્યો છે, પણ મને તો તેમ માનવાનુ કોઈ કારણ જણાતુ નથી આમા માધવનુ નામ સરખુ ય ક્યા છે? રા દેરાસરીએ તો એમ લખ્યુ છે કે એ લેખ વાંચવામા ભૂલ થઈ હશે અને માધૂને બદલે સીધૂ વચાયુ હશે, પણ મે બાર્બટન મ્યુઝિયમમાથી એ લેખની પ્રતિકૃતિ(Rubbing) મગાવીને તપાસી છે અને તે ઉપર ટાકયો છે તે પ્રમાણે જ છે એટલે હુ ધારૂં છુ કે એ લેખ બીજાજ કોઈ સીધૂ નામના માણસનો છે

(૬) માધવ સબધી બીજી એક વાત પણ **धर्मारण्य**મા નોધાયેલી છે કાન્હડદે પ્રબધમા માધવ મુસલમાનોને લાવ્યો અને છેવટે સોમનાથના યુદ્ધમા મરાયો એવ હકીકત છે —

શેષાળા રાવત રણિ સૂંડયા, નડી નાદ ઉતારિઉ
અનરથ તણૂં મૂળ બીજિ દિહિ માધવ મહિતુ મારિઉ. ૧-૮૯

પરતું તેના વચ્ચેના ગાળામાં તેણે શું કર્યું તેની નોંધ નથી. **धर्मारण्य** એક હકીકત જણાવે છે. તે લખે છે કે મુસલમાનોએ પાટણ લીધા પછી મોઢેરાને ઘેરો ઘાલ્યો હતો તે વખતે માધવ પણ સાથે હતો. કેટલાએ મહિના સુધી એ ઘેરો રહ્યો પણ તેનો બહાદૂર બ્રાહ્મણોએ બચાવ કર્યો. છેવટે માધવની સમજાવટથી સંધિ થઈ. એમાં એમ ઠર્યું કે બ્રાહ્મણોએ પાંચ હજાર મહોરો આપવી અને મુસલમાનોએ ઘેરો ઉઠાવવો. બ્રાહ્મણો નગરમાં આવી મહોરો લેઈ ગયા, પરતું ભાવિ પ્રબળ હશે તેથી, કે ઘેરો લાંબો ચાલ્યાથી કંટાળી ગયા હશે તેથી, કે ઉત્સાહના પૂરમાં તણાઈ ગયા હશે તેથી કે તેમનામાં મુત્સદ્દીપણાની ખામી હશે તેથી–ગમે તેમ હોય, પણ એ મહોરો એકદમ ઉતાવળમાં ગણી લાવ્યા તેથી સાત હજાર થઈ. આથી મુસલમાન સરદારને લાગ્યું કે આ ગામ બહુ સમૃદ્ધિવાળુ હોવું જોઇએ અને તેની લોભવૃત્તિ પ્રદીપ્ત થઈ. તેથી લશ્કરને ગામ લૂંટવાનો હુકમ આપ્યો. આ રીતે એનો વિનાશ થયો.

આમ ઉપર ઉપરથી જોઇએ તો આ પ્રસંગમાં માધવનો દોષ જણાતો નથી. પણ મોઢેરાના બ્રાહ્મણોને તો લાગ્યું કે માધવે સંધિ કરવાનો ઢોંગ કર્યો હતો અને તે ગામ સહેલાઇથી હાથમાં આવે તે માટે કપટજાળ પાથરી હતી. **धर्मारण्य**માં લખ્યું છે કેઃ—

**सुल्तानाज्ञा च संग्राह्य माधवेन प्रवर्तिता ।**
**संधिवार्ता सकपटा विप्रजात्यधमेन हि ॥** અ. ૬૮, શ્લો. ૬૪

ગુજરાતના બીજા નગરો પણ તે અરસામા મુસલમાનોથી નષ્ટ ગૌરવ થયા હતા તે વખતે રાવલ સાથે હશે કે કેમ તેનો પુરાવો મળતો નથી પણ તે સોમનાથમા સાથે હતો અને યુદ્ધમા માર્યો ગયો, તેથી ગુજરાતના સર્વ સ્થળે સાથે હોય એમ અનુમાન કરીએ તો ખોટુ નથી.

'**ધર્મારણ્ય**'થી ગુજરાતના ઇતિહાસ ઉપર આ પ્રમાણે મહત્તનો પ્રકાશ પડે છે.[૭]



૭ પાટણ હાઈસ્કૂલના હેડમાસ્તર રા. રા. દયાશંકર જોષીએ ગોઠવેલી 'વ્યાખ્યાનમાળા'મા આપેલુ વ્યાખ્યાન

# પ્રાચીનકાળમાં કળશભેટ

'કુમાર' ના આસોના અંકમાં રમતગમતની હરીફાઈનાં ઈનામોમાં દારૂ પીવાના પ્યાલાના આકારનાં ચાંદીના પ્યાલાં ભેટ અપાય છે, તેને બદલે કળશની ભેટ આપવાની સૂચના થઈ છે. તે યોગ્ય છે. જાણીને આશ્ચર્ય થશે કે એવી પ્રથા પ્રાચીન કાળમાં ગુજરાતમાં હતી એ વિષે એક ઉલ્લેખ મારા વાંચવામાં આવ્યો છે. સુધા પહાડીના શિલાલેખમાં લખ્યું છે કે નાડોલના ચૌહાણ રાજા આશરાજે સિદ્ધરાજને માલવા સાથેના વિગ્રહમાં સહાય કરી હતી. અને પોતાની તલવારનું શૌર્ય બતાવ્યું હતું, તેથી ખુશ થઈને સિદ્ધરાજે તેને સુવર્ણનો કુમ્ભ ભેટ આપ્યો હતો. એ વિષેના બે શ્લોક નીચે મુજબ છેઃ—

**श्री आशराजनामा समजनि वसुधानायकस्तस्य बन्धुः**
**साहाय्यं मालवानां भुवि यदसि कृतं वीक्ष्य सिद्धाधिराजः ।**
**तुष्टो धत्तेस्म कुम्भं कनकमयमहो यस्य गुण्यद् गुरुस्थ**
**तं हर्तुं नैव शक्तः कलुषित हृदय शेष भुपाल वाग्मि ॥२८॥**

**उदयगिरिशिरस्थं किं शहस्रांशु बिंब**
**वितत विशद कीर्ते मूर्ध्नि किं नु प्रताप ।**
**उपरि सुभगताया उद्‌गता मंजरी किं**
**कनककलश आभात्यस्य गुण्यद् गुरूस्थः ॥२७॥**

બીજા શ્લોકમાં સુવર્ણકુમ્ભ ઉપર કરેલું કોતરકામ પણ જણાવેલું છે. ઉદયગિરિના શિખર ઉપર સૂર્યબિંબ ચીતરી તેના ઉપર મંજરીનું ચિત્ર દોરવામાં આવ્યું હશે એમ કાંઈક સમજાય છે.

# સાહિત્ય પરિષદ અને પુરાતન વસ્તુસંરક્ષણ.

ગુજરાતમા પ્રાચીનવસ્તુવિજ્ઞાનની સંસ્થા નહિ હોવાથી અત્યાર સુધીમા કેટલી હાનિ થએલી છે તેનો ખ્યાલ થવો મુશ્કેલ છે પૂનામા આખા પશ્ચિમ હિંદુસ્તાન માટે સરકારી ખાતુ છે પણ તેનો કર્તવ્ય પ્રદેશ બહુ વિશાળ હોવાથી અને તેમા કોઈ ગુજરાતી નહિ હોવાથી, તે ગુજરાત માટે જોઇએ તેટલુ ધ્યાન અપાતુ નથી રાજકોટનુ વાટસન મ્યુઝીઅમ કાઠીઆવાડના ઉત્કીર્ણ અને તેના પ્રતિલેખો એકઠા કરીને ઉપયુક્ત કાર્ય કરે છે, પરન્તુ તે ઉપરાંત વિશેષ કામ તેનાથી થઈ શકતુ હોય તેમ જણાતુ નથી અમદાવાદમા હમણા સ્થપાએલા પુરાતત્ત્વમંદિરની પ્રવૃત્તિ તો માત્ર એક ત્રૈમાસિક ચલાવવામાજ સમાઇ જાય છે અને તે પણ બૌદ્ધ અને જૈન તત્ત્વજ્ઞાન સંબંધી લેખો મ્હોટે ભાગે પ્રકટ કરવા ઉપર લક્ષ આપે છે, પણ ઐતિહાસિક સંશોધનનુ કામ તેણે હાથમા લીધુ હોય એમ લાગતુ નથી

લોર્ડ કર્ઝને હિંદુસ્તાનની પ્રગતિ વિરુદ્ધ બીજા ગમે તેવા કૃત્યો કર્યા હશે, પણ તેણે પ્રાચીન સ્થળોના સંરક્ષણ માટે કાયદો કરીને આપણા દેશની પ્રજા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે તે પહેલા ઘણી પ્રાચીન ઇમારતો ખંડીએર બનતી, કેટલીકમા ફેરફાર કરીને સરકારી કચેરીઓ અને લશ્કરી થાણા બનાવવામા આવતા અને વાણીઆઓને

તોડી નાંખી તેના પત્થરો અને ઇંટોથી નવાં મકાનો અને રેલ્વે લાઇનો બાંધવામાં આવતી. લોર્ડ કર્ઝનના કાયદાથી પ્રાચીન ઇમારતોનું સંરક્ષણ થયું છે અને વિશેષ હાનિ થતી અટકી છે.

પ્રાચીન મકાનોના ધ્વંસથી આપણું પુરાતન શીલ્પ, કોતરણી, ચિત્રકલા, આદિનો કલ્પનામાં પણ ન આવી શકે તેવો નાશ થયો છે એ સ્પષ્ટ છે. પરતું સર્વથી વિશેષ તો એ છે કે તેનાથી ઐતિહાસિક અલભ્ય સામગ્રીનો લોપ થવાથી આપણા દેશના ઇતિહાસને અત્યંત નુકશાન થયું છે, કારણકે પ્રાચીન સમયનાં મકાનોમાં રાજાઓની વંશાવળી, સંવત અને રાજ્યની સ્થિતિ સંબધી ઉલ્લેખવાળા પત્થરો ચણવામાં આવતા. આ બધાં મકાનો જો અત્યારે સુરક્ષિત હોત અગર ઐતિહાસિક લેખોના પત્થર સાચવી રાખ્યા હોત તો આપણને ઇતિ-હાસનાં કેટલાં બધાં સાધનો મળ્યાં હોત? હિંદુસ્તાનનો હાલ સુધીમાં જેટલો યથાર્થ ઇતિહાસ રચાયો છે, તેટલામાં પ્રાચીન ઉત્કીર્ણ લેખોનો હીસ્સો કંઈ નાનો નથી. કેટલાક રાજવંશોનો ઇતિહાસ તો પ્રાચીન સીક્કાઓ, તામ્રપત્રો અને શિલાલેખો પરથીજ રચાયો છે અને તેન માટે ગ્રંથની સામગ્રી બહુ અલ્પ છે. ગુજરાતના વલ્લભી, રાષ્ટ્રકૂટ અને ગુર્જર રાજવંશોના ઇતિહાસ એજ રીતે રચાયા છે. છતાં પણ હિંદુસ્તાન અને ગુજરાતનો ઇતિહાસ હજી કેટલો અપૂર્ણ છે, સ્થળે સ્થળે કેટલી ત્રુટીઓ છે, કેટલા પ્રસંગો શંકાસ્થિત છે, કેટલી આખ્યાયિકાઓ ભ્રમપૂર્ણ છે, કેટલા વિભાગો હજી સાવ કોરાજ છે? વલ્લભીઓ, રાષ્ટ્રકૂટો અને ક્ષત્રપોની હકીકત કેટલી જુજ છે અને સ્થળે સ્થળે કેટલી ત્રુટિઓ (Gaps) છે? કેટલા પ્રશ્નો નવીન પ્રકાશની રાહ જુએ છે? પંચાસરના ચાવડાઓ કયાંથી આવ્યા અને તેમનું રાજ્ય કેવું હતું તે વિષે આપણે શું જાણીએ છીએ? વનરાજના બાપ જયશેખરના પૂર્વજોનાં નામ સુદ્ધાંતની પણ આપણને ખબર છે? પંચાસરના રાજ્યનો અંત શી રીતે આવ્યો તે વાત પણ હજી નિશ્ચિત નથી. ચાવડા વંશના માત્ર નામ સિવાય આપણી

પાસે તેમના સબંધી કંઈ વિશેષ માહિતિ છે?[1] વાઘેલા વંશના છેલ્લા રાજાઓ સબંધી પણ આપણું જ્ઞાન કેટલું પરિમિત છે? કરણઘેલા સબંધી પણ મુસલમાનોએ લખેલી તવારીખની ચોકસાઈ કરવાને આપણી પાસે ક્યા સાધનો છે? જો પ્રાચીન ઇમારતોના શિલાલેખો અત્યારે હયાત હોત તો આપણા ઇતિહાસ માટે તે કેટલા અગત્યનાં થઈ પડત?

આ મકાનોનો નાશ કેવી રીતે થયો તે સંબંધી થોડો વિચાર કરવાની જરૂર છે આ વિનાશનુ પ્રથમ અને સૌથી અગત્યનુ કારણ મુસલમાનોનુ આક્રમણ છે તેઓ વિજય કરીને જે જે સ્થળો હસ્તગત કરતા, ત્યાના ધાર્મિક મન્દિરોને તોડી નાખતા અથવા તો તેમની મસ-જીદો બનાવતા એ વાત નિર્વિવાદ છે ગુજરાતમા મુસલમાનોના બે મોટા આક્રમણો થયા હતા એક મહમદ ગીઝનીએ કર્યું હતુ અને બીજુ અલાઉદ્દીનના સરદાર ઉલુઘખાને. પ્રથમના આક્રમણ વખતે સોમનાથના માર્ગમા આવતા સ્થળોનો નાશ થયો હતો એ નાશ વખતે પાટણના ઘણા ઐતિહાસિક મકાનો તુટી ગયેલા હોવા જોઈએ-તે એટલે સુધી કે તેનાથી ચાવડાવંશના ઇતિહાસના સાધનો લગભગ સધા નષ્ટ થઈ ગએલા, કેમકે મોલકી અને વાઘેલા વંશમા રચાયેલા ઐતિહાસિક કાવ્યો અને પ્રબન્ધોમા ચાવડાવંશ સંબંધી બહુ જુજ હકીકત જોવામા આવે છે અને જે હકીકત મળે છે તે પણ એટલે સુધી પરસ્પર વિરુદ્ધ અને સંશયગ્રસ્ત જણાય છે કે રાજાઓના નામ, તેમના રાજ્યકાળ અને અનુક્રમ વિષે નિશ્ચિતતા થતી નથી હવે જો તે સમયના ઐતિહાસિક સાધનો અસ્તિત્વમા હોત તો એટલો ગોટાળો થવા પામત નહિ ઐતિહાસિક પુરાવાના અભાવે 'કલિકાલસર્વજ્ઞ' શ્રીમદ્ હેમચન્દ્રા-ચાર્યે પણ **द्वयाश्रय काव्य**મા ચાવડાવંશ સબંધી હકીકત નહિ આપતા તેનો આરંભ મૂળરાજથી જ કર્યો છે

[1] આ માટે જુઓ આ લેખકે ભાવનગરની સાહિત્ય પરિષદમા રજુ કરેલો "ચાવડાઓની વંશાવળી" નામનો લેખ

પરંતુ મહમ્મદ ગજનવીએ કરેલી હાનિ ઝાઝો સમય રહી નહિ, કેમકે ત્યાર પછી છેક વાઘેલા વંશ સુધી ગુજરાતે પોતાની મહત્તા અને જાહોજલાલી સાચવી રાખ્યાં હતાં; પણ અલ્લાઉદ્દીનના લશ્કરે તો પ્રાચીન હિન્દુ સ્મારકોનો સમૂળગો નાશ કરી નાંખ્યો. તેણે મકાનો તોડીફોડી પ્રાચીન પાટણના સ્થળે ગધેડે હળ ફેરવ્યું હતુ. આ વિશે ઇતિહાસકાર બ્રીગ્ઝ પોતાના 'ગુર્જરરાષ્ટ્ર' નામના ગ્રંથમાં લખે છે કેઃ—

Towards the close of the thirteenth century, Allowddin levelled its walls and buried the temples in their foundations. As a token of conquest he ploughed up the ground on which the city stood with the ass.[2]

આ પછી ગુજરાતના સુલતાનોમાંથી ધાર્મિક ઝનુનવાળા સુલતાનોએ પણ કેટલોક વિનાશ કર્યો હશે. કારણ અહમદશાહે સિદ્ધપુરનો રૂદ્રમાળ તોડયો હતો એમ કહેવાય છે.

આ પ્રમાણે મુસલમાનોએ પ્રથમ આરંભ કર્યો હતો એ ખરૂ, પણ તેઓએ સદંતર નાશ કર્યો હોય તેમ જણાતુ નથી તેમણે તોડફોડ કરીને મકાનો તો ઉભાંજ રાખ્યાં હતાં અને પત્થરો પણ ત્યાંજ પડયા રહ્યા હતા. મોઢેરા, ધીણોજ, સુણક, વગેરે સ્થળનાં ખંડીએરો હજી સુધી કાયમ છે. ત્યારપછી હિન્દુઓના હાથે મુસલમાનો કરતાં પણ વિશેષ નુકશાન થએલું છે. મુસલમાનો માટે તો ધર્મનું પણ બહાનુ હતુ, પરન્તુ હિન્દુઓ માટે તેવુ કંઈ કારણ નહોતુ. આ સંબંધી મીસ્ટર બર્જેસ વિલાપ કરે છે કેઃ—

Thus do Hindus destroy and obliterate the best remains of ttheir Ancient art and the evidences of their past history, they can hardly upbraid the

2 Bombay Gazetter, vol 7, p. 602.

conquering Mohmedans for wrecking their shrines as their religion bade them when to save a trifle of extra expence they allow without protest ancient monument to be destroyed [1]

સારાંશ । પ્રાચીન મંદિરોનો મુસલમાનોએ સમૂળગો નાશ કર્યો નહોતો. તેમના ધર્મમાં બુતપરસ્તી—મૂર્તિપૂજા—નો નિષેધ છે એટલે તેઓ મૂર્તિઓ અને માત્ર પ્રાણીઓના આકારનું કોતરકામ ખંડિત કરતા. પરંતુ નિર્જીવ આકારની ફુલ, જાળી, તોરણ વગેરે કોતરણી કાયમ રાખતા. સિદ્ધપુરનો રુદ્રમાળ આખોએ તોડેલો નહિ. જો તેમ હોત તો તેના હાલના સ્તંભો અને તોરણો તેમજ એ ત્રણ નાના દેવળો કાયમ છે, તે ઉભા રાખવાનું શું કારણ? મૂળ તો તેમણે તેની મૂર્તિઓનું ખંડન કરીને અને ઉપરના માળ ઉતારીને નીચેનો માળ કાયમ રાખ્યો હશે—મોઢેરાના સૂર્ય મંદિરની પેઠે, પણ પાછળથી હિંદુઓની બેદરકારીથી તેનો નાશ થયેલો. વળી કેટલાક મંદિરોની મુસલમાનોએ મસ્જીદો અને દરગાહો બનાવી હતી. કાશીવિશ્વનાથ, પ્રભાસ આદિના મંદિરોની એ પ્રમાણે મસ્જીદો બનાવવામાં આવી હતી. વઢવાણની પાદરમસ્જીદ મૂળ જૈન પાર્શ્વવસહિકા હતી. સિદ્ધપુરની જામે મસ્જીદ એ રુદ્રમાળનો જ ભાગ છે. પાટણમાં મુક્તમસ્જીદ, શેખફરીદ અને બાવા હાજીની દરગાહો પણ અત્યારે તેમના મૂળ સ્વરૂપમાં કાયમ હોય તેમ જણાતું નથી. તેમની પાછળ વહી મરામત થએલી લાગે છે અને તે પણ માત્ર જુજ જુજ સંખ્યામાં રહી છે. તેમના નાશનું કારણ તે પછીના હિંદુ રાજકર્તાઓ છે. મુસલમાનોના હિંદમંદિરોના વિનાશના પ્રતિકાર રૂપે મરાઠાઓ મુસલમાનોની મસ્જીદો અને દરગાહો તોડી નાખતા એ ઇતિહાસ પ્રસિદ્ધ બીના છે. પોતાના મૂળ ધાર્મિક મંદિરની મસ્જીદો બનેલી જોતા સ્વાભાવિક રીતેજ તેમનું ઝનુન ઉછળી

1 Archeological Antiquities of Northern Gujarat pp 91-92

આવતું અને તેથી તેનો નાશ કરતા. સિદ્ધપુરમાં હાલ જ્યાં સિધ્ધનાથ મહાદેવની વાડી છે, ત્યાં પહેલા કોઈ દર્ગાહ કે કબ્રસ્તાન હતું એમ કહેવાય છે. એ પ્રમાણે પાટણની આદિના મસજીદનો પણ પાછળથી નાશ થયેલો હશે. તે મસજીદ છેક મીરાત–અહમ્મદીના કર્તાએ ઈ. સ ૧૭૫૬ ના અરસામાં જોઈ હતી અને તેની આ પ્રમાણે તારીફ કરી હતી —

The pillars of the same, as known to common people, are so numerous that one often makes a mistake in counting them. They also relate that it was once an idol temple converted into a mosque.[1]

વાન ટ્વીસ્ટ નામના પરદેશી મુસાફરે લખ્યું હતું કે તેને એક હજાર અને પચાસ થાંભલા હતા. અત્યારે એનો એક પણ પત્થર હયાત નથી. માત્ર તે જગોની આસપાસ તેના વિશાળ પાયા દર્શાવતી ઉંડી ખાઇ છે. મી. કૌઝીન્સે ઈ. સ. ૧૮૯૦ માં તે સ્થળ જોયું ત્યારે ત્યાં ઘણા પત્થરો હતા. એક મોટો જમીન અંદરનો હોજ તૂટેલી દશામાં હતો.[2] પણ તેમાનુ અત્યારે તો કશુંએ નથી; તે જગાએ ખેડુતોએ ઘાસ ભરવાનો વાડો કર્યો છે! હું ધારૂ છું કે આ સ્થળે કદાચ મૂળરાજે બંધાવેલો ભવ્ય ત્રિમૂર્તિપ્રાસાદ હશે. એ જગા અત્યારે

---

1 Arch Survey of northern Gujarat, p. 53.

2 The numerous stones that still lie half buried in the site are all fragments from old Jain or Hindu work. Towards the North side of the court yard in front of where the mosque stood was an under ground cistern or tank, some of the vaulted chambers of which, remain. —Arch Ant. North Guj. p. 54.

ચા મો ફીટ લાબી અને ત્રણસો ફીટ પહોળી છે, એટલે સિદ્ધપુરના રુદ્રમાળ કરતા વિશાળ કદાચ નહિ પણ તેના જેવો તો ભવ્ય પ્રાસાદ ત્યા હશેજ આ તો આવા તો અનેક મદિરો પાટણમા હતા વનરાજના ધવલગૃહ, પચાસર અને કટેશ્વરીનુ મદિર, યોગરાજનુ યોગેશ્વરીનુ મદિર, ભુયગડનુ ભુયગડેશ્વરનુ મદિર, મૂળરાજના મૂલવસહિકા, મુજાલદેવપ્રાસાદ અને ત્રિમૂર્તિપ્રાસાદ, ચામુડના ચદનાથ અને ચાચિણે-શ્વરના મદિરો, દુર્લભનુ મદનશકરનુ મદિર, દુર્લભ સરોવર અને આતમાળનુ ધવલગૃહ, ભીમનો વીરપ્રાસાદ, ત્રિપુરુષપ્રાસાદ અને ભીમે-શ્વરદેવ અને ભીરુઆણીદેવીના મદિરો અને કર્ણનો કર્ણમેરુપ્રાસાદ, કુમારપાળના મૃષકપ્રાસાદ, કરડવિહાર, યૂકાવિહાર આદિ બત્રીસ મદિરો એટલા તો ગ્રથોમા નોધાએલા છે

તે ઉપરાત અણનોધાએલા તો કેટલાએ હશે થોડા વર્ષ ઉપર જ સારગદેવ વાઘેલાના સમયના એક કૃષ્ણમદિરનો શિલાલેખ ખોદકામ કરતા નીકળ્યો હતો વળી, વિમળશાહ, વસ્તુપાળ, તેજપાળ, આદિએ આબુ તારગા, શત્રુજય, ગિરનાર ઉપર બધાવેલા ભવ્ય જૈન મદિરો જોઇએ છીએ ત્યારે એમ લાગે છે કે એ જૈન ધનાઢ્યોએ પોતાના વતનમા પણ તેવા મદિરો અવશ્ય બધાવ્યા હશે તે ઉપરાત પાટણના મહામાત્યો અને લક્ષાધીશ તથા કોટિપતિ ગોઠીઆઓના રહેવાના મકાનો પણ સુદર કળાના નમૂના હશે વસ્તુપાળના સમયના કાઈ પોરવાડ વણિકના નામના કુટા લેખવાળા બે થાભલા કાળકાના મદિરમા છે [3] એ તેમના રહેવાના મહેલના હોય જોઈએ આ મકાનો જો અત્યારે હોત તો આગ્રાના તાજમહેલને ટક્કર મારે તેવા હોત

૩ આ બે લેખ આ પ્રમાણે છે— (૧) ૧ સં ૧૨૮૪ વર્ષે श्रीमत्पत्तनवास्तव्य ठ० श्री पूनसींह सुत ठ० आल्हणदेविकुक्षिभू ठ० पेथड ॥ (२) १ स १२८४ वर्षे श्रीमत्पत्तनवास्तव्य प्राग्वाट ठ श्री चडप्रसादसुत ठ० श्री सोम ॥

એમાં શક નથી. ડભોઈ, ઝીંઝુવાડા, વીરમગામ આદિના કિલ્લા નિહાળો; કેવા ભવ્ય છે! પાટણના જે રાજકર્તાઓએ પોતાનાં રાજ્યનાં અન્ય સ્થળોએ આવા કિલ્લાઓ બંધાવ્યા, તેમણે પોતાની રાજધાનીનો બંધાવેલો કિલ્લો તો એના કરતાં હજાર દરજ્જે ઉત્તમ પ્રકારનો હશે એમાં શી શંકા? અને તે માત્ર રાજગઢીના સ્થળે આવેલા ઉંચા ઉંચા માટીના ડુંગરો જોઈએ છીએ ત્યારે તેની પ્રતીતિ થયા સિવાય રહેતી નથી, પરંતુ પ્રાચીન પાટણનાં અવશેષોમાં અત્યારે તો માત્ર રાણીના વાવના કુવાનો અલ્પ ભાગ અને રાજગઢીના કોટનો થોડોક ભાગ રહેલાં છે. તે તેમજ મુસલમાનોએ મૂળ હિંદુ મંદિરોની કરેલી દર્ગાહો–મુખ્તમહ્છ શેખફરીદ આદિ–પણ રક્ષણના અભાવે તુટતી જાય છે. કર્નલ ટૉડે સો વરસ ઉપર ભવ્ય તોરણને નકશી કામ વાળા દરવાજાનાં બારસાખ જોયાં હતાં તે પણ અત્યારે નથી, એટલું જ નહિ પણ તે કઈ જગ્યાએ હતાં તેની પણ કોઈને માહિતી નથી.[1] પરંતુ જે જગ્યાનો છસો વરસ સુધી પત્થરની ખાણ તરીકે ઉપયોગ થયો તે જગ્યાએ શું બાકી રહે?

પ્રથમ તો એમ કહેવાય છે કે અમદાવાદ બંધાયું તેમાં પાટણનો પત્થર વપરાયો હતો. મીરાતે અહમ્મદીમાં લખ્યું છે કે All the marble used at Ahmedabad and other places was brought from thence.[2] ત્યાર પછી નવા પાટણનો કોટ અને એમાં જે જે મકાનો બંધાયાં તેમાં જૂના પાટણના પત્થરો જ વપરાયા હતા, કેમકે પાટણમાં માત્ર પચીસેક વરસથીજ બહારથી પત્થર આવવા માંડયો છે. ત્યાર પહેલાં બીલકુલ પત્થર બહારથી આવતોજ નહિ. ત્યાં કેટલા બધા પત્થરો હતા, તેનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે અમદાવાદ બંધાયું, નવું પાટણ તૈયાર થયું અને ત્યાર પછી સાડાચારસો

૧ એમ અનુમાન થાય છે કે નવી કાળકા અને જુના કોટની વચ્ચેના ભાગ ઉપર તે હશે.

2 Baroda Gazetteer Vol. 2. p. 574.

વર્ષ સુધી તેના મકાનોમા પથ્થર વપરાયો છતા પણ માત્ર કોટમો વર્ષ ઉપર જ ભીંતે અહમ્મદીના કર્તા અલીમહમદખાને ભગ્ન ખંડીએરો ઉપરાંત પાટણની આગમ કરતા ત્રણ કોસ સુધી પથ્થરના ઢગના ઢગ પડેલા જોયા હતા—

There are many remains of grand buildings which show that a great and splendid city Patan was in old times For nearly three Kos round the present city, the ground is strewn with bricks and blocs which attest the truth of this relation અત્યારે એકપણ પથ્થર પડેલો નથી તેથી કોટમો વર્ષમાજ કેટલો વિનાશ થયો છે? અને આ પથ્થર પાણીના મૂલે વેચાયા જે અહીથી આખા વર્ષ દરમીઆન પથ્થરો કાઢી જવાનો ઇજારો માત્ર થોડા હજાર રૂપીઆ લઇને આપવામા આવતો [3] અને ઇજારદાર ગાડા દીઠ જુજ રકમ ચાર-છાટ કે બે રૂપીઆ-ગાડા ભરાવતો તે વ્યાજેથી એક ગાડામા ચાર ગાડા જેટલો માલ ભરવામા આવતો અને પછી તેના જુદા ગાડા કરવામા આવતા ત્યારે પથ્થર ખૂટ્યો ત્યારેજ આ પ્રથા બંધ પડી લાગે છે જો કે ઓમ્મે ગેઝીટીઅરમા લખ્યુ છે કે તે પ્રથા એકદમ બંધ કરવામા આવી છે (ઈ સ ૧૮૮૩), છતા ઇજારાથી નહિ તો પણ ખાનગી લાગવગથી પથ્થરો લઈ જવામા આવતા હશે તેમા શક નથી કેમકે મી બર્જેસે ૧૮૯૦મા Arch Anti of North Guj એ પુસ્તકમા તથા ગ સ ગોવિંદભાઇએ ઈ સ ૧૯૨૩મા Baroda Gazetteerમા લખ્યુ છે કે—

What remains could exist of its former splendour when for six centuries, its ruins have

---

3 The right to dig for stone used to be let out for a few thousand rupees a year Bombay Gazetteer, Vol 7 p 60

been despoiled of chiselled marble and carved stone and continues to be dug over for such materials?[1]

બાકી રહેલા પત્થરોનો ભઠ્ઠીઓમાં પકવાઈને ચુનો બન્યો. ઉક્ત પુસ્તકમાંજ લખ્યું છે કે--

The fragments of marble shrines that had not been carried off have latterly been dug out, sold and carted away to be burnt into lime.[2]

આવા વિનાશ પાટણમાંજ થયો છે એમ નથી; સર્વત્ર થયો છે. વાઘેલમાં મોઢેરાના જેવું મંદિર ફ્રોર્બસે જોએલું તે અત્યારે નથી. તેના પત્થરો રાધનપુરમાં એક નવું તળાવ બાંધવાને ૧૮૬૭–૭૦ સુધીમાં લઇ જવામાં આવ્યા હતા! પાલનપુર એજન્સીમાં બીલડી. મુંડકા. બેમાણુમાં આરસનાં સુંદર દેવળો ઇ. સ. ૧૮૯૦ પહેલાં ૪૦ વરસ ઉપર હતાં, પણ તે સાલમાંજ તેના અલ્પ ભાગ રહ્યા હતા, તો અત્યારે તો નામ નિશાન પણ શેનું હશે?

આવા પ્રકારની બરબાદી હિન્દી લોકોના હાથેજ થઈ છે એમ નથી, પરન્તુ અંગ્રેજોએ પણ તેમ કર્યું છે. શીરોહી રાજ્યમાં આવેલાં ચંદ્રાવતી, પાલનપુર રાજ્યનાં રોહા અને સરોટ્રાનાં ખંડેરોના પત્થરો રેલ્વેની સડક અને પુલ તથા બંગલા બાંધવામાં એ લોકોએ વાપર્યા હતા. ઇ સ. ૧૮૮૪ માં Gustave le Bon નામના એક ફ્રેન્ચમેને લખ્યું હતુ કે—

The English pickaxe is unmerciful and whenever any temple is found situated upon a road under construction, porticoes columns and

1 Baroda Gaze. Vol. 2. p. 574.

2 Ibid.

statues fall under the pickave of the demolisher to go and help to consolidate some embankments [3]

ચન્દ્રાવતીમાં કર્નલ ટોડે જોએલું આરસનું સુંદર મંદિર—જેનું ચિત્ર તેમના Travels in \\ estern India એ નામના પુસ્તકમાં આપ્યું છે—૧૮૯૦ માં મી. કાઝીન્સે મુલાકાત લીધી ત્યારે નાશ પામ્યું અને ત્યાંથી થોડે દૂર રેલ્વેલાઇન પાસે સો ઉપરાંત ગાડાં ભરાય તેટલા પત્થરોના ઢગલા પડ્યા હતા. બાકીના પત્થરોનો ત્યાંના પુલ વગેરેમાં ઉપયોગ થયો હતો. તેઓ લખે છે કે:—

There under the railway bridge on each side of the stone piers in the river bed, lie, in heaps upwards of hundred cart loads of sculptured fragments and images, the unused portions of the vast amount of marble carried off from the temples It has been wholesale on the railway ... Nor is this at all a solitary instance of such wanton destruction by railway contractors and others, it has been only too common [1]

આ પ્રમાણે અંગ્રેજ હકુમતમાં પણ બન્યું છે. આ વિનાશથી કેટલું બધું નુકસાન થયું હશે તેની કલ્પના પણ થઈ શકતી નથી. સહસ્રલિંગ તળાવ અને રાણીની વાવનો—જે અત્યારે હોત તો આપણા ગુજરાતમાં તેમની જોડી હોત નહિ—એક પણ પત્થર બચેલો નથી. રાણીની વાવના કુવાના મોઢે એક પત્થરના નકશો હોવાનું બર્જેસે લખ્યું છે તે પણ અત્યારે નથી. સહસ્રલિંગની મોટી પ્રશસ્તિ શ્રીપાલ કવિએ લખી હતી એમ **प्रबंध चिंतामणि**માં ઉલ્લેખ છે. તેનું નામ નિશાન અત્યારે

3 Arch Antiquities of North Guj p 98–99
1 Ibid

જણાતું નથી. માત્ર પાટણમાં વિજળકૂવાના મહાદેવના મંદિરમાં બે ન્હાના પત્થરો છે. તેના ઉપરના શ્લોકો બરોબર વાંચી શકાતા નથી, પણ તે સહસ્રલિંગની પ્રશસ્તિના હોય એમ જણાય છે. તેના શ્લોકોની સંખ્યા અને પંક્તિઓ જોતાં એ પ્રશસ્તિના એવા સંખ્યાબંધ પત્થરો હશે એમ લાગે છે. સિદ્ધપુરના રૂદ્રમાળમાં કર્નલ ટોડે મૂળરાજનો સં. ૯૯૮ અને સિદ્ધરાજનો ૧૨૦૨નો એમ બે લેખો જોયા હતા. તે પણ અત્યારે નથી. જો પ્રથમનો લેખ હોત તો તેથી ચાવડા વંશનું અંતિમ વર્ષ અને મૂળરાજના રાજ્યાભિષેકનું વર્ષ-જે વિશે મતભેદ છે-નો નિશ્ચય થઇ શકત. આ પ્રમાણે કેટલાએ ઐતિહાસિક લેખોવાળા પત્થરો લઈ જવાથી ઇતિહાસની અમૂલ્ય સામગ્રીનો નાશ થયો હશે! ઘણા પત્થરોના લેખો છોલી નાખવામાં આવ્યા હશે અથવા તો મકાનોમાં ઉંધા ચણી લેવામાં આવ્યા હશે! કેટલાક પાયામાં પણ પૂરાઇ ગયા હશે! કર્નલ ટોડે જોએલો અનુપમ કારીગરીવાળો દરવાજો હયાત ન હોવાથી મી. બર્જેસે નીચે પ્રમાણે વિલાપ કરેલો તે આખા વિનાશને લાગુ પડે છે-

Every vestige of it has been carried away adding another to the many losses that are so frequently occurring to make us wish some efficient check could be put on such vandalism in the destruction of relics so valuable to the antiquarian, the architectural critic and the historian [૨]

ખેર, જે હાનિ થવાની હતી તેતો થઈ ગઈ. પણ હજી વિશેષ નુકશાન થતું અટકાવવાની જરૂર નથી? વડનગરના બે કીર્તિસ્તંભ સંબંધી બર્જેસે ઉલ્લેખ કર્યો છે, પણ મેં થોડા વર્ષ ઉપર તે જોયા ત્યારે એકજ હયાત હતો અને બીજાના પત્થરોનો ઢગલો પડ્યો હતો. એમાંનો એક

2. Arch Survey N. Guj. P. 37.

અત્યારે છે કે કેમ તે કોણ જાણે! બીજાના પથ્થર અત્યારે ક્યાં હશે? એ મળ તો કોઈ પ્રાચીન મંદિરના રૂદ્રમાળ જેવા દરવાજાના ભાગ હોવા જોઈએ પાટણમાં પ્રાચીન મંદિર અત્યારે તો નથી, પણ જે પ્રાચીન દર્ગાહો—જેવી કે મુખ્તમજી, શેખફરીદ, બવાહાજી—મૂળ હિંદુ મંદિર હોવાનું જણાય છે, તેના સંરક્ષણની બહુ અગત્ય છે ભદ્રની અંદર જવા-મર્દખાન બાબીની મસ્જીદ હતી, તે અત્યારે રહી નથી. પીર મુખ્તમજીની દર્ગાહ મૂળ હેમચંદ્રાચાર્યજીની પૌષધશાળા હતી એમ કહેવાય છે તે અત્યારે બીસ્માર હાલતમાં છે સહસ્રલિંગની જોડે નદીની વચ્ચોવચ શેખ-ફરીદની દર્ગાહ છે, તેમાં સુંદર કારીગરીની જાળીઓ અને ઘુમટો છે તે દર વર્ષે તુટતી જાય છે બર્જેસે તેના એક ઘુમટનું—પદ્મકારની ભવ્ય કારીગરીનું—ચિત્ર આપ્યું છે તે અત્યારે નથી વડોદરાના મ્યુઝીઅમમાં તેના ભાંગેલા ભાગ લઈ જવામાં આવ્યા છે એમ સાંભળ્યું છે પાટણમાં અઘોર દરવાજા પાસેના સ્થાનને 'સગ' કહેવામાં આવે છે ત્યાં મોટી સગાઈ—ધર્મશાળા હતી અને એક શિલાલેખ હતો એમ કહેવાય છે તેનું અત્યારે નામનિશાન પણ નથી રહ્યું ભાલણ કવિની સમાધ પણ ભાંગી-તુટી દશામાં છે, તે સમરાવવાની ખાસ જરૂર છે તે ઉપરાંત દેલમાલ, રોડા, મોઢેરા સુણક, કસરા, રૂહાવી ધીણોજ, કનોડા, મોટપ, ગોરાદ, વગેરે ગામોના મંદિરોના જે ભાગ બચ્યા હોય તેના સંરક્ષણ માટે પણ પ્રબંધ થવાની આવશ્યકતા છે વળી પ્રાચીન કારીગરીવાળા સ્તંભો અને પથ્થર નવા મકાનમાં વપરાયા હોય તે પરદેશ જતા અટકાવવાની ખાસ જરૂર છે પાટણના વાડી—પાર્શ્વનાથના મંદિરના સુંદર કારીગરી વાળા લાકડાના ગોખ અત્યારે નવું મંદિર થતાં જોવામાં આવતા નથી તે ઘણા વર્ષો ઉપર જર્મની વેચાઈ ગયા હતા એમ સાંભળ્યું છે વૈકુંઠનાથની વાડીમાં ઉમદા કોતરકામના આરસના પથ્થર ઓટલામાં ચણેલા હતા તે તો હજી થોડા માસ ઉપર જ જુજ રકમમાં—(૨૦૦) રૂપીઆમાં—વેચાઈને અમેરીકા ગયા છે।

પ્રાચીનવસ્તુવિજ્ઞાનસંસ્થાનું પુરાતન મકાનોના સંરક્ષણ ઉપરાંત બીજું કામ ખોદાણનું છે. ગુજરાતમાં હજી સુધી આ કામ કોઇએ કર્યું હોય તેમ જણાતું નથી. આ કામ જો કરવામાં આવે તો ઇતિહાસ પર ઘણો નવીન પ્રકાશ પડવાનો સંભવ છે. કેટલાંક નગરોનાં અત્યારે નામનિશાન પણ નથી રહ્યાં-જેવાં કે ચંદ્રાવતી, અસાવલ, કર્ણાવતી[1] વગેરે. તેનાં સ્થળોએ ખોદકામ કરવામાં આવે તો પ્રાચીન મકાનો નીકળવાનો સંભવ છે. બીજાં કેટલાંક સ્થળો પ્રથમ મોટાં નગરો હતાં, પણ અત્યારે તે જગાએ નાનાં ગામડાં છે. તે આ પ્રમાણે-શ્રીમાલ, ઝાલોરા, મોઢેરા, વડનગર, પંચાસર, વાયડ ડીસા. ધોળકા, ખંભાત, ગાંભુ, વળા, વંથલી. પ્રભાસ આદિ તેમની મૂળ જગા છોડીને વસેલાં છે અને ઘણાંખરાં તો પાટણ કરતાં પણ પ્રાચીન છે. વળાની જગાએ વલ્લભી, શ્રીમાલની જગાએ ભિન્નમાળ, વંથળીની જગાએ વામનસ્થળી વગેરે વિશાળ નગરો હતાં. ત્યાં ખોદકામ કરવામાં આવે તો ઐતિહાસિક સામગ્રી મળી શકે. કેટલાંક સ્થળોનો નિર્દેશ ગ્રીક અને આરબ મુસાફરોએ કરેલો છે. જનવાળ (ચુંવાળ)[2] સેમુર, કામ્બીકન, આરબોએ અને બરાકે, ઓકસોમીસ, આર્બદરઉ, અસીન્દા, થીઓફીલ આદિ ગ્રીકોએ. તે પણ શું ખોળી કાઢવાની જરૂર નથી?

વડનગરની આસપાસ ખોદાણ કરવામાં આવે તો પ્રાચીન મકાનોના

---

૧ સામાન્ય રીતે એમ મનાતું છે કે હાલના અમદાવાદની જગોએ કર્ણાવતી હતી, પણ હું તેમ ધારતો નથી, કારણ કે તે શહેર કર્ણસાગરની પડોશમાં હતું અને એ સ્થળ તો મોઢેરાની જોડે છે. ત્યાં કર્ણસાગર નામનું ગામડું પણ છે. કર્ણાવતી ત્યાંજ હોવી જોઇએ. અમદાવાદની જોડે તો અસાવલ અથવા આશાપલ્લી હતું.

૨ જનવાલ જો ચુંવાળજ હોય તો પહેલાં એ નામનું નગર હોવું જોઇએ. અત્યારે તો બહુચરાજીની આસપાસના મુલકને એ સંજ્ઞા આપવામાં આવે છે. સૈમુર તે રાધનપુર પાસેનું 'સમી' ગામ નહિ હોય?

ભાગ અવશ્ય નીકળે કારણ કે હાલ જે તે કરતા તે મળ બહુ મોટું હોવું જોઈએ તેની આસપાસ તેની નિશાનીઓ પણ છે મોઢેરાની આસપાસ પણ ટેકરા જોવામા આવે છે ત્યા પણ મકાનો દટાએલા હોવાનો સભવ છે. વાયુપુરાણમા જણાવેલા વાયડના ચાર કુડોનો પણ પત્તો લગાડવાની જરૂર છે પ્રાચીન ખભાતની જાહોજલાલી શુ ભાર્ગભમા દટાઈ નહિ હોય ? વનરાજના બાપની રાજધાનીમા જો ખોદકામ કરવામા આવે તો પચાસર વિશેનુ આપણુ અજ્ઞાન કદાચ ઓછુ થાય. મી બર્જેસે લખ્યુ છે કે ઈ સ ૧૮૯૦ મા તેની પૂર્વ દિશાએ ૨૦ થી ૩૦ ફુટ ઉચા ટેકરા હતા—

[1] To the east of the village are some mounds from twenty to thirty feet in height

Arch Anti of North Guj p 95

પાટણની આસપાસ પણ જો ખોદાણ કરવામા આવે તો પ્રાચીન અવશેષો નીકળવાનો સભવ છે પાટણ પણ હાલ જે જગાએ છે ત્યા આખુ હશે નહિ કેમકે, હાલના પાટણ કરતા અણહીલવાડનો વિસ્તાર ઘણો મોટો હોવો જોઈએ [1]હાલ જે સ્થળે પાટણ છે ત્યા મૂળ નગરનો એક ભાગ અવશ્ય હોવો જોઈએ, કેમકે કુવા, ભોયરા, ટાકા વગેરે ખોદતી વખતે પ્રાચીન મકાનોના પાણીઆરા વગેરે ભાગ નીકળે છે હાલમા જ ત્રણ દરવાજા—જેને ત્રિપોળીયુ કહેવામા આવે છે અને એ નામ પ્રાચીનતાસૂચક છે—ઉપર ટાવર કરવા માટે ખોદાણ કરાવતા ૧૨ ફીટ નીચે તેની કુભીઓ અને રાજમાર્ગની પથ્થરબધ સડક નીકળી છે' એ ઉપરથી

---

[1] કર્નલ ટોડે પાટણના વિસ્તાર અને સમૃદ્ધિ સબધી જે ઉતારો **કુમારપાલ चरित्र**મા છે એમ કરીને આપ્યો છે અને તેનો ઉપયોગ ફાર્બસ, બર્જેસ આદિ લેખકોએ કર્યો છે, તે જિનમડળના **कु च** મા જણાતો નથી તોપણ એટલુ તો ખરુ છે કે પરદેશી મુસાફરોના વૃતાતો જતા તેનો વિસ્તાર બહુ મોટો હશે

જણાય છે કે એ ત્રણ દરવાજા–મૂળ પાટણના હશે. ઉપરનો ભાગ જોતાં તે નવીન લાગે છે—મુસલમાન કે મરાઠી રાજ્યકાળમાં થએલો. કેમકે ઉપરની કુંભીઓ નવીન છે, પરંતુ અંદરથી જે ભાગ નીકળ્યો છે તે જોતાં તે દરવાજા પ્રાચીન પાટણના હોવા જોઇએ. બહારનો ભાગ જોતાં પ્રથમ એમ લાગતું હતું કે તે અમદાવાદના ત્રણ દરવાજા પછી થયા હોવા જોઇએ. પણ હવે એમ અનુમાન થાય છે કે જે લૌકિક આખ્યાયિકા છે કે પાટણના દરવાજાના નમૂના ઉપર અમદાવાદના ત્રણ દરવાજા બંધાયા છે, એ ખરી લાગે છે. મૂળ જુના દરવાજા પડી ગયા પછી અને બાર ફુટ જમીન ચઢી ગયા પછી હાલના દરવાજા ચણાયા હશે. સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે પાટણની પશ્ચિમ દિશાએ જુનું નગર હશે, એ વાત ખરી છે કેમકે ત્યાંથી એક ગાઉ ઉપર અનાવાડું નામનું ગામડું છે, તે મૂળ અણહીલવાડનું નામ સ્મરણ કરાવે છે, પરંતુ હાલના પાટણની જગ્યાએ પણ એક ભાગ હોવો જોઇએ એ સ્પષ્ટ છે. મીરાતે–અહમ્મદીના કર્તાએ લખ્યું હતું કે પાટણની ચારે દિશાએ ત્રણ કોશ સુધી જુના પત્થરો અને ઇંટો પડેલાં છે. બર્જેસે પણ ઈ. સ. ૧૮૮૦માં પૂર્વ ઉત્તર અને દક્ષિણ દિશાએ એક માઇલ સુધી જુના પાટણનાં અવશેષો જોયા હતા—

On the east of the prasent town to the distance of about a mile as well as beyond the north and south boundaries of it there are traces of old Anahilvad—showing that the circumference of twelve kos or eighteen miles assigned to it by the Charitra was not much, if at all, exaggerated.

Baroda Gazetteer vol. 2. p. 575.

આ જોતાં હાલના પાટણની જગોએ પણ મૂળનો કેટલોક ભાગ હોવો જોઇએ. પાટણના ઘણા મ્હોલ્લાઓની પ્રાચીનતા–જેવા કે ફોફળી-

આવાડો, કટકીઆવાડો, ચોખાવટીઆનોપાડો, મણીઆતીપાડો, ગજ-ડાવાડો વગેરે–પણ તેજ વાતનું સમર્થન કરે છે મારૂ અનુમાન એમ છે કે મળ પાટણનો હાલના પાટણની જગ્યાએ ½ ભાગ અને પશ્ચિમ દિશાએ ½ ભાગ હોવા જોઈએ કાળકાની પાછળનો ભાગ જુનો કોટ કહેવાય છે–જ્યા ગજગઢી હશે એમ ધારવુ છે તેનો ઘેરાવો ૩ માઈલ રતા પણ વધારે છે પશ્ચિમે ત્રણ ગાઉ ઉપર આવેલા વડલી ગામમા પાટણનો ઘીકાટો હતો એમ કહેવાય છે આ જગાએ જો કે હવે તો ખેતર થઈ ગયા છે, છતાં પણ કેટલાક ઉચાણના ભાગો છે, ત્યા ખોદકામ થાય તો પ્રાચીન અવશેષો મળે એમ આશા છે, કેમકે પાટણનો વિનાશ થવાના કારણોમા એક કુદરતી કારણ પણ હોવુ જોઈએ સહસ્રલિંગ તળાવ ઘણા વરસાદથી કે નદીનો પ્રવાહ મળવાથી ફાટેલુ અને તેનુ પાણી શહેરમા ફરી વળેલુ એમ ધારવુ છે, કારણ કે પાટણના વાયવ્ય ખુણાના દરવાજાનુ નામ 'ફાટી પાળનો દરવાજો' એવુ છે જો આમ થયુ હોય તો ઘણા મકાનો દટાઈ જવાનો સભવ છે સવત ૧૯૫૬ના દુષ્કાળના કામોમા સહસ્રલિંગમા ખોદાણ કરાવતી વખતે તેમા પત્થરના બંધ પુલ જેવી સડક નીકળી હતી

ખોદાણકામથી શિલાલેખો પણ મળવાનો સભવ રહે છે, કેમકે પાનાના પત્થરો દટાએલા હશે તે નીકળી આવે પદરેક વર્ષ ઉપર અનાવાડા ગામની પાસે વરસાદને લીધે જમીન ધોવાતા ઘણા પ્રાચીન કારીગરીના પત્થરો ઉપરાંત સારંગદેવ વાઘેલાના વખતનો સં ૧૩૪૮ની

૧ હાલમા સહસ્રલિંગ તળાવની જોડે જોડે નદીનો પ્રવાહ વહે છે તે ત્યા મૂળ હોવો ન જોઈએ નદીની પાસેજ તળાવ ખોદાવવાની કોઈ મૂર્ખતા કરે નહિ તેમજ નદીની વચ્ચોવચ્ચ શેખફરીદની દરગાહ છે તે પણ મૂળ ત્યા બધાયેલી ન હોવી જોઈએ આથી નદી તે જગાએથી દૂર ઉત્તર તરફ હશે એમ હુ માનુ છુ ચાર ગાઉ ઉપર કાસા ગામ છે, ત્યા સવી નદીની રેતીનુ દળ છે તેથી મૂળ ત્યા તેનુ વહેન હોવુ જોઈએ

સાલનો એક શિલાલેખ મળી આવ્યો હતો. તે કોઈ પ્રાચીન કૃષ્ણમંદિરનો હતો અને તેમાં નગરના મહાજને તેના નિભાવ માટે જતા આવતા માલ ઉપર લાગો નાખેલાનો ઉલ્લેખ હતો; આ લેખ મેં ગુજરાતીના ઇ. સ. ૧૯૧૦ના દિવાળી અંકમાં પ્રકટ કરાવ્યો હતો.

પ્રાચીન પાટણમાં હાલ છે તેમ જૈન પુસ્તક ભંડારો ઘણા હતા. કુમારપાળ, વસ્તુપાળ આદિએ તો તે પાછળ લાખો રૂપીઆ ખરચ્યા હતા તેમ ઉલ્લેખો જોવામાં આવે છે. તે વિદ્યાનું કેન્દ્ર સ્થળ હતું. એટલે પંડિતોનાં ખાનગી પુસ્તકાલયો પણ ઘણાં હોવા જોઇએ. પાટણના પતન વખતે લોકો ઘરબાર મૂકીને નાઠેલાં તેથી, અગર તો કુદરતી આફતથી મકાનો પડી જઈ દટાઈ જતાં પુસ્તકો દટાએલાં હોવાનો સંભવ છે. ખોદકામથી પ્રાચીન ગ્રંથો નિકળી આવે તો કેટલો લાભ થાય? મધ્ય એશિઆમાંથી તેવાં હજારો પુસ્તકો નીકળ્યાં છે. સંસ્કૃત સાહિત્ય હજી આપણને બહુ અપૂર્ણ મળ્યું છે. આવા પ્રાચીન દટાએલા ભંડારો નીકળે તો તેની પૂર્તિ કેટલી બધી થાય?

પ્રાચીનવસ્તુવિજ્ઞાનસંસ્થા ગુજરાતની શિલ્પ વિદ્યાનું પણ રક્ષણ કરી શકે. ગુજરાતનું શિલ્પ બીજા પ્રાંતો કરતાં જુદી તરેહનું છે. આબુ, તારંગા, ગિરનાર આદિ પ્રાચીન મંદિરોનું શિલ્પ જોઇને પરદેશીઓ ચકિત થઈ જાય છે. ગુજરાતના શિલ્પમાં વિશેષતા એ છે કે તે કલા હજી સુધી જીવન્ત દશામાં છે. અમદાવાદનું હઠિસીંગનું મંદિર માત્ર સો વર્ષ ઉપર જ બંધાયેલું છે, તો પણ તે કળાનો અનુપમ નમૂનો છે. હજી હાલ પણ જૈન મંદિરો પ્રાચીનકળાના આધારે બંધાએ જાય છે. મી. બર્જેસ પણ તેની જીવંત દશાના સંબંધમાં લખે છે કે—

'Gujarat is now the only district in Western India where the architecture of the past is still to some extent a living art and whose early tradition of the craft have been handed down to the present day.

શિલ્પકળાના સિદ્ધાન્ત વિષયક જ્ઞાનના જ્ઞાતાઓ તો અત્યારે વિરલ હશે વ્યવહારિક જ્ઞાન ધરાવનારા સલાટ, કડીઆ તો હજી વિદ્યમાન છે પાટણમાં તે બને પ્રકારનું જ્ઞાન ધરાવનાર ગજવલ્લભના મહભાષાન્તરકાર ગોરજી હિમતવિજયજી હતા તેમની પાસે શિલ્પ-શાસ્ત્રના ગ્રંથોનો સારો જથ્થો હતો, એટલુંજ નહિ પણ તે કલાના બને પ્રકારના જ્ઞાનમાં નિપુણ હતા[૧] થોડા વર્ષો ઉપર પ્રો જેકોબી પાટણ આવેલા તે વખતે તેમની મુલાકાત લીધી હતી અને તેમના જ્ઞાનથી મુગ્ધ થયા હતા તેમણે પૂણે જઈ આર્કીઓલોજી ખાતાવાળા શ્રીયુત દેવદત્ત ભાંડારકરને એ સઘળી વાત કરતા તેમણે શિલ્પનું જ્ઞાન મેળવવા તેમને ખાસ પુણે બોલાવ્યા હતા પણ વૃદ્ધાવસ્થા ને શારીરિક અસ્વસ્થતાને લીધે જઈ શક્યા નહોતા શિલ્પના ગ્રંથોની અંદર પારિભાષિક શબ્દો એટલા બધા હોય છે કે તેના જાણકારની સહાય વિના સમજી શકાય નહિ શ્રીયુત ભાંડારકર જેવાને પણ તે કઠિન લાગ્યા છે એ કલાનું જ્ઞાન ધરાવનાર આવા પંડિતો હવે ગુજરાતમાં હશે કે કેમ એ શંકા ભરેલું છે જો કોઈ સ્થળે એવા વિરલ રત્ન હોય તો ખોળી કાઢી તેનું જ્ઞાન તેમની સાથેજ ચાલ્યું ન જાય તેટલા માટે એ કળાના વિદ્યાર્થીઓ તૈયાર કરવાની જરૂર છે. શિલ્પનું પરંપરાગત વ્યવહારિક જ્ઞાન ધરાવનાર સલાટો પણ હવે નવી પદ્ધતિના મકાનો બંધાતા હોવાથી મરી ખૂટવા લાગ્યા છે તેમનું એનાથી પોષણ ન થવાથી તેઓ સાધારણ મકાનો બાંધવાની મજુરી કરે છે અને પ્રાચીન શૈલીના મકાનોજ બંધાતા નહોય તો એ વિદ્યા કટાઈ જાય અને તે પોતાના સંતાનોને શી રીતે શીખવે?

---

૧ હિમતવિજયજીને શીલ્પનું આવું ઉત્તમ જ્ઞાન હતું તો પણ તેમનું ગુજરાન એ કળાથી ચાલતું નહિ તેઓ લહિઆનો ધંધો કરી ઉદરપોષણ કરતા હતા.

જૈનોનાં દેરાસરો બંધાવવાને તથા રંગાવવાને હવે તો જેપુર તરફના કારીગરો બોલાવવામાં આવે છે. નવું દિલ્હી બંધાયું તેમાં ગુજરાતની શિલ્પકળાનો ઉપયોગ થયો હોય તેમ જણાતું નથી. તેને માટે કોને કાળજી? ગુજરાતમાંજ જેની કદર નથી તેની બહાર કદર શી રીતે થાય? ગુજરાત કાઠીઆવાડમાં રાજા મહારાજાઓ અને શ્રીમંત ગૃહસ્થો છે તેટલા હિંદુસ્તાનના બીજા કોઇ ભાગમાં નહિ હોય, તો પણ તેમાંથી કોઇએ ગુજરાતના પ્રાચીન કલાભિજ્ઞ શિલ્પીઓને પોષ્યા છે કે ગુજરાતની શિલ્પકળા ટકાવી રાખવા પ્રયત્ન કર્યો છે? હજી પણ તે માટે પ્રયત્ન નહિ કરવામાં આવે તો આપણી આ અનુપમ કળાનો નાશ થવાનો પુરો સંભવ છે.

આ બધું શું ગુજરાતી સાહિત્ય પરિષદનું કામ નથી? ગુજરાતમાં ઇતિહાસસંશોધક મંડળ કે પ્રાચીનવસ્તુવિજ્ઞાનની સંસ્થા નથી, તો આ કામ સાહિત્ય પરિષદના કર્તવ્ય ક્ષેત્રમાં આવી શકે છે. ગુજરાતનો ઇતિહાસ અને તેની કલા સાચવવાનું કામ સાહિત્ય પરિષદનું ન હોઇ શકે તો એ કામ કોણ કરે?

ગુજરાતના સ્થાપત્ય, શિલ્પ, મૂર્તિનિર્માણ અને ઇતિહાસમાં આપણી બેદરકારીથી કેટલું નુકશાન થયું છે અને થએ જાય છે અને તે અટકાવવા શા શા ઉપાયો યોજવાની જરૂર છે તેનું વિવેચન કર્યું. હવે તે સંબંધી ટૂંકામાં સ્પષ્ટ સૂચનાઓ કરી આ લેખ પૂરો કરીશ.

(૧) પ્રથમ તો જે સ્થળોનાં પ્રાચીન અવશેષોનુ શાસ્ત્રીય પદ્ધતિએ અવલોકન ન થયું હોય તે કરવાની જરૂર છે. બર્જેસે તેવાં કેટલાંક સ્થળોની નોંધ કરી છે તે આ પ્રમાણે છે—સોનગઢ અને સાલેરના કિલ્લા, વડોદરાની નવલખી વાવ, સેવાશીની વાવ, સોજીત્રાની બે વાવ, અડાલજની વાવ, અને નવસારી, પલસાણા, મહુવા, વરીઆવ, કામરેજ, પાદરા, રાણુ, પેટલાદ, ભાદરણ, વાલમ, મીયાંગામ, અટાલી, ચાંદોદ, કરનાળી, અનસૂયા, બરકાલ, કઠલાલ, બહીઅલ, વાઘજીપૂર, આતરસુંબા,

આતજ, કનોલ નાન્દીપુર, રૂપાલ, ઈરાનપુર, છાલ, લીઓદરા, દેલવાડા. પીલવાઈ, ચગડા, ઇત્યાદિના પ્રાચીન મંદિરો આ સિવાય ડાકીઆવાડ, કચ્છ અને ગુજરાતમાં પણ ઘણા એવા સ્થળો હશે તે બધાના નકશા, ચિત્રો, પ્રતિકૃતિઓ સાથે નિરીક્ષણ થવાની જરૂર છે

(૨) જે સ્થળોના નિરીક્ષણો થયા છે, પણ તેના સંરક્ષણ માટે પ્રબંધ થયો નથી અને જે દિનમે દિનમે નષ્ટ થતા જાય છે, તે બધા છે તેની સ્થિતિમા જળવાઇ રહે તે માટે પણ સાથે સાથે વ્યવસ્થા થવી જોઇએ

(૩) પ્રાચીન એતિહાસિક નગરોના સ્થળો નક્કી કરી, જ્યા ટેકરા હોય અને મકાનો દટાઇ ગયાનો સભવ જણાય, ત્યા ખોદકામ કરીને પ્રાચીન અવશેષો કાઢવા જોઇએ

(૪) આ ખોદકામથી શિલાલેખો તામ્રપત્રો, સિક્કાઓ, ગ્રથો, કોતરણીવાળા વસ્તુઓ—પત્થરો, લાકડા કે ઇટાની—મૂર્તિઓ વગેરે નીકળે તે એક સ્થળે સગ્રાહલય સ્થાપી તેમા શાસ્ત્રીય પદ્ધતિએ ગોઠવવા ખોદકામ કર્યા સિવાય પણ જે જે સ્થળેથી મળી આવે ત્યાથી મેળવીને એકત્ર કરવા

(૫) પ્રાચીન શિલ્પશાસ્ત્રનુ જ્ઞાન ધરાવનાર પંડિતો ખોળી કાઢી તેમની પાસેથી તે જ્ઞાન પ્રાપ્ત કરી લેવાની વ્યવસ્થા થવી જોઇએ. તેમજ તે કલાનુ અને સ્થાપત્યનુ વ્યાવહારિક પરપરાગત જ્ઞાન ધરાવનાર શિલ્પીઓને ઉત્તેજન મળે તેવા કામો રાજા મહારાજા તથા શ્રીમતો કરાવે તેમ તેમને વિનતી કરવી જોઇએ અને તેમનુ જ્ઞાન પણ કારીગરો શીખે તેવા પ્રબધ થવા જોઇએ

આ કાર્યો માટે સાહિત્ય પરિષદે એક ખાસ સંસ્થા ઉપાડવાની જરૂર છે. કદાચ નાણાના અભાવે પરિષદ એ કાર્ય ઉપાડી લેવાને હાલમા સમર્થ નહોય તો તેણે તે માટે ખાસ ઠરાવ કરી તે વિષયના નિષ્ણાતોની એક સમિતિ નીમવી જોઇએ આ સમિતિએ બ્રિટિશ સરકાર,

દેશી રાજ્યો અને શ્રીમંતોની મુલાકાત લઈ આપણા ઇતિહાસ અને કલાના સંરક્ષણ અને સંવર્ધન માટે સહાય કરવા આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ કરવાની આવશ્યકતા છે.

જો સાહિત્ય પરિષદ પુરાતન કલા અને પ્રાચીન ઇતિહાસનો સમુદ્ધાર પોતાના કર્તવ્ય પ્રદેશમાં ગણતી હોય તો આ કાર્ય ત્વરાથી તેણે હાથમાં લેવાની અગત્ય છે.





# વાર્તાઓમાં ઇતિહાસનો વિપર્યાસ

અત્યારે ગુજરાતી ભાષામાં કલાયુક્ત અને રસપ્રચુર નવલકથાઓની ખોટ નથી. 'પાટણની પ્રભુતા' પ્રસિદ્ધ થયા પછી આવી કથાઓ ઘણી પ્રસિદ્ધ થઈ છે. તેમાંની ઘણીકના રસ અને કલાની દૃષ્ટિએ વિવેચનો થયાં છે, પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ તેમની સમીક્ષા ક્વચિત જ થઈ છે. ઐતિહાસિક વાર્તાઓમાં ઇતિહાસનું તત્ત્વ કેટલું છે અને તત્ત્વમાંથી ક્ષમ્ય તત્ત્વ કેટલું છે તે તપાસવાનો સમય હવે આવી લાગ્યો છે.

'કરણઘેલો', 'વનરાજ ચાવડો', આદિ આરંભની વાર્તાઓમાં કલાના અંશ નહિ જેવા હતા, પરંતુ તેમાં ઐતિહાસિક તત્ત્વો યથાર્થ સ્વરૂપમાં હતાં. અનભત તે કાળે જાણવામાં આવેલી એતિહાસિક ઘટનાઓ અનુસાર જ. જ્યારે હાલની ઘણી ઐતિહાસિક કથાઓમાં ઇતિહાસનો વિપર્યાસ જોવામાં આવે છે. આ વાર્તાઓ કલાયુક્ત હોવાથી મોટે ભાગે પ્રમાણમાં વંચાય છે અને લોકપ્રિય થઈ પડે છે, અને તેથી ઇતિહાસનો પ્રચાર જનસમાજમાં ખૂબ થાય છે, પરંતુ તે સાથે વિપરીત તત્ત્વો સત્ય ઇતિહાસ તરીકે સ્વીકારાઈ જાય છે. બાલોપયોગી ઇતિહાસની કેટલીક વાર્તાઓ આવાં કલ્પિત અને વિપરીત તત્ત્વોના આધારે લખાઈ છે. આ માટે ઇતિહાસવિદોએ ઐતિહાસિક નવલકથાઓનાં ઐતિહાસિક તત્ત્વોની સમીક્ષા કરી સત્ય માર્ગદર્શન કરવાની અને ભવિષ્ય માટે લાલ બત્તી ધરવાની આવશ્યકતા છે.

ઐતિહાસિક નવલકથાઓમાં કલાવિધાન માટે કલ્પિત પ્રસંગો અને પાત્રોનું સર્જન આવશ્યક છે. પરંતુ કલાના નામે ઇતિહાસનો વિપર્યાસ ન કરી શકાય. કોઈ કહેશે કે ઇતિહાસના ગ્રંથોમાં તેમ ન થાય, પરંતુ નવલકથા તે કાંઈ ઇતિહાસ નથી. તેમાં તો ગમે તેમ ફેરફાર કરી શકાય તેમને પૂછવાનું કે તેની કંઈ મર્યાદા હોવી જોઈએ કે નહિ ? કુમારપાલને સિદ્ધરાજનો પુત્ર બનાવી શકાય? હેમચંદ્રાચાર્યને નિરક્ષર ચીતરી શકાય? અજયપાલનું ખૂન નહોતું થયું, પણ તે યુદ્ધમાં મરાયો હતો એમ પરિવર્તન થઈ શકે? 'કીર્તિકૌમુદી'ના કર્તા સોમેશ્વરને સિદ્ધરાજનો રાજકવિ બનાવી શકાય? જો એમ કરવામાં આવે તો મનસ્વી તરંગોનો પાર રહે નહિ અને ઇતિહાસમાં અંધાધુંધી ચાલે અને છેવટે સત્ય ઇતિહાસનો લોપ થાય.

ઐતિહાસિક વાર્તાઓમાં કલ્પિત પાત્રોનું સર્જન અનિવાર્ય છે. પરંતુ એ સર્જનમાં તત્કાલીન વિચારપ્રવાહો ઉલટાવવાના પ્રયત્ન હોવો જોઈએ નહિ. 'પાટણની પ્રભુતા'માં આનંદસૂરિ જેવા પાત્રના સર્જન માટે વાંધો હોઇ શકે નહિ. તેમજ જૈન ધર્મના વર્ચસ્વની સ્થાપના માટેની તેની ખટપટ માટે કોઇનો વિરોધ હોઇ શકે નહિ, પરંતુ સૂરિ પદવીવાળો આચાર્ય એ ખટપટમાં પ્રત્યક્ષ ભાગ લે, સૈનિકોની ટુકડીનો સરદાર બને, મંડુકેશ્વરનું મંદિર જળાવી મૂકે, દેવપ્રસાદની પાછળ નદીમાં ભૂસકો મારી તેનું ખૂન કરે એ ઘટનાઓ ઐતિહાસિક દૃષ્ટિએ બરોબર નથી. તે વખતે જૈન આચાર્યો રાજખટપટમાં ભાગ લેતા એ વાત ખરી છે, પરંતુ આવો સક્રિય ભાગ લેતા નહિ. આનંદસૂરિના પાત્રના આવા ચિત્રણને લીધે બીજા ધીર, શાંત અને તપ પરાયણ જૈન આચાર્યોના વર્તન સંબંધી ખોટો ખ્યાલ પેસવાનો સંભવ રહે છે. કોઈપણ લેખક પોતાના સમયના વિચારપ્રવાહોથી અલિપ્ત રહી શકતો નથી અને તેથી ઘણી ઐતિહાસિક નવલકથાઓમાં આધુનિક વિચારોના તરંગો સ્વાભાવિક રીતેજ દેખાય છે. પરંતુ ઐતિહાસિક વાર્તાના ઓઠા

નીચે આધુનિક નવીન વિચારોનો પ્રચાર કરવો એ અપ્રામાણિકતા ગણી શકાય કેટલાક સમાજવાદી લેખકોની નવલકથાઓમા આના ઉદાહરણ મળી આવશે

આપણે કલ્પિત પાત્રોની મર્યાદા આકી, પણ ઐતિહાસિક પાત્રોનુ શુ? ઇતિહાસના પાત્રોના ચરિત્ર મન કલ્પિત ચીતરી શકાય? અથવા તો તેમના ચારિત્ર્યમા મનગમતો ફેરફાર કરી શકાય ખરો? ઇતિહાસમા જેમના માત્ર નામજ જણાયા હોય, પણ જેમના ચરિત્ર વિષે કશો ઉલ્લેખ ન હોય, તેમના ચરિત્રનિરૂપણ સ્વકલ્પના પ્રમાણે કરવાની વાર્તાકારને સ્વતત્રતા છે તથી ઊલટુ જેમનુ ચારિત્ર્ય ઇતિહાસમા સ્પષ્ટ રીતે અકિત થયુ હોય તેમા વધઘટ કરવાની વાર્તાકારને છૂટ ન હોવી જોઈએ વળી જે વ્યક્તિનુ ચરિત્ર ઇતિહાસમા અલ્પત આલેખાયુ હોય, તેને વિસ્તારવાનો વાર્તાકારનો હક્ક હુ કબૂલ રાખુ છુ પરતુ એ વિસ્તાર તે વ્યક્તિના મૂલગત ચારિત્ર્યથી વિપરીત ન હોવો જોઈએ તેવી રીતે અલ્પગુણવાળી વ્યક્તિને બહુગુણવાળી બનાવવી અથવા તો અશત દૂષિત ચારિત્ર્યવાળી વ્યક્તિ પરિપૂર્ણ દોષવાળી બનાવવી એમા પણ બહુ વાંધો કાઢવા જેવુ નથી પરતુ જે વ્યક્તિઓના ચારિત્ર્ય શુદ્ધ હોય અથવા તેમના ચારિત્ર્ય વિરુદ્ધ કશો પણ ઉલ્લેખ ન હોય, તેમને કલકિત કરવાનો કલાકારને કશોજ અધિકાર નથી મુજાલ મત્રીનુ ઇતિહાસમા બહુ મહત્ત્વ નથી તેમ છતા તેને અદ્વિતીય બુદ્ધિશાળી મહાઅમાત્ય બનાવવામા આવ્યો છે તે માટે વાધો લઈ શકાય નહિ પરતુ મીનળદેવી સાથે તેનો સ્નેહસબધ બાધવો તે યોગ્ય ગણાય નહિ સિદ્ધરાજને વિલાસી ચીતરવામા, કુમારપાલને ધર્માંધ ચીતરવામા અથવા તો અજયપાલને ખૂની પ્રકૃતિનો ચીતરવામા કલાકારનો કોઈ વાક કાઢી શકે નહિ, પરતુ 'પાટણની પ્રભુતા'મા ઉદયન મત્રીને કામુક,અને દગાબાજ તરીકે ચીતર્યો છે 'રાજાધિરાજ'મા 'કીર્તિકૌમુદી' ના કર્તા ઉપર ગભીર આક્ષેપો કર્યા છે 'કર્મયોગી રાજેશ્વર' મા 'કીર્તિકૌમુદી'ના કર્તા

સોમેશ્વરના પૂર્વજ વાનેશ્વરી અને જિતેન્દ્રિય[1] રાજપુરોહિત લલ્લશર્માને વિષયલોલુપ પામર મનુષ્ય જેવો ચીતર્યો છે. અને 'રાજ્યહત્યા'માં આભડ મંત્રી જેવા ધર્મનિષ્ઠ ગૃહસ્થને[2] વેશ્યાગામી ચીતર્યો છે–એમાં વાર્તા-લેખકોએ વાર્તાલેખનની સ્વતંત્રતાનો દુરુપયોગ કર્યો છે. 'દેશદિવાન'માં મેરુ ખવાસને સર્વગુણસંપન્ન બનાવ્યો છે એમાં અતિશયોક્તિ છે, તોપણ એ વિષે હરકત નથી પરંતુ એના લેખકે અન્ય વાર્તાઓમાં રાણકદેવીને વિધવા બ્રાહ્મણની પુત્રી બનાવી છે એમાં તો ઇતિહાસ ઉપર અત્યાચાર જ થયેલો મને જણાય છે. ઉપરના જેવાં ચરિત્ર્ય-વાળાં પાત્રોની જો કલામાં જરૂર હતી, તો તેમનું સર્જન કલ્પનામાંથી જ કરવું ઘટતું હતું પણ પ્રતિષ્ઠિત વ્યક્તિઓને દૂષિત કરવાની જરૂર નહોતી.

અન્ય કોઈ ભાષાની ઐતિહાસિક વાર્તાઓમાં એ બનતું નથી, પરંતુ ગુજરાતી ભાષાની ઐતિહાસિક વાર્તાઓમાં વ્યક્તિઓના સગાઇ-સંબંધ બાંધવામાં અણઘટતી છૂટ લેવામાં આવે છે. અને એ પસંદ કરવા જેવું નથી. કલ્પિત પાત્રોના કલ્પિત પાત્રો સાથે અથવા તો ઐતિહાસિક પાત્રોના કલ્પિત પાત્રો સાથે સંબંધો બાંધવાની વાર્તાકારને છૂટ છે. પરંતુ ઐતિહાસિક વ્યક્તિઓના પરસ્પર કલ્પિત સંબંધો બાંધવામાં તે સ્વતંત્રતા લઈ શકે નહિ. એમ કરવાથી ખોટા ઐતિહા-સિક ખ્યાલોનો પ્રચાર થવાનો પૂરેપૂરો સંભવ છે. 'પાટણની પ્રભુતા'માં

---

૧ જુઓ સુરથોત્સવઃ—

ऋग्वेदवेदी च कृतक्रतुश्च दत्तान्नदानश्च जितेन्द्रियश्च ।
तिरोहिते तत्र पुरोहितेन्द्रे तदङ्गजन्माजनि लल्लशर्मा ॥

૨ આભડ માટે 'પુરાતનપ્રબંધસંગ્રહ'મા આ પ્રમાણે ઉલ્લેખ છે:–

नित्यं प्रासादेषु पूजा। पुस्तकान्यनेकशो लेखितानि ।
जीर्णोद्धाराश्च कारिताः। बहूनि बिम्बानि कारितानि ॥

વળી જુઓ 'પ્રબંધચિંતામણી'માં 'આભડપ્રબંધ.' [પૃ. ૩૩

ત્રિભુવનપાલની સ્ત્રી કાશ્મીરાદેવીને મીનળદેવીની ભત્રીજી ઠરાવવામા આવી છે, અને ભીમદેવની રાણી અથવા રખાત બકુલાદેવીને વણિકપુત્રી બનાવવામા આવી છે 'રાજાધિરાજ'મા કુમારપાળના મિત્ર વોસિરિને કાકનો પુત્ર કલ્પવામા આવ્યો છે, 'રાજયહત્યા'મા અજયપાલનુ ખૂન કરનાર બીજલને કુમારપાલના અંગરક્ષક ભીમસિંહનો પુત્ર ગણ્યો છે કુમારપાળના દૌહિત્ર પ્રતાપમલ્લને નાલોરનો પરમાર રાજકુમાર બનાવ્યો છે[3] તેના પિતાનુ કલ્પિત નામ કપર્દી ઊભુ કર્યુ છે,[4] એટલુ જ નહિ પણ તેના પૂર્વજોની આખી વંશાવળી કલ્પિત બનાવી છે અને આભડ મંત્રીની પુત્રી ચંપલા, જે બાલવિધવા હતી તેને આબડની પુત્રવધૂ ઠરાવી છે; 'ગુજરાતના વેરની વસુલાત'મા કર્ણ વાઘેલાની પુત્રી દેવળદેવીનુ દેવગિરિના રાજપુત્ર શંકરદેવ સાથે લગ્ન કરાવ્યુ છે આવા કલ્પિત સબંધો જનસમાજને ઇતિહાસના જ્ઞાનમા ભવિષ્યમા અવળે રસ્તે દોરશે એમ હુ માનુ છુ

---

૩ આ પ્રતાપમલ્લ તે ભીમ બીજાના બાલ્યકાળમા જે પાટણનો નગરરક્ષક પ્રતાપમલ્લ હતો તે હશે એમ 'પ્ર. ચિ'ના ભાષાન્તરકાર શ્રી દુર્ગાશકર શાસ્ત્રીનુ માનવુ છે (જુઓ એ ગ્રંથના પૃ ૨૦૩ પરનુ ટિપ્પણ)

૪ શ્રી જિનવિજયજી સપાદિત 'પુરાતનપ્રબધસગ્રહ'મા કુમારપાલની યાત્રાના પ્રબંધમા **भाण्डागारिक कपर्दी, परमारवंश्य प्रह्लादनपुरनिवेशकारक प्रह्लादनदेव** એમ છે આ ઉપરથી કપર્દીને પરમારવંશનો ગણીને તેને પ્રતાપમલ્લનો પિતા ગણ્યો હશે, પણ **परमारवंश्य** એ વિશેષણ તો પ્રહ્લાદનને લાગુ પડે છે 'ચતુર્વિંશતિપ્રબંધ'મા પણ લગભગ એવોજ ઉલ્લેખ છે

---

ઐતિહાસિક વાર્તાઓમા કલ્પિત પ્રસંગોને કેટલુ સ્થાન હોઈ શકે એ પણ વિચારણીય પ્રશ્ન છે સાધારણ કલ્પિત પ્રસગો જે કથાવિધાનમા જરૂરના હોય તેમને યોજવામાં કંઈ હરકત નથી, તે વિના વાર્તાની ઘટનાજ શક્ય નથી પરંતુ કલ્પિત ઘટનાઓ એવી ન હોવી

જોઈએ કે જેનાથી ઐતિહાસિક સત્ય ઘટનાઓનું સ્વરૂપજ ફરી જાય. 'ગુજરાતનો બુઝાતો દીપક' અને 'ગુજરાતના વેરની વસુલાત' માં એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે. ગુજરાતમાં મુસલમાનોને લાવવામાં કર્ણ વાઘેલાનો પ્રધાન માધવ કારણભુત હતો એ ઘણા પુરાવાથી સાબિત થઈ ગયેલી બીના છે, છતાં તેને ખોટી ઠરાવી લેખકે એના કારણમાં મુસલમાનોની ધર્મપ્રચારની ઘટનાનો કલ્પિત પ્રસંગ ઊભો કર્યો છે. તેમજ કર્ણની સ્ત્રી કમલાદેવી અલાઉદ્દીનના ઝનાનામાં ગયાની વાત લેખકે ખોટી માની છે, છતાં રાધા નામની બનાસણનું પાત્ર ઊભું કરી, તેને કમળાદેવી તરીકે ઝનાનામાં દાખલ કરી છે! તે ઉપરાંત કાફુરનું કર્ણ સાથે મળી જવું, તેનું રાધા દ્વારા અલાઉદ્દીનને ઝેર અપાવવું, કર્ણનું દિલ્હી જવું અને ત્યાંથી કાશીમાં જઇ સન્યાસી થવું એ સૌમાં લેખકે કલ્પનાના અશ્વો બહુ છૂટા મૂકી દીધા છે. એ કલ્પિત પ્રસંગ પરંપરા ઇતિહાસને વિપથગામી બનાવે છે. આખી નવલકથાનું ચણતર કલ્પિત પ્રસંગોના આધારે કરવામાં પણ ખોટો ઇતિહાસ રચાય છે એમ મારૂં માનવું છે. 'ભારેલા અગ્નિ'ની ઘટના કલ્પિત પ્રસંગોના આધારે રચાઇ છે, પરંતુ તેમાં મુખ્ય પાત્રો કલ્પિત હોવાથી ઇતિહાસને બહુ સહન કરવાનું નથી. પણ 'પાટણની પ્રભુતા'ને માટે એવું કહી શકાય તેમ નથી. તેમાં તો ઈતિહાસનાં મહત્ત્વનાં પાત્રો યોજીને કલ્પિત પ્રસંગો ઉપર આખી ઈમારત ચણવામાં આવી છે. પાટણની સત્તા હાથમાં લેવાના મીનળદેવીના પ્રયત્ન, ચંદ્રાવતીથી જૈનોનું સૈન્ય બોલાવવું, મુંજાલને મધુપુર મોકલવો, તેને કેદ કરવો, રાણીનું પાટણમાંથી નાશી જવું, પાટણે રાણી સામે બંડ ઉઠાવી તેના સામે દરવાજા બંધ કરવા, આનંદસૂરિના હાથે રુદ્રમહાલય બળાવવો અને દેવપ્રસાદનું ખૂન કરાવવું, એ બધા પ્રસંગો કલ્પિત છે અને તેમા ઈતિહાસની મુખ્ય વ્યકિતઓ સંડોવાયેલી છે. તો શું એથી ઈતિહાસ વિષે ખોટા ખ્યાલો ફેલાવાનો સંભવ નથી?

વાર્તાઓમાં કલ્પિત પ્રસંગો ઊભા કરવાની વાર્તાકારને સ્વતંત્રતા છે, પરન્તુ ઇતિહાસના સત્ય પ્રસંગોમાં ફેરફાર કરવાની તે છૂટ લઇ શકે નહિ 'ગુજરાતના નાથ'માં ખતીબનો જે પ્રસંગ છે, તેમાં લેખકે આવી અણુઘટતી છૂટ લીધેલી છે 'જામી ઉલ્ હીકાયત'માં મુસલમાનોની મસીદ તોડનાર અગ્નિપૂજકો (પારસીઓ) હતા એમ સ્પષ્ટ લખ્યું છે[૫] તેમાં ફેરફાર કરીને ગુનેગારો જૈનોને ઠરાવવા એ શું વાજબી છે ? સિદ્ધરાજના પિતા કર્ણે પોતાની હયાતીમાં સિદ્ધરાજનો રાજ્યાભિષેક પાટણમાં કર્યો હતો અને પોતે ત્યાર પછી કર્ણાવતીમાં જઇને રહ્યો હતો અને ત્યાં મરણ પામ્યો હતો એમ ઇતિહાસ કહે છે તેને બદલે 'પાટણની પ્રભુતા' માં કર્ણનું મૃત્યુ પાટણમાં થયું અને તેના મરણ બાદ સિદ્ધરાજનો રાજ્યાભિષેક થયો એમ પ્રસંગનિરૂપણ થયું છે આવો ફેરફાર ઇતિહાસથી પ્રતિકુળ નથી શું ? વળી ઇતિહાસ જણાવે છે કે કર્ણના મામા મદનપાલે બહુ જુલમ કરવાથી સિદ્ધરાજે તેને મારી નખાવ્યો હતો તેને બદલે તે ચોરની માફક બાલ સિદ્ધરાજને ઉપાડી જવા રાજમહેલમાં દાખલ થઇ રાજસેવકોની સાથે યુદ્ધમાં લઢીને મરાયાનું વાર્તામાં લખવામાં આવ્યું છે આવો પ્રસંગપલટો થઇ શકે ખરો ? 'રાજવહત્યા' માં અજયપાલના ખૂનનું એવું કારણ જણાવવામાં આવ્યું છે કે અજયપાલે બીજલના જમાઇ પ્રતાપમલ્લને પકડવા માણસો મોકલ્યા, તેથી ઉશ્કેરાઇને બીજલે તેનું ખૂન કર્યું પરન્તુ પુરાતન પ્રબન્ધોમાં એવી હકીકત છે કે બીજલને માતૃગામી કરવાને અજયપાલે મશ્કરીમાં પ્રયત્ન કર્યો હતો, તેથી તેણે ક્રોધાવિષ્ટ થઇને તેનું ખૂન કર્યું હતું[૬] આ પ્રાચીન ગ્રંથની હકીકત ખોટી માનવાને કશું કારણ નથી

---

૫ "A poor Musalman preacher of Cambay, whose mosque the Hindus instigated the Fire-worshippers of that place to destroy"
('બોમ્બે ગેઝેટીઅર', ગ્રંથ ૧, ભાગ ૧, પાન ૫૧૨)

૬ જુઓ 'પુરાતનપ્રબન્ધસંગ્રહ'માં 'અજયપાલપ્રબન્ધ', પૃ ૪૭

ઐતિહાસિક ઘટનાઓમાં સમય સાથે રમત કરવાની પણ વાર્તાકારને છુટ હોઇ શકે નહિ. સ્થાપિત કાળને આગળ પાછળ ધકેલી શકાય નહિ, તેમજ પાછળનાં સમયમાં થયેલી વ્યક્તિઓને આગળના સમયમાં ખેંચી શકાય નહિ. છતાં પણ 'ગુજરાતના નાથ'માં એવા ઘણા પ્રયત્નો થયા છે. સોરઠ-વિજય પછી સિદ્ધરાજે સજ્જન મંત્રીને સોરઠનો દંડનાયક નીમ્યો હતો.[૭] પણ એ વાર્તામાં સિદ્ધરાજના બાલ્યકાળમાં તેને સોરઠનો દંડનાયક બનાવવામાં આવ્યો છે! સિદ્ધરાજના ધારાધ્વંસ વખતે (સં. ૧૧૮૫ પછી) માળવાનો સુભટ ઉપગવ (ઉબક) તેની સાથે લઢ્યો હતો એમ 'દ્વયાશ્રય'માં લખ્યું છે[૮] છતાં પણ તેને ભોજના સમય પાછળ ખેંચી જવામાં આવ્યો છે. વળી એજ કાવ્ય ઉપરથી જણાય છે કે કાકભટ કુમારપાલનો સેનાપતિ હતો.[૯] છતાં પણ તેને ત્રિભુવનપાલનો સુભટ અને ઈ સ. ૧૧૫૪માં નવઘણુ

---

૭. જુઓ શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી સંપાદિત 'પ્રબંધચિંતામણિમાં' 'સિદ્ધરાજપ્રબંધ', પૃ. ૧૦૫.

૮. ખરી રીતે તો ઉપગવ નામનો કોઇ સુભટ નહોતો, પણ ઉપગવ નામના આચાર્યના શિષ્યો ઔપગવેનો ઉલ્લેખ 'દ્વયાશ્રય'માં છે. મૂળ સંસ્કૃતમાં **सौपगवाः** (૧૪-૧૮) એટલે 'ઔપગવો સહિત' એમ છે. પણ મણિલાલ નભુભાઇએ **सोपगवः** પાઠ વાંચીને ભાષાંતર કરેલું હોવાથી ઉપગવ તેમણે એક વ્યક્તિનું નામ ગણ્યું છે. યશોવર્માને ઉપગવ નામનો સેનાપતિ હોવાનો કોઈ સ્થળે ઉલ્લેખ મળી આવતો નથી. તો ભોજની શી વાત? ભોજના સેનાપતિનું નામ તો ઇતિહાસમાં કુલચંદ્ર પ્રસિદ્ધ છે.

૯. 'દ્વયાશ્રય'ના સોળમા સર્ગના ત્રેવીસમા શ્લોકમાં લખ્યું છે કે કુમારપાલે માળવાના રાજા બલ્લાલની સામે લઢવાને પોતાના દંડપતિને મોકલ્યો હતો. એ દંડપતિનું નામ કાક હતું એમ ટીકાકાર જણાવે છે અને તેને સેનાપતિ કહે છે-**दंडपतिं काकाख्यं द्विजपतिं सेनापतिम्।**

સાથે રણમાં ઝઝૂમતો બતાવવામાં આવ્યો છે! 'મહારાજાધિરાજ'માં સિદ્ધરાજના માળવા વિજય પહેલાં સહસ્રલિંગ બંધાયાનું વર્ણવવામાં આવ્યું છે તે પણ સમયપરિવર્તનનું દૃષ્ટાંત છે. સમયપરિવર્તનના આવા પ્રસંગો ઇતિહાસના યથાર્થ સ્વરૂપને વિકૃત કરે છે.

કોઈ રાજાનો સમગ્ર રાજ્યકાળ વાર્તામાં લીધો હોય તો ઇતિહાસનો એક પણ મહત્ત્વનો પ્રસંગ છોડી દેવાય નહિ. છતાં 'રાજહત્યા'માં અજયપાલના રાજ્યકાલનો એક પ્રસંગ છોડી દેવામાં આવ્યો છે. મેવાડના રાજા સામંતસિંહ સામે યુદ્ધમાં અજયપાલ હાર્યો હતો, અને મરણતોલ ઘાયલ થયો હતો. આ હકીકત આબુ ઉપર તેજપાલના બંધાવેલા લૂણવસહિના શિલાલેખમાં[10] અને સોમેશ્વરના 'સુરથોત્સવ' કાવ્યમાં જણાવેલી છે.[11] આવી મહત્ત્વની બાબતો ઉક્ત નવલકથામાંથી દૂર રાખી શકાય નહિ. તેને માટે એક પ્રકરણ ઉમેરવાની જરૂર હતી.

જે સ્થળ સંબંધી વાર્તા લખવામાં આવે તેની ભૌગોલિક પરિ-

---

૧૦. એ શિલાલેખના ૩૮મા શ્લોકમાં લખ્યું છે કે પ્રહ્લાદનદેવે સામંતસિંહ સાથે યુદ્ધમાં ગુજરાતના રાજાનું પોતાની તલવારથી રક્ષણ કર્યું હતું.

सामन्तसिंहसमितिक्षितिविक्षतौज —
श्रीगूर्जरक्षितिपरक्षणदक्षिणासि ।

૧૧. 'સુરથોત્સવ'માં લખ્યું છે કે અજયપાલ રણમાં ઘાયલ થવાથી તેને જે દારુણ પીડા થઈ હતી તે કુમાર પુરોહિતે મટાડી હતી.

तां दारुणामधिरणाङ्गणजातघात-
घातव्यथामजयपालनृपादपास्थत् । (૧૫-૩૭)

આ યુદ્ધ કોની સાથે થયું હતું તેનો ખુલાસો 'કૌમુદી' ઉપરની ટીકામાં છે.

सामंतसिंहयुद्धे हि श्रीअजयपालदेव प्रहारपीडया मृत्युकोटिमायात
कुमारनाम्ना पुरोहितेन श्रीकटुकेश्वरमाराध्य पुनः सजीवितः ।

સ્થિતિનો પરિચય વાર્તા લેખકને હોવો જરૂરનો છે. કદાચ તે સ્થળ લેખકથી જાતે જોવાનું ન બની શકે તેમ હોય તો નકશા ઉપરથી તેની યથાર્થ સ્થિતિ જાણી લેવાની આવશ્યક્તા છે. 'પાટણની પ્રભુતા'માં મૈરાલ, વિખરાટ, મધુપુર, આદિ કલ્પિત ગામોનાં નામ લખવામાં આવ્યાં છે, તેને બદલે પાટણની આજુબાજુનાં ગામનાં સાચાં નામ ન મૂકી શકાત? કદાચ એમ કહેવામાં આવે કે અત્યારનાં ગામ તે સમયે હશે કે કેમ તેની શી ખાત્રી? તેના જવાબમાં લખવાનું કે તે સમયનાં તામ્રપત્રોમાં હાલનાં ઘણાં ગામોનાં નામ મળી આવે છે. તે ઉપરથી તે સમયનાં ગામ નક્કી થઈ શકે એમ છે. ઉક્ત નવલકથામાં અને 'ગુજરાતના નાથ'માં પાટણના દરવાજાનાં જે નામ આપ્યાં છે, તે પણ કલ્પિત છે. હાલના દરવાજાનાં નામ પ્રાચીન પાટણના દરવાજાનાં નામ કરતાં કદાચ જુદાં હશે એ ખરું, પરંતુ લેખકે દિશાનો ખ્યાલ તો રાખવો જોઇએને? મોઢેરા અને ચાંપાનેર બંને પાટણની દક્ષિણ દિશાએ છે. જૂના વખતમાં ચાંપાનેર જવું હોય તો મોઢેરા ઉપર થઇને જવાતું. તો ચાંપાનેરી અને મોઢેરી એમ બે જુદા દરવાજાનાં નામ રાખવાં તે ભૂગોલનું અજ્ઞાન સૂચવે છે. વળી દેથળી (દેહસ્થળી) પાટણની પૂર્વદિશાએ છે. ત્યાં દક્ષિણ દિશાના મોઢેરી કે ચાંપાનેરી દરવાજેથી જવાનો માર્ગ કલ્પવો તે દિશા ભૂલજ ગણાય.

'ગુજરાતના નાથ'માં સરસ્વતી નદીમાં હોડીઓ ચલાવવામાં આવી છે, પણ એ નદી આવી વિશાળ અને ઊંડી નથી કે એને ઓળંગવામાં હોડીઓનો ઉપયોગ કરવો પડે. પ્રાચીન સમયમાં પણ સરસ્વતીમાં હોડીઓ ચાલતી હોય તેવો ઉલ્લેખ કોઈ ગ્રંથમાં જોવામાં આવ્યો નથી. એ વાત જવા દઇએ તો પણ સરસ્વતી નદી પાટણની ઉત્તર દિશાએ વહે છે, જ્યારે 'ગુજરાતના નાથ'માં તે તેની દક્ષિણ દિશાએ વહેતી હોય એમ લખ્યું છે. તે નવલકથાના પહેલા અને છેલ્લા પ્રકરણમાં ભરૂચથી આવતાં અને ત્યાં પાછા જતાં કાકને હોડીમાં બેસી નદી પાર કરવી પડે છે. હવે, ભરૂચ પાટણથી દક્ષિણ દિશાએ હોવાથી, નદી

પાટણની એ દિશાએ હતો એમ લેખક ધારતા હોય એમ સમજાય છે, જે વસ્તુ સ્થિતિથી વિપરીત છે. 'કર્મયોગી રાજેશ્વર'ના લેખકે પણ એજ ભૂલ કરી છે પ્રાચીન સમયમા નદીનુ વહેણ પાટણની દક્ષિણ દિશાએ હતો એમ માનવાને પણ કંઈ કારણ નથી[12]

---

[12] 'ગુજરાતના નાથ'ના ત્રીજા પ્રકરણમા લખ્યુ છે કે 'જે સરસ્વતી આજે પૂર્વથી પશ્ચિમ સીધી વહે છે, તે પહેલા ઘુમડી (ઘુંગડી) દરવાજા આગળ થઈ હીંગળાજ ચાચરના ઓવારા આગળથી સીધી રાણકની વાવ તરફ વહેતી હોય એમ માનવાને કારણ મળે છે' આને માટે કોઈ ગ્રથમા ઉલ્લેખ નથી હીંગળાજ માતાના મદિર પાસે નદીનો ઓવારો હતો એમ દતકથા છે ખરી, પરતુ એમા સત્યનો અશ હોય એમ જણાતુ નથી જો એમ હોય તો હાલના અને પ્રાચીન પાટણના ગામ વચ્ચે થઈને નદી જતી હોવી જોઈએ. પરતુ પાટણનુ સ્થળ (જૂનુ અને નવુ) ટેકરા ઉપર છે અને તેની સપાટી (level) પૂર્વથી પશ્ચિમ તરફ ચડતા ઢાળે છે. પશ્ચિમ સિવાયના બધા દરવાજા બહારની જમીન ખૂબ નીચાણમા છે તેથી પૂર્વથી પશ્ચિમ તરફ વહેતી નદી ગામમાં થઈને વહેતી હોય તો તેને ચડતા ઢાળે વહેવુ પડે–નેવના પાણીને મોભે ચડવુ પડે! એથી નદી હાલ છે તે પ્રમાણે ગામની બહાર ઉત્તર દિશાએ પ્રાચીન સમયમા પણ વહેતી હોવી જોઈએ, એ સ્પષ્ટ છે 'સરસ્વતીપુરાણ'મા તો નિશ્ચિત ઉત્તર દિશા લખી છે સરસ્વતીને તીરે આવેલા એક મદિરની દિશા બતાવતા સ્પષ્ટ રીતે તે **नगरस्योत्तरे भागे** છે એમ લખ્યુ છે વળી 'દ્વયાશ્રય'ના ૧૦મા સર્ગના ૩૦–૩૧ શ્લોકો જોવાથી પણ જણાય છે કે પાટણ સરસ્વતીના દક્ષિણ કાંઠે હતુ કારણ કે સિદ્ધરાજ શ્રીસ્થળ (સિદ્ધપુર)મા બર્બરક ઉપર ચડાઈ કરી જાય છે, ત્યારે તે નદીના આ કાંઠે પડાવ નાખે છે સિદ્ધપુર અને પાટણ નદીના સામસામા કાંઠા પર છે. તેથી કવિએ કૃષ્ણે ગોકુળથી મથુરા જતા નદી કાંઠે મુકામ કર્યો હતો તેની ઉપમા આપી છે જો સિદ્ધપુર અને પાટણ એક જ તીર

આ લેખનો ઉદ્દેશ વાર્તાલેખકોની ભુલો બતાવવાનો નથી, પરંતુ ભવિષ્યના લેખકોને માર્ગદર્શન કરાવવાનો છે. ઉપર જે જે વાર્તાઓના નિર્દેશ કરવામાં આવ્યા છે, તેમાંની ઘણીખરી રસ, કલા, વસ્તુવિધાન આદિની દૃષ્ટિએ ઉચ્ચ પ્રકારની છે, ગુજરાતી ભાષાના શણગાર રૂપ છે અને સાહિત્યમાં અમર થવાને સરજાએલી છે. અને તેમ હોવાથીજ આ વિવેચનમાં તેમને સ્થાન આપવામાં આવ્યું છે. સાધારણ કોટિની નવલકથાઓને ગણનામાં લીધી નથી. અત્યારે ગુજરાતી ઐતિહાસિક વાર્તાનું વસ્તુ ઇતિહાસના તત્ત્વથી છુટું પડી ગયું છે, અથવા તો વિપરીત દિશામાં વહે છે. એ બંનેનો ભવિષ્યમાં સુમેળ સંધાય એજ અભિલાષા છે.



ઉપર હોય તો કવિ આવી ઉપમા આપે નહિ (ગોકુળ અને મથુરા યમુનાના સામસામે કાંઠે છે). પાટણની દક્ષિણ દિશાએ નદી વહેતી હોય તો પાટણ અને સિદ્ધપુર એકજ કાંઠે હોય. પણ તેમ છે નહિ. આથી સિદ્ધ થાય છે કે પ્રાચીન કાળમાં પણ સરસ્વતી પાટણની ઉત્તર દિશાએ જ હતી. એ જ કાવ્યના તેરમા સર્ગના ચૌદમા શ્લોક ઉપરથી જણાય છે કે સિદ્ધરાજે નગરચર્યા કરતી વખતે પગે ચાલીને નદી પાર કરી હતી. તેથી તે વખતે નદી ઊતરતાં હોડીઓની જરૂર નહિ પડતી હોય એમ સ્પષ્ટ સમજાય છે.

# ભાલણ અને ભીમ ઉપર થોડોક પ્રકાશ

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः ।
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गोऽमृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥

—भागवत-१. १. १

## ઉપક્રમ

ભાલણ અને ભીમ એ બે ગુજરાતી ભાષાના પ્રાચીન ઉત્તમ કવિઓ છે. તેમને થઈ ગયે આજ સાડા ચારસો વર્ષ વીતી ગયાં છે. એમના જીવનચરિત્ર સંબંધી બહુ જુજ હકીકત મળી શકી છે. ભાલણ સંબંધી કેટલીક દંતકથાઓ મળી છે, પણ એમાંની ઘણીક ઐતિહાસિક દૃષ્ટિએ નિરાધાર ઠરી ચૂકી છે.[1] ભીમ સંબંધી તો એવી એક પણ કથા મળી આવી નથી. એથી એ કવિઓના ચરિત્રની રેખા દોરવાને મુખ્ય આધાર તેમના ગ્રંથોના અંતઃ પ્રમાણો ઉપર રાખવો પડે છે. ભાલણની એવી રેખા થોડાંક વર્ષો ઉપર દોરવા પ્રયત્ન કર્યો હતો,[2] અને ભીમની રેખા રા. રા. ચમનલાલ જાનીએ હમણાં હરિલીલા કાવ્યના પાંડિત્યપૂર્ણ

---

1 જુઓ ભાલણ (ગુજરાતી સાહિત્યમાળા અં. ૩૩) તથા 'સમાલોચક', ઑગસ્ટ, ૧૯૧૫, પૃ. ૩૬૩-૬૪

2 ભાલણકૃત નળાખ્યાન ઉપોદ્ઘાત, પૃ. ૩થી ૮

ઉપોદ્ઘાતમાં દોરી છે. એ ઉપોદ્ઘાતની એક બાબત ઉપર મતભેદ દર્શાવી એ બે કવિઓ સંબંધી બીજી બે બાબતો ઉપર કંઇક પ્રકાશ નાંખવાનો પ્રયાસ કરૂં છું.

## ભીમનું નિવાસસ્થાન

ભીમની હરિલીલાના ઉલ્લેખ ઉપરથી તેને ઘણાં વર્ષ સુધી સિદ્ધપુરનો નિવાસી ધારવામાં આવતો હતો, પણ ત્યાર પછી તેનું બીજું કાવ્ય પ્રબોધપ્રકાશ મળી આવ્યું, એમાં પ્રભાસનો નિર્દેશ હોવાથી એના નિવાસસ્થાન સંબંધી મતભેદ ઉત્પન્ન થયો. ઇ. સ. ૧૯૧૫માં સુરતની સાહિત્ય પરિષદ્ સમક્ષ વાંચેલા 'ભાલણ' ઉપરના નિબંધમાં એનો ઇસારો મેં સ્વ. તનસુખરામભાઇની સૂચનાથી કર્યો હતો.[૩] પરંતુ બે વર્ષ ઉપર હરિલીલાનો કાવ્યભાગ ગુ. વ. સોસાયટીએ પ્રકટ કર્યો, તેની પ્રસ્તાવનામાં ર. અંબાલાલભાઇએ સ્પષ્ટ રીતે લખ્યું હતું કે એ કાવ્ય "વૈષ્ણવપુર પ્રભાસમાં" રચાયું હતું. તેમાં એનાં કારણો આપ્યાં નહોતાં, પણ હમણાં એ કાવ્યનો વિસ્તૃત ઉપોદ્ઘાત પ્રકટ થયો છે, એમાં એનાં કારણો તેમણે આપ્યાં છે. ભીમનું નિવાસસ્થાન સિદ્ધપુર નહિ માનતાં પ્રભાસ માનવાને ર. અંબાલાલ ભાઇએ જે કારણો આપ્યાં છે તેના બે વિભાગ કરી શકાય છે; (૧) ગૌણ અને (૨) મુખ્ય. એની અનુક્રમે પરીક્ષા કરીશું.[૪]

---

૩. સમાલોચક સપ્ટેમ્બર, ૧૯૧૫, પૃ. ૩૭૫.

૪. આ સિવાય બીજાં એક બે કારણો જણાવ્યાં છે. પણ તે એવાં નજીવાં છે કે, તે ઉપેક્ષણીય છે. તેઓ લખે છે કે પ્રભાસમાં શ્રાદ્ધાદિક કાર્યો થાય છે, પણ એ કાર્યો તો દરેક તીર્થમાં થાય છે અને સિદ્ધપુર તો માતૃગયાને માટે પ્રસિદ્ધ છે જ. આ સંબંધી એ જણાવવું અહિં ઉચિત છે કે તેઓ હરિલીલામાં જણાવેલ (ક. ૫, પૃ. ૧૮૮.) પિંડારકને 'પિતૃઓને પિંડ આપવાનું તિર્થ પ્રભાસ' સમજે છે (ટીકા પૃ. ૪૦૪) તે ભૂલ છે, એ તો દ્વારકાની પાસે આવેલું પીંડારા ગામ છે. (જુઓ હાથીભાઇકૃત

## ગૌણ કારણો

### રાજ્યકીય પરિસ્થિતિ

આમાથી પ્રથમ રાજ્યકીય પરિસ્થિતિનુ કારણ લઇએ રા અંબાલાલભાઈ પૃ ૯૦ ઉપર લખે છે કે "અહમદશાહ ગુજરાતીએ તેમાથી **પાકી શાતિનો** માર્ગ કાઢ્યો અને સુલ્તાનશાહીને જોરાળી, તેમ જાહોજલાલીવાળી કરી અને તે પછીના છઠ્ઠા સુલ્તાન મહમ્મદ બેગડાએ ખરો મુસ્લીમ શિક્કા વગાડયો અને **પુરો શાતિ—સમૃદ્ધિનો યુગ સ્થાપ્યો**" આ આગળનુ કથન ભૂલી જઇને પૃ ૧૦૩ ઉપર તેઓ આવુ લખે છે—"રવ સા ગોવર્ધનભાઈ આ કાળ શાતિનો લેખી સિદ્ધપુરમા શાતિ હોવાનુ સૂચવી તેને ભીમનુ નિવાસસ્થાન માને છે પણ તે સયુક્તિક નથી તે કાળ તે મહમ્મદ બેગડાનો સમય, મૂર્તિભજક અને ઇસ્લામપ્રચારક મુસ્લાનનો કાળ, સિદ્ધપુરને તેણે તેમ તેના પુરોગામી પહેલા અહમ્મદશાહે પાટનગર પામેલા આ નામાકિત તિર્થસ્થળને ખરાબ કરવામાં, મુસ્લીમોના વટાળથી વટલાવવામા કમી રાખી ન હતી × × × આથી એ શાતિનો કાળ ન હોઇને મુકાબલે કઇક શાતિ અનુભવતુ × × × પ્રભાસ–સિદ્ધિક્ષેત્ર ભીમનુ, કદાચ જન્મસ્થળ નહિ, તો પ્રવૃત્તિ-નિવાસ સ્થળ તો અવશ્ય હોવુ ઘટે છે"

હવે અશાતિના દેશકાળમા કવિ ન જન્મે એમ કહી શકાય નહિ દેશની અશાતિ સાહિત્યના ગુણ અને પ્રમાણ ઉપર અસર કરતી હશે, પણ કેટલાક કવિઓ તો તેના સમયમા જન્મ્યાના ઘણા દષ્ટાતો છે. રા અંબાલાલભાઈજ કહે છે કે ભીમના સમયમા ચાલીમેક કવિઓ થયા છે, તો એ શી રીતે બન્યુ? સિવાઈની ગુજરાતની ચઢાઈઓના સમયમા

---

દાનદર્શન પૃ ૧૬ ) બીજુ, તેઓ સિદ્ધપુર કરતા પ્રભાસને વધારે સમૃદ્ધ કહી ત્યા કવિઓની ઉત્પત્તિનો સભવ માને છે, પણ જગતની ભાષાઓના ઇતિહાસમા નાના ગામોમા કવિઓ પાકયાના અને કાવ્યરચના થયાના મેકડો દષ્ટાતો છે એટલે સિદ્ધપુરનો દાવો નીકળી જતો નથી

તથા ઔરંગઝેબના ત્રાસમાં પ્રેમાનંદ અને મરાઠાઓના પૂર દોડધામના સમયમાં શામળ અને દયારામ જેવા કવિઓ પાકે છે, તેથી ઉલટું અકબર અને જહાંગીરના શાંતિયુગમાં ગુજરાતમાં પહેલી પંક્તિનો કોઈ કવિ થયો નથી. આથી આ કારણ હું ગૌણ ગણું છું. છતાં પણ કહેવું જોઈએ કે રા. અંબાલાલભાઈનું સિદ્ધપુરની અશાંતિનું કથન ઐતિહાસિક પરિસ્થિતિ વિરૂદ્ધ છે. અહમ્મદશાહ પહેલાએ સં. ૧૪૭૦માં સિદ્ધપુર ઉપર ચઢાઈ કરી હતી[૫] ખરી—અને એ સમયે એણે જૂનાગઢ ઉપર પણ ચઢાઈ કરી હતી—પણ ભીમે હરિલીલા લખી ત્યારે તો ત્યાર પછી ૭૦ વર્ષ થઈ ગયાં હતાં. વળી મહમ્મદ બેગડાએ તો સિધ્ધપુર કે પાટણ—અથવા ઉત્તર ગુજરાતમાં—એક પણ ચઢાઈ કર્યાનું ઇતિહાસ કહેતે. નથી; તેથી એ તરફ તો ભીમના સમયમાં પૂર્ણ શાંતિ હતી. ઉત્તર ગુજરાત તો ભીમના સમય પહેલાંથી મુસલમાનોના અમલ તળે આવી ગયો હતો અને સિધ્ધપુર પાટણ તાલુકાનું પેટાગામ મૂળથી હમણાં સુધી હતું. માત્ર પચાસસાઠ વર્ષથી જ તે જૂદું પડયું છે એથી ઉલટું મહમ્મદ બેગડાએ કાઠીઆવાડમાં ઘણી ચઢાઈઓ કરી હતી અને પ્રભાસ પાસેના જૂનાગઢ ઉપર તો ત્રણ ત્રણ વાર આક્રમણ કર્યાં હતાં.[૬] આથી ખરી રીતે તો ભીમના સમયમાં સિધ્ધપુરમાં નહિ, પણ પ્રભાસમાં અશાંતિ હતી.

## સાહિત્યપોષક વાતાવરણ

બીજુ કારણ સાહિત્યિક વાતાવરણનું લઈએ. ગ. જાની કહે છે કે પ્રભાસમાં સાહિત્યપોષક વાતાવરણ હતું અને એમ કહીને તે સમયનાં પ્રભાસથી જામનગર—દ્વારકા સુધીના છએક કવિઓનાં નામ આપ્યાં છે;[૭]

---

૫. Bombay Gazatteer vol. 1 p. 237.
૬. Bombay Gazatteer vol. 1 p. 245.

૭. મૂળમાં તો આઠ કવિઓ છે, પણ તેમાંથી જનાર્દન અને માંડણને મેં બાદ કર્યા છે. જનાર્દને ઉષાહરણ અમરાવતીમાં લખ્યું છે, એને દિ. બ. કેશવલાલ ધ્રુવે કંઈક સંદેહથી અમરેલી કહ્યું હતું; પણ

પણ તેમાંથી તો પ્રભાસનો તો માત્ર એક જ કવિ કેશવ હૃદયનામ છે આ કારણ પણ ગૌણ ગણાય, કેમકે જે શહેરમાં કવિઓ થયા હોય ત્યાં જ કવિઓ ઉદ્‌ભવે એમ કહી શકાય નહિ ત્યાં સૌથી પહેલો કવિ થાય તેના એવું વાતાવરણ ક્યાંથી બતાવી શકાય? જૂનાગઢમાં નરસિંહ પહેલાં કયો કવિ થયો હતો? વડોદરામાં નાકર અને ખંભાતમાં વિષ્ણુદાસ પહેલાં કવિયો થયા હતા કે? અને પ્રેમાનંદના પહેલાં સો વર્ષ ઉપર થએલો નાકર બાદ કરીએ તો વડોદરામાં કયો કવિ તુરતમાં થયો હતો? ભીમના સમયમાં પણ સિદ્ધપુરની આસપાસ કયા કવિયો નહોતા? પાટણના ભાલણ, ઉદ્ધવ, વિષ્ણુદાસ, મધુસૂદન અને પાલણપુર પાસેના શાગિદીનો માંડણ એ કાળમાં જ થયા છે અને પ્રભાસથી જામનગર—દ્વારકા જેટલું અંતર સિદ્ધપુરથી લઇએ તો સુરત સુધીના તે કાળના કવિયોની યાદી એથી પણ લાંબી બનાવી શકાય

## શૈવ કે વૈષ્ણવ તીર્થ

-ત્રીજું કારણ શૈવ અને વૈષ્ણવ તીર્થ સંબંધી ગણી શકાય શૈવ

---

-ર અંબાલાલે તો દઢતાથી તે ગામ માની લીધું છે પણ તે ગામ હું ઉમરેઠ સમજું છું 'તી' અંત્યાક્ષર ઉપરથી વાગ્વ્યાપારના નિયમે 'લી' સમજાવે નહિ અને વળી કવિ પોતાને ખડાયતો બ્રાહ્મણ લખે છે ખડાયતા વાણિયા કે બ્રાહ્મણોની એ બાજુ વસતિ નથી, પણ ઉમરેઠ તો તેમનું કેન્દ્રસ્થાન છે માંડણ પોતાને રૂકમાંગદકથામાં શીગિહીનો વતની જણાવે છે (ગુ વ સો હાથપ્રત ન ૫૫૨, પૃ. ૧૭૦) તે લખે છે કે 'શીગહીમાં માંગણ આનિધ્ય કથા કરી' એ માગણ તે ત્યાંના માગણેશ્વર મહાદેવ તેનું નામ પણ માગવાડીને મળતું છે એના નામવાળા ભિન્નમાળના માંડણે વણાક સંસ્કૃત કાવ્યો તેના પહેલાં કેટલાક વર્ષ પર રચ્યાં હતાં આથી તે કાઠીઆવડના શીહોરનો નહિ, પણ પાલણપુર પાસેના શીગિહીનો વતની હતો, એ સ્પષ્ટ છે શીહોરની પાસે પણ ઊના કેમ મુકયું છે? એ એ તો બહુ છેટાં છે કદાચ શીહોરને પ્રભાસ પાસે લઈ જવા ઊનાનું એ ઉત્ત ગળગાડયું હશે!

તીર્થમાં વૈષ્ણવો હોય છે અને તેવી રીતે વૈષ્ણવ તીર્થમાં શૈવો રહેતા હોય છે છતાં પણ રા. અંબાલાલભાઈએ ભીમ વૈષ્ણવ હતો તેથી પ્રભાસને વૈષ્ણવ તીર્થ અને સિદ્ધપુરને શૈવ તીર્થ ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે. તો તો કહેવું જોઇએ કે પ્રભાસની પ્રસિદ્ધિ શૈવક્ષેત્ર તરીકે જ પ્રાચીન કાળથી અદ્યાપિપર્યંત છે. રા. દુર્ગાશંકર શાસ્ત્રીએ તેનો સમાવેશ વૈષ્ણવધર્મના ઇતિહાસમાં નથી કર્યો પણ શૈવધર્મના ઇતિહાસમાં કર્યો છે.[૮] રા. અંબાલાલભાઈ કહે છે કે ત્યાં શ્રીકૃષ્ણે યાત્રાએ જઈ સ્નાન કર્યું હતું તથા તેમનો દેહોત્સર્ગ થયો હતો તેથી તે વૈષ્ણવ તીર્થ ગણી શકાય. પણ યાત્રામાં તો સ્નાન બધે સ્થળે થાય, તેથી એ કંઈ સ્નાન કરનારનું તીર્થ ન બને. અને દેવના જન્મનું સ્થાન તેમનું તીર્થ બને, દેહોત્સર્ગનું નહિ. ઉલટું તે સ્થાન તો એ ધર્મના અનુયાયીઓને ગ્લાનિ-કારક ગણાય. ભાગવત–પારાયણમાં શ્રીકૃષ્ણની પ્રભાસલીલાનું વાચન નિષિદ્ધ ગણાય છે એ પ્રસિદ્ધ છે. તેથી ઉલટું સિદ્ધપુર કૃષ્ણના ચોવીશ અવતારો પૈકી છઠ્ઠા અવતાર કપિલદેવનું જન્મસ્થાન હોવાથી તે વૈષ્ણવ તીર્થ ગણી શકાય. શૈવ સોલંકી મૂળરાજ અને સિદ્ધરાજે ત્યાં શિવનું

---

૮. આ સંબંધી એ ગ્રંથના શબ્દો આ પ્રમાણે છે:—

"સોમનાથ તો શૈવતીર્થ તરીકે પ્રખ્યાત છે. ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનું ધામ દ્વારકા છે તેવું શૈવ ધર્મનું સોમનાથ પાટણ છે.—'શૈ. ધ. નો સં. ઇતિહાસ પૃ. ૧૨૬–૧૨૭.

વળી શ્રી. શાસ્ત્રીજી તા. ૯-૧૧-૩૦ના પત્રમાં આ સંબંધી લખે છે કે—

"પ્રભાસ મારા મતે તો સૂર્યતીર્થ હશે અને પછી શૈવતીર્થ થયું; વૈષ્ણવતીર્થ ક્યારેય હોવાનો પુરાવો નથી. મને તો શ્રી અં. બુ. જાની આ બાબતમાં ભૂલ્યા લાગે છે."

તેઓ ભૂલ્યા નથી, પણ વિષ્ણુભક્ત ભીમે એ કાવ્ય વૈષ્ણવોને માટે લખ્યું હતું તેથી પ્રભાસને વૈષ્ણવતીર્થ ઠરાવવાનો તેમણે પ્રયાસ કર્યો છે.

મંદિર સ્થાપ્યું એથી તે શૈવતીર્થ થઈ જાય નહિ વળી પ્રભાસ વૈષ્ણવ તીર્થ હતું એની પુષ્ટિમાં સૌરાષ્ટ્રના પાંચ રત્નોવાળો પ્રસિદ્ધ શ્લોક તેમણે ટાંક્યો છે તેમાં જણાવેલું **હરિદર્શન** તે વૈષ્ણવતીર્થસૂચક ગણ્યું છે પણ એ શ્લોક આખા મોરઠ-કાઠીઆવાડને લાગુ પડે છે, અને એ હરિદર્શન દ્વારકાને ઉદ્દેશીને ગણાય છે જો તેમ ન હોય તો પહેલાં ત્રણ રત્નો–નદી, નારી અને તુરંગમ (ઘોડા) શું એટલા પ્રભાસના વખણાય છે? આથી **સૌરાષ્ટ્રને** બદલે **પ્રભાસે** એમ પાઠ ફેરવવાની જરૂર નથી વળી ભીમ પોતેજ તેને પ્રબોધપ્રકાશમાં 'બીજું કૈલાસ' કહે છે, 'બીજું વૈકુંઠ' કહેતો નથી એજ એની શિવતીર્થ તરીકે તેના કાળમાં પ્રસિદ્ધિ સૂચવે છે વૈષ્ણવતીર્થ દ્વારકાને તે હરિલીલામાં 'ભૂ-વૈકુંઠ' કહે છે(કલા ૧૪, કડી ૯) જો પ્રભાસ વૈષ્ણવક્ષેત્ર હોત તો તેને એ વિશેષણ ભીમ લગાડત

## સિદ્ધિ વિરુદ્ધ સિદ્ધ

ચોથું કારણ હાથપ્રતોના પુરાવાનું છે ભીમે હરિલીલામાં સિદ્ધ-ક્ષેત્ર શબ્દ ત્રણ વખત લખ્યો છે (૧) કલા ૧, કડી ૮૭ (૨) કલા ૪, કડી ૪૭ અને (૩) ફલશ્રુતિ, કડી ૧૦ આમાથી છાપેલી પ્રતમાં પહેલા બે સ્થળે 'સિદ્ધ' અને છેલ્લા સ્થળે 'સિદ્ધિ' પાઠ-પ્રકટ કરી, એવો વિવેક કર્યો જણાય છે કે 'સિદ્ધક્ષેત્ર' તે સિદ્ધપુર અને 'સિદ્ધિક્ષેત્ર' તે પ્રભાસ પરંતુ સ્થળનિર્ણય માટે આવી રીતે પાઠાંતરો ઉપર આધાર નાખી શકાય નહિ લહીઆઓ પ્રત ઉતારતા અ અને ઇનો ખાસ ભેદ રાખે નહિ એ પાઠાંતરોમાં કેટલો ભેદ છે એ જુઓ છેલ્લા સ્થળ માટે ખ અને ગ પ્રતોમાં 'સિદ્ધ' પાઠ છે અને પહેલા સ્થળ માટે– જ્યાં કવિ પોતેજ તેને પ્રભાસથી ભિન્ન કહે છે–ત્યાં જૂનામાં જૂની પ્રતમાં 'સિદ્ધિ' પાઠ છે! બીજા સ્થળના પાઠાંતર નોંધ્યા નથી, નહિ તો તેમાં પણ બંને પાઠ હોવા જોઇએ એટલે દરેક સ્થળે જૂદી જૂદી પ્રતોમાં બંને પાઠ છે, તેથી એ પૂરાવો સ્થળનિર્ણયમાં ઉપયોગી નથી

વળી રા. અંબાલાલભાઈ લખે છે કે **स्कन्दपुराण**માં પ્રભાસને 'સિદ્ધિક્ષેત્ર' કહ્યું છે, પણ મને તો એવો ઉલ્લેખ કોઈ સ્થળે દેખાયો નહિ. અલબત્ત પ્રભાસના મહાત્મ્યમાં લખ્યું છે કે એ તીર્થમાં સ્નાન કરવાથી સિદ્ધિ મળે છે, પણ આ કથન તો દરેક સ્થળના મહાત્મ્યમાં હોય છે. સિદ્ધપુર સંબધમાં **भागवत**માં લખ્યું છે કે ત્યાં દેવહૂતિને સંસિધ્ધિ મળી હતી (**सा संसिद्धिमुपेयीषु ३. ३३, ३१**) પ્રભાસને સ્પષ્ટ રીતે 'સિધ્ધિક્ષેત્ર' કોઈ સ્થળે લખ્યું નથી. વળી તેઓ લખે છે કે પ્રભાસખંડમાં પ્રભાસમાં સિધ્ધવટ છે એમ કહ્યું છે, તે ઉપરથી પણ તેને સિધ્ધિક્ષેત્ર કહી શકાય. હવે સિધ્ધવટ ઉપરથી સિધ્ધક્ષેત્ર થાય, સિધ્ધિક્ષેત્ર શી રીતે થાય? અને ખરી રીતે તો ત્યાં સિધ્ધવટ નથી, પણ મોક્ષપીંપળો છે. વળી **प्रभासखण्ड**માં જ્યાં સિધ્ધવટ કહ્યો છે એ સ્થળ તો ત્યાં પ્રભાસ જણાવેલું નથી, પણ સિધ્ધપુર પાસેનું વટેશ્વર કહેલું છે.[૯] જુઓ એ શ્લોકઃ— **तत्र सिद्धवटं नाम तीर्थं पैतामहं स्मृतम् ।**

**वटेश्वरस्य पुरतः सर्वपापक्षयंकरः ॥ प्र खं. ३५, ५६ ॥**

આ ઉપરથી સ્પષ્ટ થયું હશે કે આ સંબંધી રા. અંબાલાલભાઈએ આપેલો પુરાવો નિરૂપયોગી છે, એટલુંજ નહિ પણ આડે રસ્તે દોરનારો છે.

---

૯. આ સિધ્ધવટ પ્ર. ખં. ના અ. ૪ અને અ. ૨૮માં છે એમ રા. અંબાલાલભાઈ ટિપ્પણ અં. ૧૧માં લખે છે, પણ તે આ અધ્યાયોમાં નથી, પણ અં. ૩૫માં તેનો ઉલ્લેખ છે. તેમાં હિમાલયથી તે પ્રભાસ સુધીનાં સરસ્વતીનાં તીર્થ સ્થળો ગણાવ્યાં છે. ત્યાં સિધ્ધપુર પછી વટેશ્વરનો ઉલ્લેખ કર્યો છે. આ વટેશ્વર સિધ્ધપુરથી ત્રણ ગાઉ દૂર પાટણના રસ્તે હજી પણ છે સિધ્ધપુરનો ઉલ્લેખ ૫૧–૫૨ શ્લોકોમાં છે—

**तीर्थं सरस्वतीतीरे तस्मिन्सिद्धेश्वरं स्मृतं। सिद्धेश्वरात्पुनस्तस्मात्प्रवृत्ता पश्चिमामुखी।** સિધ્ધપુર આગળ વળાંક લઈ સરસ્વતી બરોબર પશ્ચિમાભિમુખી થાય છે.

## અભિમાનસૂચક શબ્દો

પાંચમું કારણ પ્રભાસ સબંધી કવિના અભિમાનસૂચક શબ્દોનું કે ભીમે પ્રબોધપ્રકાશમાં પ્રભાસને 'તીર્થતિલક' અને 'બીજું કૈલાશ' કહ્યું કે એથી રા અંબાલાલભાઇ પ્રભાસને તેનું નિવાસસ્થાન કલ્પે છે અને ઉમેરે કે હરિલીલામાં સિધ્ધપુરના ઉલ્લેખો કવિએ કર્યા છે, ત્યાં એને માટે આવા શબ્દો વાપર્યા નથી આ કારણ પણ હું ગૌણ ગણું છું કેમકે 'તીર્થસ્થાનોના વર્ણનમાં આવા ઉલ્લેખો તો સ્વાભાવિક છે, એથી એ કવિઓના નિવાસસ્થાન ન બને એમ તો કવિએ હરિલીલામાં દ્વારકાને 'ભવતારિકા'(પૃ ૧૫) અને ભૂ-વૈકુંઠ'(પૃ ૧૭૩) અને પ્રબોધપ્રકાશમાં 'નવનિધિપૂરિત'(પ્ર ૧) કહ્યું છે વળી સિદ્ધપુરને તે ઉત્તમ ભુવિમાંહિ' (પૃ ૫૩) કહે છે આવા શબ્દો ઉપરથી નિવાસસ્થાનનો નિર્ણય થતો હોય તો સિધ્ધપુરનો હક્ક વધારે છે કારણ કે પ્રભાસને તે ક્ષેત્રોમાં ઉત્તમ ગણે છે,' ત્યારે સિધ્ધપુરને તો આખી પૃથ્વીમાં ઉત્તમ-the best in the world-કહે છે

## વહાણની પરિભાષા

હવે છેલ્લું ગૌણ કારણ, તે રા અંબાલાલભાઇના ધ્યાનમાં નથી આવ્યું, પણ મારે સત્યની ખાતર અહિં બતાવવું જોઇએ ભીમના એક ઉલ્લેખથી તેને વહાણનો પરિચય હશે એમ જણાય છે પ્રભાસ બંદર હતું અને તેનો તે નિવાસી હોવા જોઇએ એ મતને પુષ્ટિ આપે એવું આ પ્રમાણે કે તે બીજી કલામાં લખે છે કે—

કૃષ્ણકથા કરિસિ નિજ નાવ, શટ શ્રધ્ધા નઈ નાગર ભાવ,
વિવેકરૂપ, માલમ ગુરૂ કરિગિ, એણિ પરિ ભવસાગર ઉતરિગિ

—કડી, ૬

આમાં નાંગર (anchor), કૂપ (કૂવો)-(mast) માલમ[10] (pilot), એ શબ્દો ધ્યાન ખેંચે છે. એ વહાણની પરિભાષાના ખાસ ગુજરાતી શબ્દો છે. પરંતુ આથી કાંઈ તે બંદરનો વતનીજ હોય એમ ઠરી શકે નહિ. દરિયાઈ મુસાફરીનો જેને પરિચય હોય, તે માણસના જાણવામાં સહેજે આવી શકે તેવા આ શબ્દો છે. ભીમને એ પરિચય નહોતો એમ જો પુરવાર થાય તો જ સિધ્ધપુર તેનું જન્મસ્થળ હોવામાં વાંધો નડે. પણ વસ્તુસ્થિતિ તેથી ઉલટી છે. તે લખે છે કે હું દ્વારકાની જાત્રાએ જાઉં છું—'સત્સંગતિ સેવૂં દ્વારિકા' અને રા. અંબાલાલભાઈ પણ એ વાત માને છે. હવે દ્વારકા બે રસ્તે પહેલાં જવાતું. એક સ્થળમાર્ગે અને બીજે (કાઠીઆવાડના બંદરેથી) જળમાર્ગે. તેમાએ વાઘેરોના ત્રાસને લીધે લોકો જળમાર્ગે જવાનું વધારે પસંદ કરતાં અને જેઓ સ્થળમાર્ગે જતાં તેમને પણ બેટમાં જવા માટે તો દ્વારકાથી વહાણમાં બેસવું જ પડતું. આથી ભીમને વહાણની મુસાફરીનો પરિચય હોવો જોઇએ એમાં શંકા નથી. એ કારણથી પ્રભાસ તેનું જન્મસ્થાન હોવું જોઇએ એમ ઠરતું નથી.

દ્વારકાની યાત્રાના સંબંધમાં રા. અંબાલાલભાઈ કહે છે કે પ્રભાસ પાસે હોવાથી અને સિધ્ધપુર છેટું હોવાથી પ્રભાસનો સંભવ વધારે છે. પણ દ્વારકા તીર્થનું મુખ્ય ધામ છે અને પ્રાચીન કાળમાં તેમ અત્યારે આખા હિન્દુસ્તાનના યાત્રાળુઓ ત્યાં જવાનુ સાહસ કરતા આવ્યા છે. તો ભીમને ત્યાં જવું શા માટે અશક્ય હોય? તે જ લખે છે કે હું સતો—સાધુઓની સોબતમાં જાઉં છું (સત્સંગતિ). હવે, કાર્તિકી પૂર્ણિમા

---

૧૦. રા. અંબાલાલભાઈ માલમનો અર્થ સુકાની—નખોદો લખે છે એ બરોબર નથી. સુકાની (pilot) ખરો, પણ નાખુદો તો તેનાથી જૂદો હોય છે. એને વહાણનો ઉપરી commander of the ship કહે છે. (જુઓ, 'ગુજરાતનું વહાણવટું'—વસંતરજતમહોત્સવ ગ્રંથ પૃ. ૨૧૪)

ઉપર આખા હિંદુસ્તાનના સાધુઓ સિદ્ધપુર આવે છે અને તેમની સોબતમા તે દ્વારકા ગયો હોય તો તેમા કાંઈ અશક્ય નથી વળી ઉત્તર હિંદુસ્તાનના યાત્રાળુઓ દ્વારકા જતા પુષ્કર તથા અંબાજી થઇને સિદ્ધપુર આવીને જાય છે અને પ્રાચીન કાળમા તો રેલ્વે નહિ હોવાથી, એજ રસ્તો હતો તેમની સોબત ભીમને વારવાર મળે તેમ હતુ.

## મુખ્ય કારણો

### પુર કે ક્ષેત્ર ?

હવે, જેને હુ મુખ્ય કારણો ગણુ છુ તે ઉપર આવુ છુ તેમા પ્રથમ રા અંબાલાલભાઇ લખે છે કે સિદ્ધપુરની ગણના પુરમા છે અને પ્રભાસની ગણના ક્ષેત્રમા છે, આનો વિચાર કરીએ રા અંબાલાલભાઇએ આપણને જણાવ્યુ નથી કે સિદ્ધપુરની ગણના ક્યા સ્થળે પુરમા કરેલી છે, તેથી એ એમની કલ્પનાજ લાગે છે તેમ છતા પુરમા ગણના હોય એમ માની લઇએ તોપણ તે કાંઈ ક્ષેત્ર મટી જતુ નથી ભારતવર્ષના મથુરા કાશી, દ્વારિકા વિગેરે સાત ધામો મોક્ષદાયિકા પુરી ગણાય છે, તેથી કઇ તે ધર્મક્ષેત્ર ન કહેવાય એમ ઠરતુ નથી વળી તેઓ જણાવે છે કે સિદ્ધપુરનુ નામ તો શ્રીસ્થળ હતુ, આથી પણ તેનુ બીજુ નામ સિદ્ધક્ષેત્ર ન હોય તેમ ઠરતુ નથી ઘણા તીર્થોના બબ્બે કે તેથી વધારે નામો હોય છે દૃષ્ટાંત તરીકે કાશી વારાણસી, મથુરા–મધુપુરી, દ્વારકા–કુશસ્થલી અને પ્રભાસના તો પ્રભાસ, સોમનાથ, દેવપત્તન આદિ ઘણા નામો છે તો સિદ્ધપુરના બે કે ત્રણ નામો હોય એમા આશ્ચર્ય શુ છે? વળી સિદ્ધપુરને ક્ષેત્ર તરીકે ગણેલુ છે જ તેના પ્રમાણો જોઇએ **મહાભારત**ના વનપર્વમા તીર્થયાત્રાવર્ણનમા સિદ્ધપુરને તીર્થક્ષેત્ર જણવેલુ છે

**सरस्वत्याः सिद्धगणस्य चैव**
**पूणश्च ये चाप्यमरास्तथान्ये ।**
**पुण्यानि चाप्यायतनानि तेषां**
**ददर्श राजा सुमनोहराणि ॥** अ. १२०, श्लो. १३ (નિર્ણયસાગર)

આમાં સરસ્વતીના તીરે સિદ્ધોનું તીર્થક્ષેત્ર કહ્યું છે અને ત્યાર પછીના શ્લોકમાં પ્રભાસને જૂદું વર્ણવેલું છે. વચમાં શૂર્પારક (સોપારા) ગણાવી ત્યાર પછી એજ સમુદ્રના તીરે પ્રભાસ કહેલું છે

ભાગવતના તૃતીય સ્કંધમાં તો સ્પષ્ટ રીતે 'ક્ષેત્ર' શબ્દ વાપર્યો છે.

**तद्वीरासीत् पुण्यतमं क्षेत्रं त्रैलोक्यविश्रुतम् ।**
**नाम्ना सिद्धपदं यत्र सा संसिद्धिमुपेयुषी ॥** अ. ३३, श्लो. ३१

આમાં સિદ્ધપદને પુણ્યતમક્ષેત્ર વિશેષણ લગાડેલું છે. આ ઉપરથી સિદ્ધપુરની ગણના ક્ષેત્રમાં થતી કે નહિ તેનો નિર્ણય થઈ જાય છે.

## મૂળરાજનો સંબંધ

રા. અંબાલાલભાઈ જણાવે છે કે મૂળરાજ સોલંકીએ પ્રભાસની ધાટીએ સિદ્ધપુરમાં તીર્થકુંડો બનાવ્યા પછી તેની તીર્થ તરીકે ખ્યાતિ થઇ છે[૧૧] આ બાબતમાં પણ તેમણે કંઈ પ્રમાણ આપ્યાં નથી. મૂળરાજે તો માત્ર રૂદ્રમાળ બંધાવ્યો હતો એટલુંજ આપણને ઇતિહાસ કહે છે, તેથી બિંદુસરોવર આદિ તીર્થકુંડો તેણે બંધાવ્યા હતા એ તો રા. અંબાલાલભાઈની કલ્પના લાગે છે. અને જો તેણે સોમનાથની ધાટીએ એ બધાવ્યાં હોય તો તેવાં પ્રભાસમાં હોવાં જોઈએ ત્યાં એમાનું કશુંએ નથી. વળી ઉપર ટાંકેલાં પ્રમાણો સિદ્ધપુરની ખ્યાતિ મૂળરાજ પહેલાં હતી એમ સિદ્ધ કરે છે.

---

૧૧. **દ્વયાશ્રય**માં (સર્ગ ૧૨) હેમચંદ્રાચાર્યે સત્રશાળાનો ઉલ્લેખ કરે છે, પણ રૂદ્રમાળનો નિર્દેશ કરતા નથી. આથી એ સત્રશાળા તે જ રૂદ્રમહાલય એમ ધારવામાં આવે છે. એ બે જૂદા હોય તો પણ તેણે બિંદુસરોવર બંધાવ્યાનું કોઈ ગ્રંથમાં લખ્યું નથી.

## સિદ્ધપુર અને સિદ્ધરાજ

વળી, મૂળરાજના સમય કરતા પણ પછી સિદ્ધપુરને એક સ્થળે ગ. અ. ગાલાલભાઇએ લાની મૂક્યુ છે. તેઓ લખે છે કે સિદ્ધરાજના નામ ઉપરથી સિદ્ધપુરનુ નામ થયુ છે. રાસમાળામા આવા અર્થનુ એક વચન છે ખરૂ, પણ ફોર્બ્સે તેને માટે કઈ પ્રમાણ આપ્યુ નથી, એટલે એ એનો તર્ક જ છે અને તેથી ગેઝેટીઅરના પ્રમાણબદ્ધ ઇતિહાસમા એ વાતનો સ્વીકાર થયો નથી. હવે સિદ્ધપુર નામ શા ઉપરથી થયુ એ જોઈએ. **મહાભારત**ના આગળ ટાંકેલા શ્લોકમા તેને સિધ્ધોનુ સ્થાન કહ્યુ છે તથા **ભાગવત**ના શ્લોકમા તેને સિદ્ધપદ સંજ્ઞા આપી છે, એટલુ જ નહિ પણ એ પછીના શ્લોકમા સરસ્વતીને **सिद्धसेविता** કહી છે. વળી **भगवद्गीता**મા કપિલને સિદ્ધમુનિ કહ્યા છે. **सिद्धानां कपिलो मुनि** (અ. ૧૦, શ્લો. ૨૬). કપિલનો જન્મ એ સ્થળે થયો હતો એમ **भागवत**ના તૃતીયસ્કંધમા જણાવ્યુ છે. આથી એ સ્થળ કપિલક્ષેત્ર–સિદ્ધક્ષેત્ર કહેવાયુ છે, તે કપિલના નામ ઉપરથી સિદ્ધરાજના નામ ઉપરથી નહિ. સિદ્ધરાજનો જન્મ પાલણપુરમા થયો હતો, સિદ્ધપુરમા નહિ.

## મહાભારત અને ભાગવતની પ્રાચીનતા

પરંતુ કોઈ એમ માને કે **महाभारत**નો એ ભાગ અને **भागवत** મૂળરાજ પછી રચાયા હોય તો તેમની પ્રાચીનતાનો ઐતિહાસિક દૃષ્ટિથી અહિં વિચાર કરીએ. મૂળ **महाभारत**મા પાછળથી ઘણો વધારો થતો આવ્યો કે એ વાત ખરી, પણ હાલ મળી આવતો એક લાખ શ્લોકના પૂરનો ગ્રંથ પણ બહુ પ્રાચીન છે. ઈ. સ. ૪૬૦ કે ૫૩૨ના એક ઉત્કીર્ણ લેખમા એકલક્ષ શ્લોકપ્રમાણ મહાભારત કહેલુ છે. એ ઉપરથી મેકડોનલ

હાલના **મહાભારત**ને પણ ચોથા શતકથી અર્વાચીન માનતો નથી.[12] એટલે એ મૂળરાજ કરતાં સાતસો વર્ષ પહેલાંનું છે.

પુરાણોને વિલ્સને બહુ અર્વાચીન માન્યાં હતાં, પણ તેમની પ્રાચીનતાનો હવે સ્વીકાર થયો છે. આપણે **ભાગવત**ની જ પ્રાચીનતા જોવી આવશ્યક છે, તેથી એનો વિચાર કરીશું.

૧ ઈ. સ. ૧૦૩૦ એટલે વિ. સં. ૧૦૮૬માં અલ્બરૂનિના ભારતવર્ષ નામના ગ્રંથમાં **ભાગવત**ની વૈષ્ણવ પુરાણ તરીકે ગણના છે.[13] મૂળરાજના રાજ્યનો અંત સં. ૧૦૫૩માં છે, એટલે અલ્બરૂનિ એનો લગભગ સમકાલીન ગણી શકાય એથી મૂળરાજ પહેલાંનું એ પુરાણ ઠરે છે.

૨. શંકરાચાર્યે રચેલા **गोविंदाष्टक**માં કૃષ્ણે માટી ખાધાનો અને યશોદાને મુખમાં સમસ્ત વિશ્વનું દર્શન કરાવ્યાનો ઉલ્લેખ છે. **मृत्स्नामत्सीहेति यशोदाताडनशैशवसंत्रासम्। व्यादितवक्त्रालोकितलोकालोकचतुर्दशलोकालम्॥२॥** હવે કૃષ્ણની આ બાલલીલા **ભાગવત** વિના **हरिवंश** કે અન્ય કોઈ ગ્રંથમાં નથી, તેથી શંકરાચાર્યના સમયમાં એ પુરાણ હોવું જોઈએ. શંકરાચાર્યનો જન્મ સં. ૮૪૪ના અરસામાં થયાનું નિર્ણીત થયું છે.[14] એથી **ભાગવત** મૂળરાજ કરતાં બે શતક પહેલાંનું ઠરે છે ×

---

૧૨. Macdonell's History of Sanskrit Literature p. 287.

૧૩. Sachau's Alberuni's India, p. 131.

× શંકરાચાર્યના ગુરૂ ગૌડપાદે પંચીકરણની વ્યાખ્યામાં **जगृहे पौरुषं रुपं इति भागवतमुपन्यस्तं** એમ ઉલ્લેખ છે. તેમ જ ઉત્તરગીતા ઉપરની તેમની વ્યાખ્યામાં **ભાગવત**ના એક શ્લોકનું ઉત્તરાર્ધ ટાંક્યું છે. એથી **ભાગવત**ની વિદ્યમાનતા એમના સમયમાં જણાય છે. (જુઓ ગુજરાતી પ્રેસના ભાગવત ભાષાંતરનો ઉપદ્ઘાત, પૃ. ૫.)

૧૪. Macdonell's History of Sk. Literature p. 402.

૩ તેથી પણ આગળ જઈએ તો હુકર લખે છે કે બાણના **हर्षचरित** ઉપરથી હુ સિદ્ધ કરી શકુ એમ છુ કે બાણે બીજા પુરાણોની સાથે **भागवत** પણ જોએલુ હોવુ જોઈએ[૧૫] હર્ષનો રાજ્યાભિષેક ઇ સ ૬૦૬મા થયાનુ નિર્વિવાદ છે[૧૬] એટલે **भागवत** શકરાચાર્યના સમય કરતા પણ બે શતક અને મૂળરાજના સમય કરતા ચાર શતક પહેલા હોવાનુ સાબિત થાય છે

૪ એથી પણ આગળ જઈએ જેને પાશ્ચાત્ય પડિતો પ્રાચીનતમ પુરાણ ગણે છે તે **मत्स्यपुराण**મા **भागवत**નો ઉલ્લેખ છે

यत्राधिकृत्य गायत्रीं वर्ण्यते धर्मविस्तर।
वृत्रासुरवधोपेत तद्भागवतमिष्यते॥अ ५३, श्लो २१

**मत्स्य** ઇસની ત્રીજા શતકના અતે એટલે વિક્રમના ચોથા શતકના આરભમા રચાયાનુ પાર્જિટર જણાવ છે[૧૭] એથી **भागवत**ની પ્રાચીનતા બાણ કરતા ત્રણેક વર્ષ અને મૂળરાજ કરતા સાતસો વર્ષ પાછળ જાય છે આમ છતા પાર્જિટરે એની રચના નવમા શતકમા ના આધારે ગણી છે તે સમજાતુ નથી[૧૮] તકરાર ખાતર એનો મત સ્વીકારી લઈએ તો પણ મૂળરાજ કરતા નિદાન બસો વર્ષ જેટલુ તો એ પ્રાચીન નિ શક રીતે સિદ્ધ થાય છે જ

## બીજા પ્રમાણો

**महाभारत** ઉપરાત **स्कन्द** અને **पद्म** પુરાણોમા પણ સિદ્ધપુરનો ઉલ્લેખ છે **स्कन्द** પુરાણનુ પ્રમાણ પાછળ આવ્યુ છે પણ **पद्म**નો

---

૧૫ Smith's Early History of India p 22
૧૬ Ibid, p 337
૧૭ Ancient Indian Historical Tradition, p 50
૧૮ Ibid, p 50

કેટલોક ભાગ મૂળરાજ પછીનો હોવાનો સંભવ છે.[૧૯] એથી એનો ઉપયોગ અહીં કર્યો નથી. આ સિવાય જ્યોતિષના ગ્રંથોમાં પણ સિધ્ધપુરનો ઉલ્લેખ જોવામાં આવે છે, પણ એ સિધ્ધપુરને લંકાની નીચેના પૃથ્વીના ભાગમાં કહ્યું છે, તેથી એ સ્થળ તો અમેરિકા હોવું જોઈએ.[૨૦]

રાજશેખરની **काव्यमीमांसा**માં બિંદુસરોવરનો ઉલ્લેખ છે. તે ચક્રવર્તિક્ષેત્રની સીમા કુમારીપુરથી (સંયુક્તપ્રાંતનું કાનપુર કે બંગાળાનું કોમીલા) બિંદુસરોવર સુધી કહે છે. **कुमारीपुरात्प्रभृति विंदुसरोऽवधि योजनानां दशशती चक्रवर्तिक्षेत्रम्।** (પૃ. ૯૨). હવે, બિંદુ-

---

૧૯. **काव्यमीमांसा** તથા **द्याश्रय**માં સાબરમતીને **श्वभ्रमती** કહે છે, જ્યારે **पद्म**માં તેને **साभ्रमती** એમ અર્વાચીન નામને મળતું નામ જણાવ્યું છે, એટલું જ નહિ પણ અન્ય કોઈ ગ્રંથમાં નથી, પણ તેમાં તેની તીર્થમાં ગણના કરી છે. એથી હું તેનો કેટલોક ભાગ બહુ પ્રાચીન માનતો નથી. અલબત્ત ભીમે સાબરમતીની તીર્થમાં ગણના કરી છે. એથી પાંચસો વર્ષ જેટલું તો હસ્તનુ આખું પુરાણ હોવુ જોઇએ.

૨૦ જુઓ **सिद्धान्तशिरोमणि** નો શ્લોક:— **लंकांकुमध्ये यमकोटिरस्याः प्राक् पश्चिमे रोमकपत्तनं च । अधोगतं सिद्धपुरं प्रसिद्धम् ॥** અલ્બરૂનિ તો કહે છે કે આર્યભટ, વસિષ્ઠ, પુલીશ આદિના ગ્રંથમાં પણ આવા ઉલ્લેખ છે (પૃ. ૨૬૭). આમાં તો લંકા અને રોમ સ્પષ્ટ છે, યમકોટિ તે હુ સૈબીરીઆનું યકુટસ્ક ગણું છું. સિદ્ધપુરને બર્જેસ કાલ્પનિક કહે છે. (Arch. Survey of N. Guj p. 58), પણ તેને હું મેકસીકોની પશ્ચિમે આવેલો સિદરો (Sedros) ટાપુ સમજુ છૂ.

સ્તાનમાં સિદ્ધપુર સિવાય અન્ય સ્થળે બિંદુસરોવર નથી[21] કોઇ કદાચ એમ ધારે કે પ્રથમ કુરુક્ષેત્રની સરસ્વતીના તટે હશે, પણ રાજશેખરે ઉત્તરાપથની નદીઓનો ક્રમ બરોબર આપ્યો નથી, એથી એને એ પ્રદેશનો પરિચય જણાતો નથી, જ્યારે તેણે પશ્ચિમ દેશ(ગુજરાત)ની નદીઓને—સરસ્વતી, શ્વભ્રવતી (સાબરમતી), વાર્તઘ્ની (વાત્રક), મહિ, હિડિંબા (વિશ્વામિત્રી?) એમ—યથાયોગ્ય ક્રમમાં દર્શાવી છે, તેથી એ પ્રદેશનો એને પ્રત્યક્ષ પરિચય જણાય છે આથી આ બિંદુસરોવર ગુજરાતની સીમામાં હોવું જોઇએ એ સ્પષ્ટ છે રાજશેખરનો સમય સં ૯૩૬થી ૯૭૮ સુધીનો નિશ્ચિત છે, એટલે એનો ગ્રંથ મૂળરાજથી પચીસેક વર્ષ પહેલાંનો છે (**का मी प्रस्ता पृ १५**)

## સ્થળનિર્ણય

પરંતુ ઉપર આપેલાં પ્રમાણો સિદ્ધપુરનો ચોક્કસ રીતે સ્થળ-નિર્ણય કરી આપતાં નથી એમ કોઈને લાગે તો તેમના સંતોષ માટે એ પ્રયાસ કરીએ **મહાભારત**ના વનપર્વમાં આ પ્રમાણે ઉલ્લેખ છે—

पुनर्बहुमृग रम्य काम्यक काननोत्तमम्।
मरुभूमे शिर स्थान तृणविंदुसर प्रति॥

અ ૨૫૯ શ્લો ૧૨

આમાં બિંદુસરોવરને મરુભૂમિ—મારવાડની આગળ આવેલું કહ્યું

---

૨૧ **મહાભારત**ના સભાપર્વ (અ ૩) અને ભીષ્મપર્વ (અ ૬) માં એક બિન્દુસરોવરનો ઉલ્લેખ છે પણ તેનું સ્થળ તો હિન્દુસ્તાનની બહાર જણાય છે જુઓ એ શ્લોકો —

अथोत्तरेण कैलासान्मैनाकप्रति ॥
हिरण्यशृग सुमहान्मणिमयोगिरि ॥

છે.[૨૨] મારવાડની હદ પાલણપુર મૂકયા પછી શરૂ થાય છે અને સિધ્ધપુર પાલણપુરની નજીક છે. એથી બિંદુસરોવરનું સ્થળ સ્પષ્ટ છે. વળી એજ પર્વના ૮૦મા અધ્યાયમાં તીર્થો ગણાવતાં ૫૭-૫૮મા શ્લોકમાં આબુના વસિષ્ઠાશ્રમનો ઉલ્લેખ છે, ત્યાર પછીના ૫૯મા શ્લોકમાં આ તીર્થ છે અને તે પછીના શ્લોકમાં પ્રભાસનું વર્ણન છે. આપણા તીર્થ સંબંધીનો શ્લોક નીચે પ્રમાણે છે:

---

**रम्यं बिन्दुसरो नाम यत्र राजा भगीरथ। दृष्ट्वं भागीरथीं गंगासुवास बहुलाः समाः॥** આમાં કૈલાસ અને મૈનાકની પેલી પાર આ સરોવર કહ્યું છે. એટલે તે ગંગાના મૂળ પાસે ટિબેટમાં હોવું જોઇએ. ભગીરથ ગંગા લાવ્યા ત્યારે ત્યાં રહ્યા હતા એમ પણ સ્પષ્ટ ઉલ્લેખ છે. વળી **भागवत**માં તો તેને સરસ્વતીના તટે કહ્યું છે, એટલે આ સરોવર જુદુંજ જણાય છે. **भागवत**નું બિંદુસરોવર તે સિદ્ધપુર પાસેનુંજ એમ હું આગળ સિદ્ધ કરીશ.

૨૨. આ સરોવરને તૃણબિંદુસરોવર કહેવાનું કારણ એટલુંજ છે કે તે તૃણબિંદુ નામના ક્ષત્રિયે બંધાવ્યું હતું. એણે પ્રભાસમાં બંધાવેલા તૃણબિન્દુ–ઈશ્વર મહાદેવના મંદિરનો ઉલ્લેખ **स्कन्दपुराण (प्र खं.** અ. ૧૩૮)માં છે. આ તૃણબિન્દુ સરોવરને હું સિદ્ધપુરનુ બિન્દુસરોવર સમજુ છુ. કાળબળે તૃણ વિશેષણનો લોપ થઈ ગયો હશે. હાલ જે એ સ્થળથી ઓળખાય છે એ તો ચાળીસ સમચોરસ ફુટનો કુંડ છે. પણ એની આજુબાજુની જગ્યા નીચાણમાં છે, તેથી ત્યાં પહેલાં સરોવર હશે એમ અનુમાન થાય છે. સરસ્વતીના પ્રવાહથી કે અન્ય કારણથી એ સરોવર તૂટી ગયું હશે. આવી રીતે પાટણનું સહસ્રલિંગ તૂટેલું છે. તેમજ કર્ણસાગર રૂપેણના પૂરથી અને જૂનાગઢનું સુદર્શન માહ મહિનાના માવઠાથી તૂટયાનાં દૃષ્ટાંતો છે. એ સુદર્શન અને પાટણના દુર્લભસરોવરનાં તો નામનિશાન પણ રહ્યાં નથી. તિબેટનું બિંદુસરોવર પણ હાલ તો ક્યાં છે?

पिंगतीर्थमुपस्पृश्य ब्रह्मचारी जितेन्द्रिय ।
कपिलाना नरश्रेष्ठ शतस्य फलमश्नुते ॥

હવે આબુ અને પ્રભાસની વચ્ચમા સિદ્ધક્ષેત્ર સિવાય બીજુ કયુ તીર્થસ્થાન હોઈ શકે? પિંગ અને કપિલ એ વર્ણ સમાન અર્થી છે. આપટેના કોશમા બને માટે એક શબ્દ Tawny આપેલ છે વળી, આ શ્લોકમા ગાયો માટે 'કપિલા' શબ્દ લખ્યો છે તે પણ સૂચક છે આથી આ તીર્થ કપિલક્ષેત્ર–સિદ્ધક્ષેત્ર છે એમ હુ માનુ છુ

હવે **ભાગવત**નુ પ્રમાણ તેના તૃતીયસ્કધ ઉપરથી નિશક સ્થળનિર્ણય થતો નથી પણ દશમસ્કધના ઉલ્લેખ ઉપરથી એ સહેજે થઈ જાય છે બળભદ્રની યાત્રાનો ક્રમ જણાવતા ૭૮મા અધ્યાયમા એ નીચેના શ્લોક તેમા આપ્યા છે

स्नात्वा प्रभासे संतर्प्य देवर्षिपितृमानवान् ।
सरस्वतीं प्रतिस्रोत ययौ ब्राह्मणसंवृत ॥ १८ ॥
पृथूदक बिन्दुसरस्त्रितकूप सुदर्शनम् ।
विशाल ब्रह्मतीर्थं च चक्र प्राचीसरस्वतीम् ॥ १९ ॥

આમા જણાવેલા કેટલાક સ્થળો કુરુક્ષેત્રની સરસ્વતી ઉપર પણ હોવા જોઇએ એમ **મહાભારત**ના વિવિધ ઉલ્લેખોથી સમજાય છે આર્યો વેદના વારામા પ્રથમ જ્યારે સપ્તસિંધુના પ્રદેશમા રહેતા હતા, ત્યારે એ સ્થળો ત્યા હોય જ એમા સદેહ નથી પરતુ તેઓ જ્યારે ગુજરાતમા આવીને વસ્યા હશે, ત્યારે જેમ અહિંની નદીને સરસ્વતી નામ આપ્યુ તેમ ત્યાના તીર્થોની પણ અહિં સ્થાપના કરેલી હોવી જોઇએ આથી આ શ્લોકમા જણાવેલા તીર્થોને **ભાગવત**ના કેટલાક ટીકાકારો કુરુક્ષેત્રના ગણે છે પણ બળભદ્ર સરસ્વતીના સામા વહેણે (**प्रतिस्रोतम्**) ગયા હતા અને તે રીતે એ તીર્થોનો ક્રમ બધ બેસતો નથી, એ વાત એમના ધ્યાનમા રહી નથી પરતુ શ્રી વલ્લભાચાર્યજીના લક્ષમા એ વાત આવી છે તેઓ લખે છે કે સામા વહેણે ગયા એ જોતા એ ક્રમ યોગ્ય નથી

તેથી તેમણે એમ સમાધાન કર્યું છે કે એ તીર્થમહાત્મ્યને લઇને હશે અગર તો પ્રાચીન સરસ્વતીના બંધા સ્થળે એ તીર્થ હોવા જોઇએ. (**यद्यपि प्रतिस्रोतो गमने क्रमेण पृथूदकानि तीर्थानि न सन्ति तथापि माहात्म्यं पुरस्कृत्य तेषां गणना तस्मिन् कल्पे । वा तथा सन्निवेशः पृथूदकादीनि पट्तीर्थानि सर्वत्र प्राचीसरस्वती एवं प्लक्षजाता-सुबोधिनी**) જીવગોસ્વામી તો બિંદુસરોવર ગુજરાતમાં છે એમ સ્પષ્ટ શબ્દોમાં લખે છે. એમનાં વચનો આગળ ઉપર ટાંકીશું. વળી, ભાગવતકારને કુરૂક્ષેત્રનાં તીર્થો અભિપ્રેત નથી, કેમકે કુરૂક્ષેત્રનું મહાભારત યુદ્ધ થયું. તેમાં તટસ્થ રહેવાને તીર્થયાત્રાનું બહાનું કાઢીને બલભદ્ર નીકળી પડે છે એમ જણાવ્યુ છે. **श्रुत्वा युद्धोद्यमः रामः कुरुणां सह पाण्डवैः॥ तीर्थाभिषेकव्याजेन मध्यस्थः प्रययौ किल॥ १७ ||**) તો પછી તેમને યુદ્ધના મધ્યમાં કુરૂક્ષેત્રમાં મોકલે એ કેવળ અસંભવિત છે. આથી આ તીર્થો ગુજરાતની સરસ્વતીના તીરે જ હોવાં જોઇએ. વળી, રાજશેખર **काव्यमीमांसा**માં પૃથૂદકની પેલે પાર ઉત્તરાપથ આવ્યો એમ કહે છે. (**पृथूदकात्परतः उत्तरापथः**-પૃ.૯૪) એ વચન પણ વિચારો. તે પૂર્વદેશને કાશી પછીનો ગણે છે અને ઉત્તરાપથમાં કુરૂક્ષેત્રની સરસ્વતી ઉપરાંત ગંગાથી સિંધુ સુધીની નદીઓનાં નામ ગણાવે છે. આથી કાશીથી કરાંચી સુધી સીધી રેખા દોરીએ તો તેની ઉત્તરે ઉત્તરાપથ આવે. એ ગણત્રીએ તેમાં હાલના સંયુકતપ્રાંત, દિલ્હી, પંજાબ, સિંધ અને રજપૂતાનાનો ઉત્તરાર્ધ-એ પ્રાંતોનો સમાવેશ થાય. એ મેળ જોતાં પૃથૂદક બરોબર ગુજરાતની સરસ્વતીના તટે આવી રહે છે. તેને હું કચ્છના રણ અને સિદ્ધપુરની વચમાં ગણું છું. ત્યાર પછી બિંદુસરોવર સિદ્ધપુર આગળ એ તો સ્પષ્ટ છે. ત્રિતકૂપને હું આબુમાં સરસ્વતીના મૂળ પાસે કોટેશ્વર નજીક આવેલું સમજુ છું. કેમકે **स्कन्ध-पुराण**માં કથા છે કે ત્રિત નામનો બ્રાહ્મણ યજ્ઞ કરવાની ગાયો મેળવવા નીકળ્યો હતો; ત્યાં વાઘના ભયથી ઊંડા ધરામાં પડી ગયો હતો, ત્યાંથી

બહાર નીકળી શકાય તેમ નહોતું તેથી તેણે માનસિક યત્ન કર્યો અને દેવોએ પ્રસન્ન થઈને ત્યાં પૃથ્વીનું પડ ફોડીને સરસ્વતી ઉત્પન્ન કરી એટલે એ પાણીને લીધે બહાર નીકળ્યો **अथ देव समादिष्टा तस्मिन्कूपे सरस्वती निर्गत्य वसुधां भित्वा पूरयामास वारिणा।** २५७ ॥ २९ ॥ આ પછીનું બ્રહ્માતીર્થ તે પુષ્કર એ સ્પષ્ટ છે અને તે પછીનું ચક્રતીર્થ તે જ પુષ્કરની નજીક સમજું છું. ભાલણ તો પુષ્કરને જ ચક્રતીર્થ ગણે છે, "બ્રહ્માતીર્થ કહેવાય રે" (પૃ ૩૯૭) આ ક્રમ ગુજરાતની સરસ્વતીને લાગુ પડે છે પૃષ્કર આગળ હાલ સરસ્વતી નથી પણ પ્રાચીન સરસ્વતીના પ્રવાહમાં એની ગણના છે

ચક્રતીર્થ પછી જમના અને ગંગા ઉપર થઈ બળભદ્ર નૈમિષારણ્યમાં જાય છે અને ત્યાંથી પ્રયાગ, ગયા વગેરે સ્થળે થઈ દક્ષિણમાં જાય છે એટલે આખો ક્રમ યથાયોગ્ય છે એમાં સહેજ પણ ભૂલ જણાતી નથી આ બધું જોતાં **भागवत**કારના મતે બિંદુસરોવર હાલ છે ત્યાં જ સિદ્ધપુર પાસે હોવાનું સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે **भागवत**નો સમય આપણે ઉપર જોયું તે પ્રમાણે મૂળરાજ કરતાં બહુ પ્રાચીન છે

## ભીમના સમયમાં સિદ્ધપુરની તીર્થપ્રસિદ્ધિ

પરંતુ આપણે બહુ દૂર નીકળી ગયા રા. બ. રામલાલભાઈએ પોતાના લેખમાં મૂળરાજ અને સિદ્ધરાજના સૂચનો કર્યાં છે, એટલે આપણે એટલો લાંબો પ્રવાસ કરવો પડ્યો, બાકી ભીમના નિવાસસ્થાનના નિર્ણયમાં એટલે દૂર જવાની જરૂર નથી એના સમયમાં સિદ્ધપુરની તીર્થ તરીકે ખ્યાતિ હતી એટલું જો પુરવાર કરી શકાય તો બસ છે એ સંબંધી પ્રમાણો હવે જોઈએ

શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો જન્મ સં. ૧૫૩૫માં થયો હતો, એટલે તેઓ ભીમના સમકાલીન છે તેઓ ગુજરાતની યાત્રાએ બે વખત આવ્યા હતા, તેમાં બંને વખતે સિધ્ધપુર ગયા હતા એમ તેમના ચરિત્ર ઉપરથી

જણાય છે.[૨૩] તેમની પહેલી યાત્રાના સંબંધી આ પ્રમાણે ઉલ્લેખ છે:

પછી આચાર્યશ્રી અંબિકાવનથી (અંબાજી) સિદ્ધપુર પધાર્યા ત્યાં બિંદુસરોવર ઉપર મુકામ કર્યો. આચાર્યશ્રીએ દામોદરદાસને કહ્યું કે આ ઠેકાણે કર્દમ ઋષીનો આશ્રમ હતો. અહિંજ કપીલ મુનિએ એમનાં માતુશ્રી દેવહૂતિને સાંખ્યશાસ્ત્રનું જ્ઞાન આપ્યું હતું. એ જ્ઞાન થયા પછી દેવહૂતિ આ સરોવરના જળરૂપ થઈ ગયાં.[૨૪]

---

૨૩. બંગાળાના ચૈતન્યદેવ પણ આ અરસામાં સં. ૧૫૬૭માં દ્વારકાની યાત્રાએ ગુજરાતમાં પધાર્યા હતા, પણ તેઓ સિદ્ધપુર ગયા હોય તેમ જણાતું નથી. પણ તેનું કારણ એ છે કે તેમના માર્ગમાં સિદ્ધપુર નહોતું આવ્યું. તેઓ દક્ષિણમાંથી આવ્યા હતા અને પાછા દક્ષિણ તરફ ગયા હતા. તેમની યાત્રાનો ક્રમ આ પ્રમાણે હતો. નાસીકથી, દમણ, સુરત, વડોદરા, ડાકોર થઇ અમદાવાદ ગયા હતા અને ત્યાંથી સાબરમતી ઓળંગી ધોળકાને રસ્તે (ઇ. ભાષાંતરમાં દ્વારકા છે પણ એ દેખીતીજ ભૂલ છે) કાઠીયાવાડમાં દાખલ થયા હતા. ધોળકાથી, ઘોઘા, સોમનાથ, જૂનાગઢ ગયા હતા. ત્યાંથી ધન્વન્તરી ઝાડીમાં થઈ (બરડા ડુંગરની?) ઓખામંડળના અમરાવતી (અમરાપર) પાસેના ગોપીતળાવ ઉપર થઈ દ્વારકામાં પ્રવેશ કર્યો હતો. ત્યાંથી વળતા વડોદરે આવી દાહોદ ઉપર થઈ દેવગઢ (બારીઆ?)ના માર્ગે ગુજરાત છોડ્યું હતું. ત્યાંથી વિદ્યાનગર (વિજયનગર) થઈ પોતે જગન્નાથપુરી પધાર્યા હતા. (આ ક્રમ માટે જુઓ Chaitanya and his Companions by D. C. Sen, pp. 259–69) આ ક્રમ જોતાં તેમને સિદ્ધપુર જવું ઉદ્દિષ્ટ નહોતું. એમ તો તેઓ પુષ્કર પણ ગયા નહોતા, એથી કંઇ તેની તે સમયની તીર્થપ્રસિદ્ધિ ન મનાય કે?

૨૪. લલ્લુભાઇ પ્રા. પારેખકૃત વલ્લભચરિત્ર, પૃ. ૨૮૧. સિદ્ધપુરમાં શ્રી. વલ્લભાચાર્યજીની બેઠક બિંદુસરોવર પાસે છે અને ત્યાં કર્દમની બહુ પુરાણી મૂર્તિ છે.

સં ૧૩૬૧મા રચાએલા **प्रबन्धचिंतामणि**ના ભાષાંતરમા સિધ્ધપુરનો ઉલ્લેખ છે (શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથકૃત બીજી આવૃતી પૃ. ૧૬૮) પણ મૂળ સંસ્કૃતમા તો એ સ્થળનુ નામ શ્રીનગર જણાવેલુ છે (પૃ ૧૫૧) એ શ્રીનગર તે જ સિધ્ધપુર એ નક્કી થઈ શકતુ નથી આથી આ પ્રમાણે હુ સંદિગ્ધ માનુ છુ

શ્રી વલ્લભાચાર્યજીના સમકાલીન શ્રી ચૈતન્યદેવના શિષ્ય શ્રી જીવગોસ્વામી–જેમનો મીરાંબાઈ સાથેનો પ્રસંગ 'વ્રજમા વસી હજી પુરુષ રહ્યા' સુપ્રસિધ્ધ છે–**भागवत** ઉપરની પોતાની **वैष्णवतोषणी** ટીકામા દશમસ્કંધના આગળ ટાંકેલા શ્લોકમા જણાવેલા બિંદુસરોવર સબંધી લખે છે કે એ ગુજરાતમા આવેલા સિધ્ધપુર પાસે છે

विन्दुसरोवर—कर्दमाश्रमे गुर्जरदेशीय सिद्धपुरवर्ति ।

સં ૧૬૫૦ના અરસામા રચાયેલા **हीरसौभाग्य** કાવ્યમા પણ સિદ્ધપુરનો ઉલ્લેખ છે

ब्रह्मपुत्री स्मितानेकपद्माक्रितायत्पुरश्रीमणिमेखलेवाजनि ।<br>सूरिकण्ठीरवोऽकुण्ठलोकोत्सवै सिद्धपूर्वपुर पावनं तद्व्यधात्॥<br>सं १२ श्लो० २८

સિદ્ધપુરની ગણના જૈન તીર્થોમા નથી, છતા પણ તેને પાવન કર્યુ છે, એ એની આર્યતીર્થપ્રસિદ્ધિ સૂચવે છે પાટણથી આબુ જતા શ્રી હીરવિજયજીએ ત્યા મુકામ કર્યો હતો એને અનવલીને નિર્દેશ છે

ભાસણ દશમસ્કંધમા મૂળના અનુવાદમા બિંદુસરોવરનો ઉલ્લેખ કરે છે

બિન્દુસરોવર માંહે તેહરે, ત્રિતકૂપે[૨૫] નાહ્યા એહરે,
બ્રહ્માતીર્થ ચક્રક્ષેત્ર કહેવાય રે, પંચપાચી સરસ્વતી જાય રે–
પદ ૪૫૫. પૃ. ૩૯૨.

પરંતુ હાથકંકણને આરશીની શી જરૂર? ભીમના સમય માટે ભીમનો પોતાનો પુરાવો સીધો–direct ગણાય. તે હરિલીલાની પહેલી કલામાં તીર્થોની નામાવલિમાં સિદ્ધક્ષેત્રને ગણાવે છે:—

તિહાં બદરીનારાયણ, વ્યાસ, સિદ્ધક્ષેત્ર, પુષ્કર, પ્રભાસ;
તિહાં વૈતરણી, રૂકમાવની, ગંગાસાગર, સાભરમતી.—
ક. ૮૭, પૃ. ૧૮

અહિં તેણે સિદ્ધક્ષેત્રને પ્રભાસથી જુદું ગણાવ્યું છે. વળી તેણે તે બંનેની વચમાં પુષ્કર મુકયું છે. એ ઠીક કર્યું છે; નહિ તો કદાચ જો પ્રભાસની આગળ સિદ્ધક્ષેત્ર મૂકયું હોત તો, તેને પ્રભાસનું વિશેષણ ગણી ત્યાં સિદ્ધિ પાઠ મૂકી, તેનું વતન પ્રભાસ હોવાનો પુરાવો એક વધત!

વળી તે ચોથા કલામાં બિંદુસરોવરનો ઉલ્લેખ કરે છે:

સિદ્ધક્ષેત્ર ઉત્તમ ભુવિમાંહિ, સાન્નિધ્ય શ્રી સરસ્વતીપ્રવાહ:
બિન્દુસરોવરિ બઈડાં ધ્યાનિ દેવહૂતિ પામ્યાં નિજ સ્થાન.–
ક. ૪૭, પૃ. ૫૩

આ સ્થળે તો રા. અંબાલાલભાઈ પોતે જ ટીકામાં સિદ્ધપુર જણાવે છે એટલે એ સંબંધી મતભેદને અવકાશ નથી.

---

૨૫. ભાલણના પ્રસિદ્ધ દશમસ્કંધમાં 'ત્રિતકૂપ'ને બદલે 'સુદર્શનતીર્થ' પાઠ છે, પણ મૂળમાં તો સુદર્શન તિત્રકૂપનું વિશેષણ છે. ભાગવતના કોઇ ટીકાકારે સુદર્શનને તીર્થ ગણ્યું નથી, પણ તિત્રકૂપ છે. વળી ચક્રતીર્થ તો પાછળ આવે છે જ. ભાલણે ભૂલ નહિ કરી હોય તો, સંપાદકની ભુલ હશે. એ કારણથી મેં પાઠ સુધારીને મૂકયો છે.

## દેવમંદિરો

ઉપરના ઉતારામા દેવહૂતિનો નિર્દેશ છે. તેની આગળની કડીઓમા કપિલનો ઉલ્લેખ છે વળી એ ગ્રંથની ફલ-શ્રુતિમા નીચેના બીજા દેવો જણાવેલા છે

સિદ્ધક્ષેત્ર, માધવ, સરસ્વતી, રુદ્રદેવ, શ્રી કર્દમ પતિ,
અલખગણેશ, ઈશ કેદાર, ગોવિંદસ્વામી ભક્ત સાધાર —

ક ૧૦, પૃ ૨૧૩

એટલે એ સ્થળના દેવો એકંદરે આ પ્રમાણે થયા —૧ કપિલ, ૨ દેવહૂતિ, ૩ કર્દમ, ૪ સરસ્વતી, ૫ રુદ્રદેવ, ૬ માધવ, ૭ ગોવિંદ, ૮. અલર્ક કે અલક્ષ્ય ગણેશ અને ૯ કેદારેશ્વર

આ દેવોમાથી પ્રભાસમા એક પણ નથી, જ્યારે છેલ્લા સિવાય બાકીના આઠેના મંદિરો અત્યારે પણ સિદ્ધપુરમા છે આમા બીજા દેવોની સાથે સરસ્વતીનુ નામ લીધુ છે, તે નદીને ઉદ્દેશીને નહિ, પણ દેવીને ઉદ્દેશીને હોવુ જોઇએ, કેમકે સરસ્વતીનુ મંદિર સિદ્ધપુરમા સરસ્વતીને તટે છે છેલ્લા બે દેવોના મંદિરો મને ત્યા જણાયા નથી, પણ ત્યા મહાદેવ અને ગણપતિના ઘણા સ્થાનકો છે, તેમાથી કોઈ નામ અથવા તો પહેલાના નામોમા અત્યારે ફેરફાર થઈ ગયો હોય રુદ્રદેવ તે રુદ્રમહાલયના શંકર એમ હુ સમજુ છુ પ્રભાસની માફક સિદ્ધપુરનુ એ પ્રસિદ્ધ મંદિર પણ ભીમના સમય પહેલા બે ત્રણ વખત તૂટયાનુ કહેવાય છે, પણ તે પ્રભાસની પેઠે એ મંદિર તૂટયા પછી તેનો પાછો જીર્ણોદ્ધાર થઈ પૂજા ચાલુ થતી હશે, નહિ તો મુસલમાનોને એ મંદિર વારંવાર તોડવાને કારણ હોય નહિ ભીમના સમયમા પણ રુદ્રમહાલયના પૂજનઅર્ચન ચાલુ હશે એના સમય પછી ઔરંગઝેબે તે છેક્જ તોડી

નાખ્યું અને મસીદ ત્યાં બંધાવી,[26] ત્યાર પછી એ મંદિર તરીકે બંધ પડયું હશે. આ રૂદ્રદેવ પ્રભાસના સોમનાથ નહિ, કેમકે જો તેમ હોય તો તેણે સ્પષ્ટપણે કેમ ન કહ્યા? પ્રબોધપ્રકાશમાં તે સ્પષ્ટ રીતે 'સોમેશ્વર' કહે છે, તો અહિં તેમ કહેતાં એને શું થયું?

આ પ્રમાણે આ દેવોનાં મંદિરો અત્યારે પ્રભાસમાં નહિ હોવાથી રા. અંબાલાલે **स्कन्दपुराण**માં ખોળી કાઢયાં, પણ તેમાં માત્ર કેદારે-

---

૨૬. ઔરંગઝેબે મહમ્મદ ગિઝની અને અલ્લાઉદ્દીન ખુની કરતાં પણ વધારે હિંદુ દેવળો તોડવામાં અને મૂર્તિઓ ભાગવામાં જુલમ કર્યો હતો; તેણે મથુરાના કેશવરાયનું અને કાશીવિશ્વનાથનું મંદિર તોડી ત્યાં મસીદો કરી હતી. ગુજરાતમાં તો તેણે સુબાગીરી વખતે અને બાદશાહ-ગીરી વખતે એમ બે વાર મંદિરો તોડયાં હતાં. અમદાવાદનું ચિંતામણ પાર્શ્વનાથ અને પ્રભાસનું સોમનાથનું મંદિર તેણે જમીનદોસ્ત કર્યાના દૃષ્ટાંત છે. સિદ્ધપુરનું મંદિર તોડયાનું ઇતિહાસમાં નથી, પણ એવા નાનાં ગામોનો ઉલ્લેખ ઇતિહાસમાં હોય નહિ. પણ તેણે આખા ભારતવર્ષનાં મંદિરો તોડવાનાં અને મૂર્તિઓ એવી રીતે ભાગવી કે ફરી તેની પૂજા ચાલુ ન થાય એવાં ફર્માનો કાઢયાં હતાં અને મંદિરોનો જીર્ણોદ્ધાર કરવાની મના કરી હતી. એટલે સિદ્ધપુરનું મંદિર પણ બચ્યું નહિ હોય. સિદ્ધપુરનો રૂદ્રમાળ મહમ્મદ ગિઝની અને અલાદ્દીન ખૂનીએ તોડયા સંબંધી પણ મૂળ ફારસી ગ્રંથોમાં ઉલ્લેખ નથી. એવાં નાના ગામોના ઉલ્લેખ ઇતિહાસમાં કયાંથી હોય? (ઔરંગઝેબના મંદિરભંજન માટે જદુનાથ સરકારનો ઇતિહાસ, ભા. ૩, પૃ. ૩૧૯થી ૩૨૪ જુઓ.)

શ્વર૨૭ અને માધવ સિવાય નામ છે જ નહિ આથી તેમાથી માત્ર માધવ સબધી એક જ શ્લોક તેઓ ટાકી શક્યા છે પણ એ માધવ તે પ્રભાસના નહિ, પણ પોરબદરના માધવપુરના! વળી તેમા જણાવેલા તપ્તોદક સ્વામીને તો ભીમ ઓળખતો પણ નથી! માધવપુરના માધવ તે પ્રભાસના ગણી શકાય? એમ હોય તો પછી ડાકોરના દેવને અમદાવાદના કે વડોદરાના ગણવા જોઈએ વારુ, પ્રભાસક્ષેત્રની મર્યાદામા એ સ્થળ ગણી માધવરાયને પ્રભાસના ગણીએ, પણ માધવરાય સિવાય બીજા દેવોને માટે શુ? ગોવિંદરાયનુ મદિર તો આખા કાઠિયાવાડમા શોધ્યુ ય નહિ જડે જ્યારે સિદ્ધપુરમા 'ગોવિંદ–માધવ'ના મદિરમા ગોવિંદરાય અને માધવરાયની મનોહર પ્રાચીન મૂર્તિઓ બિરાજે છે વળી કપિલ, દેવહૂતિ અને કર્દમની મૂર્તિઓ તો આખા ભારતવર્ષમાં બીજે કોઈ સ્થળે નથી આ ઉપરથી સ્પષ્ટ જણાયુ હશે કે હરિલીલામા નિર્દિષ્ટ કરેલુ સ્થળ પ્રભાસ નહિ, પણ સિદ્ધપુર છે અને ભીમનુ નિવાસસ્થાન પણ એ જ હોવુ જોઈએ

## ભાષાવિચાર

આ સબધી પણ હજી કઈ શકા રહેતી હોય તો હરિલીનાની ભાષા ઉપરથી તે દૂર થઈ જાય છે, આ સબધી થોડાક ઉપરટપકેના વિચાર જણાવું છુ. તેનો ઝીણવટથી અભ્યાસ કરવાનો સમય મળ્યો નથી

૧ હરિલીલામા કાઠિઆવાડી પ્રાતિક શબ્દો જેવા કે હાલવુ, રેઢો, વાસરી, ખમો, વગેરે કોઈ જોવામા આવતા નથી પણ તેને

૨૭ પ્રભાસખડમા નવનાથ મહાદેવના મદિરોના નામ છે, એ બેગ કેદારેશ્વરન પણ નામ છે એટના બધા મદિરો પ્રભાસમા કોઈ કાળે હશે કે કેમ એ શકાસ્પદ છે કેદારેશ્વરનુ મદિર હોય, તોપણ નવમાંથી એક બે નામથી પ્રમાણ સ્થાપિત ન થાય. એમ તો આણુ ક્ષેત્રમા પણ ઋ ર મા એક કેદારેશ્વર નુ નામ છે એ સિદ્ધપુરની નજીક સ્થળ

બદલે ગુજરાતમાં વપરાતા ચાલો, સૂનો, પટોળી. રહો વગેરે શબ્દો વપરાયા છે.

૨. તેમાં ઘણી કહેવતો છે, તે પણ ગુજરાતમાં પ્રચલીત છે તે જ છે; કાઠિઆવાડની ખાસ કોઈ કહેવત નથી.

૩. પ્રાચીન ગુજરાતની અને રાજસ્થાનની ભાષામાં દરવાજાને બદલે 'પોલિ' શબ્દ વપરાતો. મેવાડ અને મારવાડમાં હજી પણ એ અર્થમાં એ શબ્દ પ્રચલિત છે અને ગુજરાતમાં પણ કવચિત છે, પણ ઘણે ભાગે મહોલ્લાનાં નામોમાં એ રૂપાંતર પામ્યો છે. મહોલ્લાને દરવાજા હોય તેની સંજ્ઞા ઉપરથી એ રૂપાંતર થયું છે. પરંતુ કાઠિઆવાડમા એ શબ્દ પ્રચારમાં નથી. ભીમ એ શબ્દ વાપરે છે:

ચ્યારિ પદારથ **પોલ**ઇદ્વારિ, ઇન્દ્રસુત જસવંત તલહાર.

કલા ૧૪, કડી ૮, પૃ. ૧૭૩.

૪. ભીમ પગથીઆંને માટે 'પાવડી'[૨૮] શબ્દ વાપર છે.

છાજાં મણિમંડિત ચિહુ પક્ષ, મોટાં ધવલગૃહ નવલક્ષ.

વૈડૂર્ય કેરી **પાવડી** પાખલિ તેહ પીરોજે જડી.–

ક. ૧૪, ક ૨–૩ પૃ. ૧૭૨.

આ શબ્દ કાઠિઆવાડમાં વપરાતો નથી, પણ સિદ્ધપૂર તરફ વપરાય છે અને 'માધુપાવડીનો આરો' એમાં અમરત્વ પામ્યો છે.

૫. પરંતુ સૌથી અગત્યની બાબત તો હરિલીલામાં વપરાએલાં ભવિષ્યકાળના પ્રથમા એકવચનનાં રૂપો સંબંધી છે. સંસ્કૃત **इष्ये** પ્રત્યય ઉપરથી પ્રાકૃત **इस्सइ** થઇ પ્રાચીન ગુજરાતીમાં ઇસિ કે એસિ રૂપ થયું છે. જુઓ,

---

૨૮. રા. અંબાલાલભાઈએ 'પાવડી'નો અર્થ પાળ લખ્યો છે (જુઓ ટીકા પૃ. ૩૯૪); પણ પહેલી પંક્તિમાં ધવલગૃહ જણાવ્યાં છે. તો ઘરને પાળ હોય ખરી? રા. અંબાલાલભાઈ જેવા સાહિત્યમર્મજ્ઞ પણ તેનો અર્થ ન શમજી શકયા, એ જ એ શબ્દની પ્રાંતીયતા સિદ્ધ કરે છે.

૧ જન ઊહિસિ હઠિ દક્કન્ત ગણિ, તવ નગણુ સુગ્રાણુ તણિ
ગ્યુમલ્લ ૭૬ ૩૪

૨ ગૃજગતિગ્યૂ **માંડિસિ** કલહુ, માહાગ્ય ગ્યાથિ કટક મોકલુ
કાન્હ. પ્ર ૧, ૨૬

૩. કહિ કવિઅણ હૂ વિમનમતિ વિમલપ્રબંધ **રચેસિ**
વિ પ્ર ૧, ૧

૪ ભક્તિ ઉપાગ્યઘ ભાવપરી **બોલિશિ** અનુક્રમિ તેહ
હ ૮ ૫૪, પૃ ૭૨

પરતુ એક બીજુ રૂપ ઘણી જગ્યાગ્યે વાપરે છે

૧ મર્યાદા ત્રિભુવનધણી, **બોલ્યોમ** તેહ વિચાર—૬ ૧, પૃ ૧૩

૨ હવઈ યથાસુગતિ **કહ્યોસ** પૂર્વ કથાપ્રસંગ—૬ ૩૮, પૃ ૮૩

૩ પગિ ધગિનઈ તે **માર્યોમ**, પછઇ નચત ગજ **કર્યોસ**—
૬ ૪૬, પૃ ૧૩૫

૪ ઠ્ઠ **મન્યોમ** એ પડશઇ દેહ, પશુતણિ મતિ પનહગિ એહ
૬ ૪૬, પૃ ૨૧૦.

૫ વાડવતણુ વચન **માગ્યોમ**, તુઇ કૃષ્ણહ કથા **રચ્યોસ**—
૬ ૫૮, પૃ ૧૨

---

૧૯ આ રૂપ રાજસ્થાની કે મારવાડી ભાષામા પણ નથી, એ વળી એના પ્રાતીયતાનો વિશેષ પુરાવા છે (જુઓ. ડૉ ટેસિટોરીનુ પશ્ચિમ રાજસ્થાની ભાષાનુ વ્યાકરણ—Indian Antiquary, April 1915 pp 80–81) ત્યારે આ રૂપ ક્યાથી આવ્યુ ? એક તર્ક અહી રજુ કરુ છુ અપભ્રંશ વર્તમાન પ્રથમા એક વચનનુ રૂપ अउ તેમા ભવિષ્યનો इस्सइ પ્રત્યય ઉમેરાતા योस्सइ-योसि-योस થયુ હોય દા ત करउक+इस्सइ=कर्योस्सइ-कर्योस्सि—કર્યોમ ટેસિટોરી ભવિષ્ય પ્ર એ વચનનુ इसु રૂપ લખે છે, પણ મને તો તે બહુવચનનુ લાગે છે કવિઓ પોતાને બહુવચનમા એવા રૂપ લખે છે, પણ એની સાથે એકવચનનુ હૂ સર્વનામ હોય તોજ એકવચની ગણાય

વળી પ્રબોધપ્રકાશમાં પણ

૬. કરેસ કથા તિણઇ કારણિ વાણી હુઇ પવિત્ર.–પ્ર. ૬, ક ૨૩.

આ રૂપો બીજા કોઇ કવિએ વાપર્યાં જણાતાં નથી, માત્ર કર્મણે એક જગાએ સીતાહરણમાં તે વાપર્યું છે:

જીવ્યોસ તુ વલી જસવાધીસઇ, નહીંતરિ દુસ્તર તાર્યાં.

ક. ૧૪૬, પ. ૩૯.

પરંતુ કર્મણનું સ્થાન નિશ્ચિત નથી. તેનું મારવાડીને મળતું કર્મણ નામ જોતાં તે ઉત્તર ગુજરાતનો પણ વતની હોય. ત્યારે પછી ભીમના આ રૂપનો ખુલાસો શો? તે એટલો કે તે રૂપ પ્રાંતીય છે. તેનો છેલ્લો 'સ' ખરી જઇને હજી પણ એ ઊંઝા–સિદ્ધપુર અને વીસનગર વડનગર તરફ વપરાય છે, "હું આજ નહિ પણ કાલ લાવ્યો (લાવીશ),' 'તું કાલે મારે ઘેર આવીશ તો તારૂ કામ કર્યો (કરીશ),' 'તું વધારે બોલીશ તો તને માર્યો (મારીશ)' વગેરે હાલ પણ ત્યાં બોલાય છે.[૩૦] આવાં રૂપો કાઠિઆવાડ તો શું પણ, ગુજરાતના બીજા ભાગોમાં વપરાતાં નથી. આથી ભીમનું નિવાસસ્થાન સિદ્ધપુર હોવું જોઇએ એમ નિઃશંક રીતે સિદ્ધ થાય છે.

## પ્રબોધપ્રકાશનો ઉલ્લેખ

ત્યાર પછી, ભીમે પ્રબોધપ્રકાશમાં પ્રભાસનો અને સોમનાથનો ઉલ્લેખ કર્યો છે, એ શાથી? આ પ્રશ્ન સ્વાભાવિક છે પણ હું કહું છું કે તે કાવ્ય એણે ત્યાં રચ્યું હતું એટલું એનાથી જણાય છે, તે પ્રભાસનો વતની નહોતો એ તો એમાં વપરાએલા શબ્દો ઉપરથી સ્પષ્ટ જણાઈ જાય છે. તે પંક્તિઓ જુઓ:

---

૩૦. આ રૂપ પુરૂષો વાપરે છે, એટલું જ નહિ પણ સ્ત્રીઓ પણ વાતચીતમાં વાપરે છે. "બેન, તારે ઘેર હું સાંજે આવ્યો (આવીશ)' વગેરે.

ભવભયભંજન શ્રી ભારતી, પય પ્રસાદિ વહિ સરસ્વતી
શ્રી સોમેશ્વર નિજ આવાસ, ભૂમિ માહિ બીજુ કૈલાસ
તીરથ તિલકક્ષેત્ર પ્રભાસ, તિહાં વસઈ દ્વિજ નરસિંહ વ્યાસ
તે ઘરિ સેવક વૈષ્ણવદાસ કીધુ એહ પ્રબોધપ્રકાશ

છેલ્લી બે પંક્તિઓમાં તે શું લખે છે? 'પ્રભાસમાં નરસિંહ વ્યાસ નામના બ્રાહ્મણ વસે છે, તેના ઘરમાં રહીને વૈષ્ણવે (ભીમે) આ પ્રબોધપ્રકાશ રચ્યો.' હવે જો પ્રભાસ જ તેનું વતન હોય તો બીજાને ઘેર જઈને ગ્રંથરચના શાથી કરે? નરસિંહ વ્યાસ તેનો બાપ હોવાનો પણ સબબ નથી, બાપને ઘેર રહીને ગ્રંથ રચ્યો એમ કહેવાનો શો હેતુ? આથી પ્રભાસ તેનું વતન હોય એમ જણાતું નથી. કોઈ કહેશે સિદ્ધપુરનો ભીમ છેક પ્રભાસમાં જઈને ગ્રંથરચના કેમ કરે? તો કહેવાનું કે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં આવા પ્રસંગો ઘણા છે. જૂનાગઢના શ્રીધરે પ્રભાસમાં એક ગ્રંથ રચ્યો હતો, ખંભાતના શિવદાસે દક્ષિણ-સિન્નપુરમાં અને વડોદરાના પ્રેમાનંદે સુરત, નંદરબાર અને બુરાનપુરમાં ગ્રંથો રચ્યાના દૃષ્ટાંતો મળી આવે છે.[31] તો ભીમને માટે તે શાથી અશક્ય ગણાય? વળી તેને પ્રભાસમાં જવાને માટે કારણ પણ હતું. તે વખતોવખત દ્વારકાની યાત્રાએ જતો એમ તે પોતે જ જણાવે છે. ત્યારે જૂનાગઢ-પોરબંદર ઉપર થઈને જવાતું. તેથી તે દ્વારકા જતાં કે ત્યાંથી પાછા વળતાં પ્રભાસની યાત્રાએ ગયો હોય અને નરસિંહ વ્યાસને ઘેર ઊતર્યો હોય અને તેની સૂચનાથી પ્રબોધપ્રકાશ રચ્યો હોય તે કેવળ સ્વાભાવિક છે. તે પ્રબોધપ્રકાશના સંસ્કૃત મંગલાચરણમાં

---

૩૧ **बालभारत** કાવ્યના કર્તા અમરચંદ્રસૂરિએ પોતાના **पद्मानन्द** કાવ્યમાં લખ્યું છે કે આ ગ્રંથ પાટણના પદ્મમંત્રિના ઘરમાં રહી રચ્યો છે: **श्री पद्मस्तयनेन पद्मवदय सद्माश्रितो निर्ममे–प्रशस्ति** '૭'. એટલે અન્યના ઘરમાં રહીને ગ્રંથો રચ્યાના દૃષ્ટાંતો છે

**નૃસિંહપ્રસાદેન** કહે છે એમાં નરસિંહ વ્યાસની મહેમાનગીરીનો ઉલ્લેખ છે એમ હું સમજું છું.

આ બધી ચર્ચાનો નિષ્કર્ષ એટલો જ નીકળે છે કે ભીમનું નિવાસ-સ્થાન સિદ્ધપુર હતું અને તેણે હરિલીલા ત્યાંજ રચી હતી, પણ પ્રબોધપ્રકાશ પ્રભાસમાં રચ્યો હતો.

હવે આપણે ખંડનાત્મક વિવેચનમાંથી મંડનાત્મક માર્ગે વળીએ. રા. અંબાલાલભાઈએ ભીમના ગુરૂનો નિર્દેશ કર્યો છે, પણ તેને ઓળખાવવાનો પ્રયત્ન કર્યો નથી, એ પ્રશ્ન અણઉકેલ્યોજ રહેવા દીધો છે.[૩૨] તે આપણે ઉકેલવાનો પ્રયાસ કરીએ. ભીમ પોતાના ગ્રંથોમાં એના ગુરૂ સંબંધી બેત્રણ વીજળીના ઝબકારા નાંખી દે છે, એમાં એના સ્વરૂપનું કંઈક ઝાંખું ઝાંખું દર્શન થઈ જાય છે. તે હરિલીલા રચ્યા પહેલાં કોઈની પાસે આશીર્વાદ મેળવવા ગયો હતો. તે કાવ્યના આરંભમાં લખે છે:

આવી દ્વિજનઈ લાગુ પાઈ, મઝનઈ કીધું બહુત પસાઇ.
કર જોડી બ્રાહ્મણ વીનવ્યા, 'સ્વામી, મઝ ઉપરિ કરૂ દયા.
મનમાંહિ ઉત્કંઠા ઘણી કથા કહેવા કેશવતણી.
તહ્મારી અનુકંપા થિકી ગાયોસ ગુણ હૂં સુત દેવકી.
કથા રખે રહિ અધવિચિમાહિ, પછઈ લોકહસારત થાઈ.'
વલતૂં વચન **મહાકવિ** કહઈ, 'એ કથા અધવિચિ નવિ રહઈ.'
આણી હૃદય વિચાર વિવેક. પૂરવછાયુ આપુ એક.

---

૩૨. જુઓ, ઉપોદ્‌ઘાત પૃ. ૧૧૨. ટિપ્પણ, ૨૭. "આ પુરૂષોત્તમ વિપ્ર કોણ તે જાણવાનું કોઇ સાધન નથી. એટલે તે સંબંધી અહીં જ અટકવું જોઇએ"

પૂર્વછાયુ

'મોલ કલા* સ ઝરની, બીજું બિંબ મયંક,
પૂરી પાતકનામની હુઈ ત્યા નિકલંક''

ચૂપૈ

વલી ઉપરિ આપુ વરદાન, "પામીશ ધરણીધરનુ ધ્યાન."
તુઠા દ્વિજ દીધી આશીષ "તુઝનઇ પ્રસન હુઆઇ જગદીશ"
વિપ્રતણૂ વચન પામીઉ, કર જોડી મસ્તક નામીઉ
તુ મઈ જાણી અક્ષર યુગતિ, પામ્યુ કેશવ તણી દૃ ભગતિ

આમા પોતાને અક્ષરયુક્તિ તથા કેશવભક્તિનો આશીર્વાદ આપી કાવ્ય લખવા પ્રેરણા કરનાર અને એ કાવ્યનો 'ષોડશકલા' એવો નામકરણસંસ્કાર કરનાર બ્રાહ્મણને ભીમ મહાકવિ કહે છે, તો એ કોણ? પોતાના કાવ્યના ગુણ અને વિસ્તાર એ બન્નેથી એ સંજ્ઞા સાર્થક કરનાર તો ભીમના સમયના એજ કવિયો ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા જણાય છે—તે જૂનાગઢનો નરસિંહ મહેતો અને પાટણનો ભાલણ

* ભાપદેવના મૂળ કાવ્યનુ નામ **हरिलीलाविवेक** છે, પણ ભીમે **विवेक**ને બદલે **षोडशकला** નામ આપ્યુ છે તે એના ગુરૂની સૂચનાનુ પરિણામ જણાય છે આવી ભીમના કાવ્યનુ નામકરણ ભાલણે કર્યું હતુ એમ હુ માનુ છુ. ઉપરનો પૂર્વછાયો ભીમની પોતાની રચના નથી પણ તેના ગુરૂની રચના છે, એ તો 'આપ્યુ પૂર્વછાયુ એક' એ ઉપરથી સ્પષ્ટ છે ભાલણને 'મોળ કળા' શબ્દ ખાસ પ્રિય હતો, એ તેના દશમસ્કંધના વિવિધ ઉલ્લેખો ઉપરથી જણાય છે જુઓ પદ ૪૯૧, પૃ ૪૩૭

"લક્ષ્મીએ મોળ કળા પ્રમાણ મેલ્યા નારાપાણ,"

એવા પ્રિય શબ્દો ઉપરથી સંસ્કૃત કવિઓના વિશેષણો થયા છે જેમ કે દીપશિખા—કાલિદાસ, ઘંટા—માઘ, અનર્ઘ—ર્ઘ વગેરે આ રીતે ભાલણને આપણે 'મોળકળા—ભાલણ' કહી શકીએ

ત્રિવેદી. પરંતુ નરસિંહ તો હરિલીલા રચાઈ (સં. ૧૫૪૧) એ પહેલાં પાંચ વર્ષ ઉપર પ્રભુના ધામમાં પહોંચી ગયા હતા.[૩૩] એટલે ભાલણ જ અવશિષ્ટ રહે છે. સિદ્ધપુરથી પાટણ પગરસ્તે માત્ર બાર ગાઉજ દૂર છે, તેથી ભીમને સારસ્વતમંત્રની દીક્ષા આપનારને હું ભાલણ સમજું છું

પરન્તુ ઉપરની પંક્તિઓમાં 'મહાકવિ' શબ્દ છે તે ઉપોદ્‌ઘાતના ઉતારામાં છે, મૂળ કાવ્યભાગમાં તો તેને બદલે 'મહારીષિ' શબ્દ છે. તેમજ ટિપ્પણનાં પાઠાન્તરોમાં પણ કોઈમાં 'કવિ' શબ્દ જણાતો નથી, એટલે જો બીજી કોઈ પ્રતમાં એ ન હોય તો સંપાદકની સરતચૂક અથવા મુદ્રણદોષનું એ પરિણામ હોવું જોઇએ. છતાં પણ ઋષિ શબ્દ યથાર્થ હોય તોપણ એ મહાઋષિમાં ગુજરાતી કાવ્ય-રચનાની શકિત તો હતીજ, એમ ઉપરના પૂર્વછાયાની નિર્દોષ અને સુગ્સ કવિતાથી સિદ્ધ થાય છે. વળી ઋષિનો અર્થ સંસ્કૃતમાં કવિ પણ થાય છે. **ऋषयो मन्त्रद्रष्टारः** એ શ્રુતિવાકય અને **यस्य वाक्यं स ऋषिः** એ યાસ્કનું વચન ઋષિને કવિ તરીકે જ ઓળખાવે છે. આથી 'મહાઋષિ'નો અર્થ 'મહાકવિ' થઇ શકે છે.

છતાં પણ આ પ્રમાણે જો સંદિગ્ધ લાગતું હોય તો બીજું પ્રમાણ એ સંદિગ્ધતા દૂર કરે છે. વળી ઉપરના પ્રમાણમાં ભીમના ગુરૂનું નામ

---

૩૩ મહેતાનો જન્મ સ. ૧૪૭૦માં થયો હતો અને તેઓ ૬૬ વર્ષ સુધી જીવ્યા હતાં. તેથી તેમનું અવસાન સં. ૧૫૩૬માં ગણી શકાય (જુઓ નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ ઉપોદ્‌ઘાત, પૃ. ૨૫ તથા ૪૪). 'ત્રિકમદાસનાં કાવ્યો'માં રા. નટવરલાલ દેશાઇએ નરસિંહના નામે ચઢેલાં એક બે પદોમાંના પુષ્ટિમાર્ગના ઉલ્લેખથી તેનો સમય સં. ૧૫૫૫ સુધી લંબાવ્યો છે, પણ એ સંદિગ્ધ છે. એ પદો ઐતિહાસિક દૃષ્ટિએ કૃત્રિમ છે. કદાચ દયારામની કૃતિ હશે. વલ્લભસંપ્રદાયમાં નરસિંહને 'બધૈયો' (વધાઈ આપનાર) કહ્યો છે, એ જ બતાવે છે કે તે વલ્લભાચાર્યનો પૂર્વગામી છે.

આપ્યુ નથી પણ એના પ્રબોધપ્રકાશમા ગુરુનુ નામ આપ્યુ છે એ ગ્રંથના સંસ્કૃત મંગળાચરણમા ભીમ પ્રથમ નારાયણદેવને નમસ્કાર કરી ગુરુને નમસ્કાર કરે છે ત્યાં લખે છે કે

पुरुषोत्तमनामानं विप्र वेदान्तपारगम्।

અર્થાત્ વેદાન્તમા પારંગત વિપ્ર પુરુષોત્તમને નમસ્કાર કરીને વળી એ ગ્રંથના અંતમા આમ લખે છે

અધીત સકળશાસ્ત્ર સિદ્ધાન્ત, પ્રેમ અધિક ઉપરિ વેદાન્ત

શ્રી પુરુષોત્તમતણા પ્રસાદ કીધુ એહ કથા અનુવાદ. (પ્ર. ૬, ક ૭૯)

આ ઉપરથી આપણે ભીમના ગુરુના લક્ષણો આ પ્રમાણે બાંધી શકીએ (૧) તે બ્રાહ્મણ હોવો જોઇએ, (૨) તેનુ નામ પુરુષોત્તમ હોવુ જોઇએ, (૩) તેણે શાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હોવો જોઇએ, અને (૪) વેદાન્ત ઉપર તેની વિશેષ પ્રીતિ હોવી જોઇએ હવે, આ લક્ષણો ભાલણને લાગુ પડી શકે એમ છે કે નહિ તે જોઇએ (૧) ભાલણ ત્રિવેદી મોઢ બ્રાહ્મણ હતો એ તો નિર્વિવાદ છે (૨) તે પુરુષોત્તમ નામે ઓળખાતો એ લોકપ્રસિદ્ધ છે એનો ઉલ્લેખ રા નારાયણભાઈએ ઇ સ ૧૮૮૭મા તેના ચરિત્રમા કર્યો હતો[34] તથા એની જૂની પ્રતો ઉપર એની છબીમા પણ એ નામ છે ભીમના સમયમા નરસિંહ મહેતો કે અન્ય કોઈ કવિ એ નામથી જાણીતો નથી (૩) તેની શાસ્ત્રપારંગતતા વેદથી માંડી સર્વ પુરાણો તથા મનુસ્મૃતિ આદિ સ્મૃતિઓ વાંચેલી છે એમ મે મારા આ માળામા તેના ચરિત્રમા તથા તેના નળાખ્યાનના ઉપોદ્ઘાત અને ટીકામા સપ્રમાણ સિદ્ધ કર્યું છે તો હવે માત્ર (૪) તેના વેદાન્તજ્ઞાનનો વિચાર કરવો બાકી રહે છે

[34] મે ભાલણના ચરિત્રમાં પુરુષોત્તમ નામ સંબંધી કંઈક શંકાની નજર નોંધી છે, પણ ભીમના પ્રમાણથી ભાલણનુ બીજુ નામ પુરુષોત્તમ હોવું જોઇએ એમ માનુ છુ

તે અહિં કરીએ. તે મૂળ સંસ્કૃત કાદંબરીમાં નહિ આવેલ એવો એક શ્લેષ પોતાના અનુવાદમાં નીચે પ્રમાણે આપે છેઃ

લોભ ધરમનૂં. અહંકાર તે જેહનિ બ્રહ્મજ્ઞાન

એટલે તે નગરમાં અહંકાર(અહંભાવ–अहंब्रह्मास्मि) તે જેને બ્રહ્મજ્ઞાન હતું તેનેજ હતો, બીજા કોઇને અહંકાર (ગર્વ) હતો નહિ. આ શું તેનું વેદાન્તજ્ઞાન નથી દર્શાવતો? તે ઉપરાંત સ્વ. ભારથીએ પોતાના લેખમાં તેનું રચેલું એક સંસ્કૃત અષ્ટક છાપ્યું છે. એ છે તો બહુ અશુદ્ધ પણ એ વેદાન્તવિષયક છે એ તો સહેજે જણાય છે. અને તેની પુષ્પિકા આ પ્રમાણે છેઃ–इतिश्री पुरुषोत्तमकृतं वह्मतत्त्व। વળી એના ગુરૂના એક વ્રજ ભાષાના પદ નીચે, નીચે પ્રમાણે ગુજરાતી કાવ્યની પંક્તિઓ લખેલી તે પણ સ્વ. ભારથીએ ઉતારી છેઃ

બત્રીશ લક્ષણ સંસારનાં તે નવ જાણું કાય.
તેત્રીશ લક્ષણ નિરંજનનાં આવે ગુરુકૃપાય
ચોસઠકળા સંસારની, પાંસઠમો પરબ્રહ્મ,
તે કો [કયા] પ્રવીણ હોય ? ચૌદ વિદ્યાનાં ક્રમ,
પંદરમી (પદર) વિદ્યા [છે રે] સોહમ્
તે પ્રભુ આપજો ઇમ કહે પુરૂષોત્તમ.

આ કાવ્યનો વિષય પણ વેદાન્તનો છે. આ ઉપરાંત તેનાં કાવ્યોમાંથી એ વિષયનાં અવતરણો ઘણાં તારવી શકાય એમ છે. પણ અહિં તે માટે અવકાશ નથી, આટલાં જ પ્રમાણ પૂરતાં છે એમ હું માનું છું.

આ ઉપરથી ભાલણને ભીમનો ગુરૂ માનવામાં કંઇ બાધ નહિ નડે એમ હું ધારૂં છું.

## ભાલણનો ગુરુ

ભીમના ગુરુનુ આપણે દર્શન કર્યું પણ ભાલણના ગુરુ સબધી કઈ પ્રકાશ મળે છે? ભીમના ગુરુ જેટલો સ્પષ્ટ તો નહિ, પણ તે સબધી પણ એકાદ આછુપતળુ કિરણ દૃષ્ટિ દેખાય છે ખરુ.

ભાલણના ગુરુ સબધી જૂદા જૂદા સૂચનો થયા છે સ્વ ભાગથીએ પરમાનન્દ તથા આગમાનન્દ નામ કહ્યા હતા. નળાખ્યાન ઉપરથી મે શ્રીપાતજી નામ સૂચવ્યુ હતુ [૩૫] પરન્તુ એ નામો શકાસ્થિત જણાય છે આજે બીજુ નામ દર્શાવુ છુ ઇ સ ૧૯૨૭ના બુદ્ધિપ્રકાશના ફેબ્રુઆરીના અકમા ભાલણનુ મામકી આખ્યાન પ્રગટ થયુ છે તેની પુષ્પિકા નીચે પ્રમાણે છે

ઇતિશ્રી પદ્મપુરાણે ઉમામહેશ્વરસવાદે ત્રનાડી ભાલણકૃત મામકીનૂ આખાન સપૂરણ શ્રી ગુરુ **બ્રહ્મપ્રિયાનદ** નાથજીના પ્રેમથી લખાણ છે શ્રી

આમા સવત જણાવ્યો નથી અને કાવ્યની ભાષા ઉપરથી એ પ્રત ભાલણના સમયની જણાતી નથી, પરન્તુ આ પુષ્પિકા ભાલણની મૂળ પ્રતની છે એમ હુ ધારુ છુ લહીઆએ પોતાની જૂદી પુષ્પિકા નહિ લખતા મૂળનીજ કાયમ રાખેલી લાગે છે આમા તેના ગુરુનુ નામ 'બ્રહ્મપ્રિયાનદ' જણાવેલુ છે મારો તર્ક આધાર છે તે નીચેના પ્રમાણ ઉપરથી જણાય સ્વ ભાગથીએ પોતાના લેખમા ભાલણના ગુરુની વ્રજભાષાની એક જકડી' પ્રકટ કરી છે તેની અતિમ બે પક્તિઓ નીચે પ્રમાણે છે

**मुग्यत नीत सदानन्दसागर आनन्द होवे दृष्ट समाने।**
**शिवमेलके नामसे पूरन ब्रह्मप्रिया नामको स्वसमाने॥**

આમા છેલ્લી પક્તિમા 'બ્રહ્મપ્રિયા' નામ છે, એ એના રચનારનુ

---

[૩૫] ભાલણકૃત બે નળાખ્યાન, ઉપોદ્ઘાત પૃ ૫

છે. સ્વ. ભારથીએ પહેલી પંક્તિ ઉપરથી એ નામ સદાનન્દસાગર ગણ્યું છે, કવિનું નામ ઘણું ખરૂ છેલ્લી પંક્તિમાં હોય છે અને 'બ્રહ્મપ્રિયા'ની પાછળ 'નામકો' શબ્દ લખેલો છે, એથી એનો રચનાર 'બ્રહ્મપ્રિયાનંદ' છે એમ હું ધારૂં છું. સદાનન્દસાગર પરબ્રહ્મને અનુલક્ષીને છે. આથી ભાલણના વેદાન્ત કે યોગગુરૂનું નામ બ્રહ્મપ્રિયાનંદ હશે એમ તર્ક થઈ શકે છે.

## ભાલણનો સમય

ભીમના ગુરૂના નામોલ્લેખ ઉપરથી ભાલણનો સમય નિશ્ચિત થઇ શકે છે. અત્યાર સુધી માત્ર બે પ્રમાણો ઉપરથી ભાલણનો સમય સં. ૧૪૯૫થી ૧૫૭૦ સુધી અટકળવામાં આવ્યો છે, પણ એ પ્રમાણો સંદિગ્ધ છે. પ્રાચીન કાવ્યમાળામાં પ્રકટ થએલા બીજા નળાખ્યાનમાં સં. ૧૫૪૫નું વર્ષ જણાવેલું છે, પણ કાવ્યદોહનમા પ્રકટ થએલા એ કાવ્યમાં એ વર્ષ છે નહિ, તેથી તેના ચરિત્રમાં એ વર્ષ આધારલાયક નથી એમ મેં જણાવ્યું હતું,[૩૬] એટલુંજ નહિ પણ એ આખુ કાવ્ય ભાલણની કૃતિ હોવા-વિષે શંકા ધરાવવાને મજબુત કારણો છે એમ મેં 'બે નળાખ્યાન'ની પ્રસ્તાવનામાં સૂચન કર્યું છે.[૩૭] તેના પુત્ર વિષ્ણુદાસના રામાયણના ઉત્તરકાંડમાં સં. ૧૫૭૫નું વર્ષ છે, પણ તેનાં તિથિવાર જ્યોતિષદૃષ્ટિએ ખોટાં સિદ્ધ થયાં છે, એથી એ પ્રમાણ પણ નિરર્થક છે.

આથી આપણે આ બાબતમાં ભીમના પ્રમાણ ઉપર આધાર રાખવો પડશે. સં. ૧૫૪૧માં રચાએલી હરિલીલા ઉપરથી જણાય છે કે ભાલણને એ સમયે સિદ્ધદશા અને વચનસિદ્ધિ પ્રાપ્ત થઇ ચુકયાં હતાં એમ સામાન્ય જનસમાજમાં માન્યતા હતી. એટલે એ સમયે એની બહુ મોટી ઉંમર હોવી જોઇએ. સ્વ. ભારથીએ જન્માક્ષરના ટુકડા

---

૩૬. જુઓ ભાલણ-પરિશિષ્ટ, પૃ. ૧૫૦.

૩૭. બે નળાખ્યાન-ઉપોદ્ઘાત, પૃ. ૨૩.

ઉપરથી એના જન્મનું વર્ષ સં. ૧૪૬૧ સૂચવ્યું હતું, એ હવે હું સંભવિત ગણું છું.

તેના મરણનો કાળ હું ૧૫૪૧ અને સં. ૧૫૪૬ની વચ્ચે ધારું છું. સં. ૧૫૪૧ની હરિલીલામાં ભીમ ગુરુનું નામ જણાવતો નથી, જ્યારે સં. ૧૫૪૬ના પ્રબોધપ્રકાશમાં જણાવે છે. એનો ભેદ શો? એ ભેદ એ કે પ્રાચીન પરંપરા અનુસાર ગુરુ જીવતો હોય ત્યાં સુધી તેનું નામ શિષ્ય લે નહિ એ આર્ય શિષ્ટ સંપ્રદાય હતો. આથી ભીમે સં. ૧૫૪૬માં ગુરુનું નામ જણાવ્યું તેથી એ પહેલાં ભાલણનો દેહાન્ત થયો હોવો જોઇએ એમ અનુમાન કરીએ તો ખોટું નથી. આથી ભાલણનો સમય સં. ૧૪૬૧થી સં. ૧૫૪૫ સુધી હોવાનો તર્ક થઇ શકે છે.

## ઉપસંહાર

છેવટે, આ સંબંધી મારે એટલું જ જણાવવાનું છે કે ઉપર દર્શાવેલા વિચારો સૂચનારૂપે છે. તેનો સ્વીકાર વિદ્વાનો કેટલો કરશે એ હું કલ્પી શકું નહિ. વળી સંશોધનનો વિષય જ પ્રાગતિક (Progressive) છે. નવાં નવાં પ્રમાણો હાથ લાગવાથી જૂના તર્કો અને અનુમાનો ત્યજી દેવાં પડે છે. ઇતિહાસના વિષયમાં જે માણસ એમ કહેવાની ધૃષ્ટતા કરે કે મારા વિચાર દૃઢ અને અચળ છે, તેને એમાં સ્થાન નથી. હિંદના પ્રાચીન ઇતિહાસમાં મોનીઅર વિલિઅમ્સ કે મેકસમુલરના વિચારો હવે બહુ પાછળના થઇ ગયા છે. આથી આ વિષયમાં અમુક ચોક્કસ મતાગ્રહ બાંધી શકાય જ નહિ. તેથી મેં દર્શાવેલા વિચારો વિરુદ્ધ પ્રમાણો મળશે તો ખુશીથી તેનો સ્વીકાર કરીશ અને મારા વિચારો બદલીશ. ભાલણ સંબંધી કેટલાક બન્ધુઓના અભિપ્રાયો તો આ લેખમાં જ જોઈ શકાશે.



# એક પ્રાચીન રેંટિયા ગીત

## પારંભક

આ ગીત ભાલણનું છે. સાડાચારસો વર્ષ ઉપર રચાયેલું છે. મુનીશ્રી જશવિજયજી પાસેના એક જૂના પાના ઉપર ઉતારેલું છે. તે પાના ઉપર અરંભમાં 'સાલિભદ્ર ભાસ' અને 'નિમિકુમાર ફાગ' એ બે જૈન ગુજરાતી ટૂંકાં કાવ્યો લખેલાં છે અને છેવટે કોરી રહેલી જગામાં આ ગીત ઉતારેલું છે. જૈન કાવ્યોના અક્ષરો કરતાં આ અક્ષરો જૂદા પડે છે. આશરે બસેં વર્ષ ઉપર કોઇએ ઉતારેલું લાગે છે. પ્રાચીનતાના કારણે કેટલાક શબ્દોના અર્થ સમજાતા નથી. આશા છે કે કોઇ જાણકાર એના ઉપર પ્રકાશ નાખશે. સહેજસાજ ફેરફાર સાથે અસલ પ્રમાણે જ શબ્દો ઉતાર્યાં છે.

## ગીત

### રાગઃ રામગરી

અજરામર એક રેટીઉ રે; તેને ફેરાનો નહિ પાર રે,<br>
ક્ષણુ એક ભમતો રહે નહિ રે, અકલ તે માંડણહાર રે. અ. ૧

સંવત્સર તે લાઠડી રે, તેને[1] આરા માસ તે બાર રે,<br>
અયન બે તે દાબડાં રે, ખીલા યંત્ર મસાર રે. અ. ૨

બાંધી તે સંધે બે દામણાં રે, માલીસારો મેર રે;<br>
મહત્ર ઘડી માંકડી રે,[2] ઉડણ ચડણ તે માળ ફરે રે. અ. ૩

ઉખા કીધુ[3] ઉખારીઉ રે, ઉઢાપી આકાંકાર રે,

---

(૧) તેણે. (૨) તે ઉડણ ચડણ. (૩) કીધો.

મૂળ પ્રકટ માથી કરી રે, માયા તે કાતણહાર રે અ ૪
એક ચડે, એક ઉતરે રે, આપૂપા તે અગણઆર રે,
મન કેરૂં કાલકે રે, વીટીઉ વારોવાર રે અ ૫
મરણ માથે માડીઉ રે, વેચાય તે કરમને હાથે રે,
ભાવણ ભૂલ્યો પડ્યો રે, જેણે સેવ્યા નહિ રઘુનાથ રે અ ૬

## શબ્દાર્થ

અજરામર=જેને ઘડપણ કે મરણ નથી તે, મહાકાળ
માડણહાર=માડનાર રચનાર
લાઠડી=લાઠી, લાકડી, પૈડાની અંદર લોખડનો સળીયો હોય છે તે
આરા=પૈડાની વચમા લાકડાના પટીઓ હોય છે તે
અયન=વર્ષના બે વિભાગ, ઉત્તરાયણ–દક્ષિણાયન
રબડા=?
ખીલાવ ત=?
મસાર=?
અધે=(૧) આથે, (૨) અધિ–બે યુગનો સધિકાળ
માવીમારી=?
મે =સૂર્ય ? સં मिहिर.
મદન=મહૂર્ત ?
માકડી=?
ઉડણુ ચડણ=ઉડવુ અને ચડવુ, આટા ફેરા કરવા, જન્મમરણ ?
ઉખા=?
ઉખારીઉ=?
ઉઠાણી=?
આફાટા =?
મૂળ પ્રકટ=મૂળ પુરૂષ, પરમાત્મા
કાતણહાર=કાતનારી

આપૂપા=પોતાની મેળે.
અરણુઆર=?
વારોવાર=(૧) વારંવાર, (૨) દિનપ્રતિદિન.

## ભાવાર્થ

આ કાવ્યમાં કાળને રેટીઆની ઉપમા આપી છે. રેટીઆનું પૈડું જે ધરી ઉપર ફરે છે તે વર્ષ. એના બાર આગ તે વર્ષના બાર માસ. એ રેટીઓ ફેરવનાર માયા—અવિદ્યા. માયા જે માંચી ઉપર બેઠેલી છે તે પરબ્રહ્મ અર્થાત્ માયા પરબ્રહ્મને દબાવે છે.—તેનું આવરણ કરે છે. મનને ફાળકીની ઉપમા આપેલી છે. જીવને સુતરની ઉપમા આપી છે. તેને જન્મમરણ લાગેલાં છે તે કર્મના હાથે વેચાય છે—અર્થાત્ કર્મ પ્રમાણે તેની ગતિ થાય છે. છેવટે કવિ જણાવે છે કે રઘુનાથજીની—ઇશ્વરની ભક્તિ નહિ કરે તે ભૂલો પડેલો જાણવો—એટલે તે શ્રેયના માર્ગથી દૂર ભટકે છે.

ભાલણ વેદાન્તજ્ઞાનમાં પારંગત હતો, એમ આ ગીત નિઃસંશય રીતે સિદ્ધ કરે છે.



# ભાલણનું વતન અને તેનું ઔરંગાબાદગમન

રા. રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ હરિલીલાના પાંડિત્યપૂર્ણ ઉપોદ્ઘાતમાં ભાલણ સંબંધી **स्थितस्य स्थिति समर्थनीया** અને **महाजनो येन गत स पन्था** એ ન્યાયે થોડુંક લખેલ છે. આ ઉપોદ્ઘાતનું સમગ્ર અવલોકન કરવાનો અહિં મારો આશય નથી, ભાલણ વિશેની બે બાબતો લખવા ધારું છું.

## ભાલણનું વતન

પચાસેક વર્ષ ઉપર ના. રા. હરગોવિંદદાસભાઈ જ્યારે પાટણ આવ્યા હતા, ત્યારે તેમણે જેમ ભાલણની નાતિ સંબંધી જુદા જુદા અભિપ્રાયો સાંભળ્યા હતા, તેમ તેના વતન સંબંધી પણ એક અભિપ્રાય એવો સાંભળ્યો હતો કે તે સિદ્ધપુરનો વતની હતો.* પરંતુ જ્યારે ઈ. સ. ૧૮૮૭માં સ્વ. નારાયણભારથીએ પ્રા. કા. ત્રૈમાસિકમાં ભાલણના ચરિત્ર સંબંધી લેખ લખ્યો અને તેનું ઘર અને તેની સમાધ પાટણમાં છે એમ જણાવ્યું, ત્યાર પછી તેના વતન સંબંધી મતભેદ રહ્યો નહોતો. રા. બ. હરગોવિંદદાસે પણ તે વાતનો સ્વીકાર કરી લીધો છે એમ દશમસ્કંધના ઉપોદ્ઘાત ઉપરથી જણાય છે. તેમ છતાં પણ રા. અંબાલાલભાઈ હવે જણાવે છે કે તે સિદ્ધપુરનો વતની હતો. આ કથનની

* જુઓ બુદ્ધિપ્રકાશની ફાઇલ ઈ. સ. ૧૮૮૫

પુષ્ટિમાં તેમણે એક પણ કારણ કે પ્રમાણ આપ્યું નથી, એથી આશ્ચર્ય થાય છે. આ ઉપરાંત મેં સુરત સાહિત્ય પરિષદમાં વાંચેલા નિબંધમાં અને સયાજી સાહિત્યમાળાના ભાલણના ચરિત્રમાં એક વિશેષ પ્રમાણ આપ્યું હતું (સ્વ. હરિલાલ ધ્રુવના ઈ. સ. ૧૮૮૫ના બુદ્ધિપ્રકાશના લેખ-માંથી) કે દશમસ્કંધની એક હાથપ્રતની પુષ્પિકામાં પણ ભાલણ પાટણનો હોવા વિષે ઉલ્લેખ છે. આ પ્રત હાલ પણ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પાસે મોજુદ છે. ત્યારબાદ રા. હીરાલાલ પારેખને ભાલણનું મામકી વ્યાખ્યાન મળી આવ્યું હતું, જે તેમણે બુદ્ધિપ્રકાશના ઇ. સ. ૧૯૨૭ના ફેબ્રુઆરીના અંકમાં પ્રકટ કર્યું હતું, તેની છેલ્લી પંક્તિમાં પણ પાટણનું નામ છે.

'પુણ્યતણો પાટણમાં ઠામ એકવાર બોલો જેજે રામ.'

આટલાં પ્રમાણો ભાલણને પાટણનો વતની ગણવામાં બસ નથી શું? આથી હાલ તો તેને પાટણનો ગણવાને હરકત નથી. આ પ્રમાણોનું નિરસન કરી સિદ્ધપુર માટે રા. અંબાલાલભાઈ નવા સંતોષકારક પ્રમાણો રજુ કરશે, ત્યારે અભિપ્રાય બદલીશું.

## તેનું ઔરંગાબાદ જવું

ભાલણના વતનની બાબત કરતાં પણ તેના ઔરંગાબાદ જવા સંબંધમાં રા. અંબાલાલભાઇ આગળ વધ્યા છે સ્વ. નારાયણભારથીએ ઉક્ત લેખમાં એક વાત એવી જણાવી હતી કે ભાલણ દક્ષિણ હૈદરાબાદ અને ઔરંગાબાદ ગયો હતો. તે વખતના ભાલણના ઘરના પુજારીએ એક વાત તેમને કરી હતી કે ભાલણના છોકરાની જનોઈ વખતે તે ઔરંગાબાદ હતો, ત્યાં પાટણથી કાગળ લખ્યો હતો પણ મોડો પહોંચ્યો અને તેથી તે એક રાતમાંજ પાટણ આવ્યો! પણ એ કાગળ સાચવી રાખ્યો છે એમ કહ્યા છતાં સ્વ. ભારથીને જોવા મળ્યો નહોતો એમ તેમણે સ્પષ્ટ લખ્યું છે. ભારથીએ જણાવેલી વાત આ રીતની છે. છતાં પણ રા. અંબાલાલભાઇ એ બાબતને સત્ય ઠરાવવા હાલમાં પ્રવૃત્ત થાય

છે ભાન્થીએ જણાવેની ઘણી માન્યતાની સાથે આ બાબત પણ માનવા જેવી નથી એમ મે મારા લેખોમા સ્તોષકારક દલીલોથી પુરવાર કર્યું છે તેમજ ભાલણનુ ઔરંગાબાદ અને હૈદરાબાદ જવુ તે અતિહાસિક પરિસ્થિતિની પણ વિરૂદ્ધ છે, કેમકે એ બે શહેરોનુ ભાલણના સમયમા અસ્તિત્વ જ નહોતુ, પણ તેના પછી સો–સવાસો વર્ષે સ્થપાયા હતા એમ મે સરકારી ગેઝેટીઅર અને જદુનાથ સરકારના ગ્રથમાથી પ્રમાણ આપીને સિદ્ધ કર્યું છે પરતુ પહેલાના નૈયાયિક અમુક વસ્તુ આપણી નજરે દેખાતી હોય છતા પણ તર્કથી એનો અભાવ સિદ્ધ કરતા, તેવી રીતે ન અબાલાલભાઇએ ભાલણનુ ઔરંગાબાદ અને હૈદરાબાદ જવાનુ સિદ્ધ કર્યું છે। વાચો તેમના શબ્દો ——

'સાહિત્ય માર્તણ્ડ રા બ હરગોવિંદદાસભાઈ નાનાનયણભાન્યિના આધારે ભાલણ દક્ષિણ ઔરંગાબાદ રહેતો એમ(પ્રા કા ત્રિ અ ૩, વર્ષ ૩, પા ૬ ) જણાવે છે. રા રામલાલ ચુનીલાલ મોદી, માત્ર ઔરંગાબાદ અને હૈદ્રાબાદ ભાલણના સમય પછીથી સ્થપાયાનુ કહી તેનો નિરાસ કરે છે (જુઓ ભાલણ–વડોદરા સયાજીમાળા અ ૩૫, પા ૪૯–૫૦ ) પણ કદાચ ભારથીના સ્થળ નામમા ચૂક હોવા સભવ છે અગર હાલના ઔરંગાબાદના સ્થળે બીજુ જુનુ શહેર હશે તેનુ નામ આપવાને બદલે ઔરંગાબાદ કહી સતોષ માન્યો હશે તેને ખાસ કરીને ખોટુ કહેવાનુ કાઈ કારણ જણાતુ નથી ભાલણના કાળમા ગુજરાતના વૈષ્ણવો તેમ અન્ય ધર્મ–પ્રેમી વ્યવહારીઓ વ્યાપાર અર્થે દક્ષિણમા ગયા હતા, શિવદાસ જેવા નાગર કવિને જવુ પડતુ હતુ એ ભૂલવુ જોઇતુ નથી તેમ સિદ્ધપુરમા ભાલણની કાવ્યપ્રવૃત્તિ ચાલી હતી, દક્ષિણમા જવા સભવ જ નહોતો, એમ રા રામલાલે પુરવાર કર્યું નથી કે કરી શકયા નથી તેમણે એમ પુરવાર કયુ હોત તો એમનો પક્ષ આધાર લેખાત" (હરિ ઉ પૃ ૧૦૮–ટિપ્પણ ૧૬ )

રા બ. હરગોવિંદદાસભાઈએ દશમસ્કધના કવિચરિત્રમા માન

નિબંધનો નિર્દેશ કર્યો છે અને જણાવ્યું છે કે મેં ભાલણનાચરિત્ર પર કંઇક વિશેષ અજવાળું પાડયું નથી. મારા નિબંધથી શો પ્રકાશ પડે છે એ જણાવવાનું અહિં અપ્રાસંગિક છે, પણ આ સંબંધમાં મેં આપેલા પ્રમાણોનો તેમણે વિચાર કર્યો હોય તેમ જણાતું નથી. કદાચ મારો નિબંધ જે વર્ષમાં (ઇ. સ. ૧૯૧૫)માં 'સમાલોચક'માં પ્રકટ થયો, એ જ વર્ષમાં દશમસ્કંધ પણ પ્રકટ થયો હોવાથી, તેમને પુરો વાંચી વિચાર કરવાનો સમય નહિ મળ્યો હોય, પરંતુ રા. અંબાલાલભાઇએ તો એ નિબંધ તથા પાછળથી પ્રકટ થયેલું ભાલણના ચરિત્રનું પુસ્તક એ બંને સારી રીતે વાંચ્યા હશે. મેં જે ઐતિહાસિક ગ્રંથનાં પ્રમાણ આપ્યાં છે તે ખોટાં ઠરાવી ઔરંગાબાદ અને હૈદરાબાદનું અસ્તિત્વ ભાલણના સમયમાં હતું તેમ તેઓએ પુરવાર કર્યું નથી, છતાં પણ રા. બ. હરગોવિંદદાસના મતને પુષ્ટિ આપે છે! તેમણે જે દલીલો કરેલી છે તેનાથી તો કોઇપણ ખરી હકીકતને ખોટી અને અનૈતિહાસિકને ઐતિહાસિક ઠરાવી શકાય. તેમણે નરસિંહ મહેતા સંબંધી રા. મુનશીની દલીલોને વ્યામોહ તથા જલમંથનની અને વિષ્ણુદાસ સંબંધી રા. ભાનુસુખરામની દલીલોને શશશૃંગ અને મર્કટ ચાપલ્યની ઉપાધીઓ અરપી છે, તો તેમની દલીલોને શું નામ આપવું? તેમની દલીલો તો 'તેં નહિ તો તારા કોઈ સગાએ' અને 'બાપ બતાવ નહિ તો બારમું લાવ' એના જેવી છે. ઔરંગાબાદ નહિ તો બીજુ કોઈ ગામ હશે અને ભાલણને ત્યાં જવા સંભવ નહોતો એમ મેં પુરવાર ન કર્યું એટલે ઔરંગાબાદનું અસ્તિત્વ સિદ્ધ થઈ ચુકયું! વળી પ્રમાણ આપ્યા સિવાય લખ્યું છે કે ભાલણના સમયમાં લોકો દક્ષિણમાં ગયા હતા અને શિવદાસ પણ ગયો હતો. બીજા ગયા હોય તેથી ભાલણને ગયેલો વિના પ્રમાણે માની લેવો? શિવદાસ ભાલણના સમયમાં થયો છે? તે તો તેના પછી સો વર્ષ કેડે થયો છે, અને શિવદાસ બિજાપુરમાં ગયો હતો એવું તો તેના ગ્રંથોમાંજ લખેલું છે. ભાલણના કોઈ ગ્રંથમાંથી એમ બતાવી

નકારે? અને ભાલણને દક્ષિણમા જવા સંભવ જ નહોતો એમ શી રીતે પુરવાર થઈ શકે? તેનામા ચાલવાની શકિત નહોતી કે જન્મભર માંદો હતો એમ તો માગથી પુરવાર કરી શકાય એમ નથી. દક્ષિણમા શા માટે આખા ભરતખંડમા—અરે પૃથ્વી ॥ કે કોઈપણ દેશમા જવાનો પુરેપુરો સંભવ હતો। પણ તે અમુક સ્થળે ગયો હતો એમ કહેવામા આવે, ત્યારે તેને માટે વિશ્વસનીય પ્રમાણ તો જોઈએને? જ્યા સુધી ભાલણનું વતન પાટણ છે એમ પ્રમાણોથી સ્થાપિત થએલું છે અને તેના કાવ્યમા બીજા ગામનો નિર્દેશ જણાયો નથી, ત્યા સુધી તેની કાવ્યપ્રવૃત્તિ પાટણ (સિદ્ધપુર?) ચાલી છે એમ માનવામા કોઈપણ જાતની હરકત નથી. વળી રા. અંબાલાલભાઈ જણાવે છે કે સ્વ. નારાયણભાઈ ઉપર હું જુઠું કહેવાનો આરોપ મુકુ છુ. પણ સાચા-જુઠાનો આરોપ તો નજરે જોએલી બાબતોમાં જ મુકી શકાય. રા. ભાઈશ્રીએ એમ કહ્યું હોત કે મે ભાલણને ઔરંગાબાદમા જોયો હતો અને જો તેમની વાત માનવામા મે આનાકાની કરી હોત તો હું તેઓના ઉપર જુઠું કહેવાનો આરોપ મૂકું છુ એમ કહેવાત, પરંતુ કોઈ માણસ સાંભળેલી વાત કહેતું હોય અને તે પણ ચારસો વર્ષ જુની અને આધાર વિનાની તથા ઐતિહાસિક પરિસ્થિતિ વિરૂદ્ધ તથા બીજી એવી વાતોની સાથે કે જે ઉઘાડી રીતે દન્તકથા જેવી અને અસંભવનીય હોય, ત્યારે તેની વાતની પરીક્ષા કરવામા શું કંઈ ખોટું છે?

આ બધી ચર્ચાનો સાર એટલો જ છે કે ભાલણનું વતન સિદ્ધપુર નહિ પણ પાટણ હતુ અને તેના દક્ષિણ ઔરંગાબાદ તથા હૈદરાબાદ જવાની વાત કેવળ ખોટી જ છે. હાલમા તો આમ જ માનવું યોગ્ય છે. આગળ ઉપર બીજા સંતોષકારક અને વિશ્વસનીય પ્રમાણો મળી આવે અને અભિપ્રાય બદલવો પડે તો એ જુદી વાત છે.



# પ્રેમાનંદનું શિષ્યમંડલ

## એક ઐતિહાસિક ચર્ચા

### આમુખ :—

અમુક ચાલતી આવેલી માન્યતા વિરૂદ્ધ કોઇ વ્યક્તિ પોતાના વિચારો પ્રકટ કરે છે, ત્યારે જનસમાજમાં એક જાતનો ક્ષોભ ઉત્પન્ન થાય છે અને પ્રથમ તો એ વિચારો ગમે તેટલા સુશ્લિષ્ટ અને તર્કબદ્ધ હોય, તો પણ સમાજ તે સ્વીકારવાને આનાકાની કરે છે. પરંતુ ધીમે ધીમે જ્યારે વાદવિવાદની આંધી દૂર થાય છે, ત્યારે સત્યનો પ્રભાકર પ્રકાશવા માંડે છે અને પછી તે વિચારો લોકમાન્ય થતા જાય છે. ગુજરાતી સાહિત્યાકાશમાં આવો ક્ષોભ રા. નરસિંહરાવભાઈની પ્રેમાનંદના નાટકોની ચર્ચાથી ઉત્પન્ન થયો હતો અને એ આંધી ઉતરી નહિ, એવામાં બીજો ક્ષોભ રા. કૃષ્ણલાલભાઇના "માઇલ સ્ટોન્સ" ગુજરાતી સાહિત્યના માગસૂચક સ્તંભોમાં શામળના સમયના નિર્દેશથી થયો. એ વાદ હજી શમ્યો નથી, ત્યાં તો આ લેખથી ત્રીજો ક્ષોભ થશે, અને તેથી કોઈ કહેશે કે, આ ચર્ચા વળી ક્યાંથી આવી ચઢી? પરંતુ સત્યશોધકો તો આવી ચર્ચાને આવકારજ આપશે.

ગુજરાતમાં આવી સત્યમંથનની ચર્ચાઓથી લોકો કંટાળે છે. તેનું કારણ એ છે કે આપણામાં હજી ઇતિહાસ-સંશોધનની સાચી દૃષ્ટિ પ્રકટી નથી અને તેથી ગુજરાતમાં ઇતિહાસ આલેખનની પ્રવૃત્તિ બાલ્યાવસ્થામાં જ રહી છે. હિંદના બીજા પ્રાંતોમાં ઇતિહાસ સંશોધન અને ઇતિહાસ-

લેખનની બહુ પ્રગતિ થઈ ગઈ છે, જ્યારે આપણા આતમા તે બાબતની સાચી ભાવનાજ ઉત્પન્ન થઈ નથી આના બીજા કારણો ગમે તે હશે. પણ એક કારણ તો એ છે કે વિરૂદ્ધ મતાના વિદ્વાનો વિદ્યાચર્ચાને ખાનગી ઝગડાનુ રૂપ આપે છે અને પછી એમાંથી જે વેરઝેર ઉત્પન્ન થાય છે તે જીંદગી સુધી ટકી રહે છે આથી બહુ થોડા માણસો આની ચર્ચા ઉત્પન્ન કરવાને ઉદ્યુક્ત થાય છે વળી ગમે તેવા બળવત્તર પ્રમાણોથી અમુક વિધાનો સિદ્ધ થયા હોય, તો પણ પોતાના ભ્રમયુક્ત અનુમાન ત્યજવા તરફ વિદ્વાનોની વૃત્તિ જણાતી નથી, એમા પ્રતિષ્ઠાની હાનિ જણાતી હશે

આવી સ્વમતદુરાગ્રહની વૃત્તિ પ્રેમાનંદ શામળના ઝઘડા સંબંધી જણાય છે શામળના ગ્રંથોની રચ્યા સાલો અને રખીદાસ તથા રમાન બારોટના સમયની શોધ ઉપરથી દીવા જેવુ સ્પષ્ટ થઇ ગયુ છે કે શામળ અને પ્રેમાનંદ વચ્ચે ઝઘડો થયાનુ સંભવી શકતુ નથી છતા પણ પ્રથમનો મતાગ્રહ હજી મૂકાતો નથી રા. નાનુ ગેલત અને રા. ભદ્રાયુલાન જેવા એ વિષયના બાલ અભ્યાસી તો ભ્રમયુક્ત વિચારો ધરાવે એમા નવાઇ નહિ, પણ રા. બ. હ. ગોવિંદદાસ કાંટાવાળા અને રા. ભાનુસુખરામ મહેતા જેવા પીઢ વિદ્વાનો તેને વળગી રહે તેનો અર્થ શો ? દિ. બ. કેશવલાલભાઇ ધ્રુવ અને રા. અંબાલાલ જાનીએ આ બાબતનો અર્ધો સ્વીકાર કર્યો છે એટલે પ્રેમાનંદ અને શામળ વચ્ચે વાદ થયો હતો એ કલ્પના તેણે મૂકી દીધી છે, પરંતુ શામળ અને વલ્લભ વચ્ચે વાદ થયો હતો એ દલીલને હજી વળગી રહ્યા છે પરંતુ રા. ગજેંદ્ર-રાય પંડ્યાએ વલ્લભના ચરિત્રમા અને રા. નટવરલાલ દેશાઈએ 'આદિત્ય'' માસિકના નવેમ્બર ૧૯૨૮ના 'આવરણભંગ' નામના લેખમા નિઃશંક રીતે સાબીત કર્યું છે કે શામળ અને વલ્લભ વચ્ચે પણ ઝઘડો હોવાની વાત સંભવી શકતી નથી

આ રીતે શામળના ઝઘડાનુ પોકળપણુ ધીરે ધીરે સ્વીકાર પામતુ

જાય છે. પણ શામળના સમયના સાચા જ્ઞાનથી પ્રેમાનંદનાં નાટકો અને તેનાં શંકાસ્થિત કાવ્યો ઉપર શી અસર થાય છે, તે તરફ કોઈનું ધ્યાન ગયું હોય તેમ જણાતું નથી. ઉક્ત ગ્રંથોમાં શામળના પ્રત્યે અને તેનાં કેટલાંક કાવ્યો પ્રત્યે ઉઘાડા આક્ષેપ છે. શામળના ગ્રંથો આ પ્રેમાનંદના આક્ષેપવાળા ગ્રંથોની પછી રચાયા છે, એમ ખુલ્લી રીતે જણાઈ આવે એમ છે, એટલે એની કૃત્રિમતા સંબંધી મજબુત પુરાવો છે, કારણ કે એ ગ્રંથો પ્રકટ થયા ત્યારે એવો ભ્રમ પ્રચલિત હતો કે શામળ અને પ્રેમાનંદ સમકાલીન છે, તેથી એ ગ્રંથના લખનારે પોતાના ગ્રંથની સ્વાભાવિકતા અને ઐતિહાસિકતા સિદ્ધ થાય એ હેતુથી એ ઉલ્લેખો દાખલ કરેલા. પરંતુ સત્ય આખરે તરી આવ્યા વિના રહેતુ નથી. દિ. બ. કેશવલાલભાઈએ પ્રેમાનંદ ઉપરના પોતાના લેખના પ્રથમ આવૃતિમાં પ્રેમાનંદનાં એક બે નાટકોમા અને તેના દ્રૌપદીહરણ, અષ્ટાવક્રખ્યાન અને માર્કણ્ડેયપુરાણ એ કાવ્યોમાં શામળ સંબંધી ઉલ્લેખ છે એમ સ્પષ્ટ જણાવ્યું હતુ. પરંતુ તેની બીજી આવૃતિમાં માત્ર અષ્ટાવક્રાખ્યાન સંબંધી મત કાયમ રાખી બીજા માટેના મત ત્યજી દીધા છે, જો કે એમ ખુલ્લું તો જણાવ્યું જ નથી. દ્રૌપદીહરણ માટે તો મત ત્યજી દીધા વિના છૂટકો જ નહોતો, કેમકે એ કાવ્યની રચ્યા સાલ સં. ૧૭૪૫ છે. અને રા. નટવરલાલના મતપ્રમાણે શામળનો જન્મ સં. ૧૭૫૦–૫૫થી વહેલો ઠરતો નથી. એટલે શામળના જન્મ કરતાં પણ પહેલાં તે રચાએલું, એમાં શામળનો આક્ષેપ કબુલ કરવામાં આવે તો મોટો કાળવિરોધ જણાઈ જાય. અષ્ટાવક્રાખ્યાન સં. ૧૭૬૬માં રચાયાનો ઉલ્લેખ છે. એટલે એની વિદ્યાવિલાસિની સાથેનો હરિફાઈ કાયમ રાખી છે! પરંતુ અગીઆર કે સોળ વર્ષના શામળે વાર્તા લખી? અને પ્રેમાનંદે તેની હરિફાઈ કરી? શામળની કાવ્યપ્રવૃત્તિ જ સં. ૧૭૭૪થી શરૂ થાય છે. એટલે વિદ્યાવિલાસિની વાર્તા તે પછી જ રચાએલી હોવી જોઇએ. દ્રૌપદીહરણમાં 'કવિઓ નૃપના કે શ્રીના હળધર બળધર ત્રાસ' એટલે કે કવિઓ રાજાના કે શ્રીમંતના હોય, હળ ખેડનાર કે બળદ હાંકનાર ખેડુતના ન

હોય. એમાં શામળ ઉપર આક્ષેપ નથી શું? શું તેને ક્ષેપક માનશો? વળી માર્કંડેયપુરાણમાં

શિવપુરાણ સમર્થ કરે કવિ કહે વાયુ વરા તણું
અગાધ ગતિ એની નહિ મારી કયાં ખ્હાણો કયાં પર્ણું?

આશું શામળના નીચેના છપ્પા ઉપર ઉઘાડો આક્ષેપ નથી?

શિવપુરાણ સમર્થ અર્થ જણાવ્યો જેણે
× × ×
વાયુને વરા તણું ત્યમ, ત્યમ શામળે કવિતા કરી

ગાનો ખુલાસો રિ. મ. કેશવલાલભાઈએ કર્યો નથી કદાચ તેઓ એને ક્ષેપક માનવા લાગ્યા હશે. પણ ક્ષેપક સાબિત કરવામાં મૂળ પ્રતો જોઈએ તે કયાં છે? કોઈ એમ કહેશે કે શામળના અવતો બધા ખોટા કેમ ન હોય? તેના જવાબમાં જણાવવાનું કે શામળના કાવ્યોની મૂળપ્રતો મોજુદ છે, એ પ્રાચીન છે કે નહિ તે સહેજે તપાસી શકાય એમ છે. વળી રખીદાસ અને રમાન બારોટના સમય જાણવા માટે પણ સાધનો છે ત્યારે પછી એ ગ્રંથોની કૃત્રિમતાનો સ્વીકાર કરવાને બદલે, ગમે તેમ ભુલાવામાં કરવા એમનું એ સાચા સંશોધકનું ભૂષણ નહિ.

## શિષ્યો બનાવવાની પદ્ધતિ

આ પ્રમાણે ઐતિહાસિક તત્વનો સ્વીકાર કરવાની વૃત્તિ જાગી નથી તેથી મૂળ ભ્રમમૂલક અભિપ્રાયોને ગમે તે ભોગે વળગી રહીએ છીએ હું જે વિષય ચર્ચવા માગુ છુ, તેનું પણ પ્રથમ તો કંઈક આવું જ પરિણામ આવવાનો સંભવ છે પરંતુ જે વિચારો હું કેટલાએ વર્ષોથી ધરાવુ છું અને તે માટે મને પ્રમાણો પણ મળ્યા છે, તે મારે સત્યના પ્રતિપાદન માટે જાહેરમાં મૂકવા જ જોઈએ

પ્રેમાનંદના શિષ્યમંડળની વાત જાણે એક જાતની નક્કી બીના settled fact થઈ ગઈ છે એમ મનાતું આવ્યું છે પણ હું કહુછું કે

તે બાબત શંકા ધરાવવાને મજબુત કારણો છે. પ્રથમ તો એ વાત જણાવવાની જરૂર છે કે આ સંબંધી લિખિત પુરાવા સિવાય ગામગપાટા ઉપર આધાર રાખવો, એ વ્યાજબી નથી. ભાલણ અને પ્રેમાનંદ સંબંધી એવી કેટલીએ બાબતો પોકળ નીવડી છે. મારૂં એમ કહેવું નથી કે પ્રેમાનંદને શિષ્ય નહિ હોય, તે કથા કરતો હતો તેથી તેના જોડીદારો અવશ્ય હશે. પરંતુ હાલ જે શિષ્યો જાહેર કરવામાં આવ્યા છે, તે પ્રેમાનંદના શિષ્યો હશે કે કેમ તે બાબત મજબુત શંકા લેવાને કારણો છે, એ જણાવવાનો આ લેખનો ઉદ્દેશ છે. પ્રેમાનંદના શિષ્યો ઠરાવવામાં આવી કંઈક પદ્ધતિ જોવામાં આવે છે. કોઈ કવિ પ્રેમાનંદના સમયમાં થયો એટલે તે પ્રેમાનંદનો શિષ્ય હોવો જોઈએ. પછી તે ગમે તો વડોદરાનો, તેની પાસેના ગામનો કે આઘેના ગામનો વતની હોય! નાકરના સંબંધમાં પ્રાચીન કાવ્યમાળાના પ્રકાશકો લખે છે કે,

"જો તે પ્રેમાનંદનો સમકાલીન હોત તો બીજાઓની પેઠે તેને પણ પ્રેમાનંદ પાસે તાલીમ લેવાનો પ્રસંગ આવ્યો હોત." (પ્રા. કા. અં. ૧૧).

આવીજ મનોવૃત્તિથી પ્રેમાનંદના સમકાલીન કવિઓને તેના શિષ્યો ઠરાવવાનો પ્રયત્ન થએલો લાગે છે.

## અપ્રસિદ્ધ શિષ્યો

પ્રેમાનંદને શિષ્યમંડળ હતું, એટલું જ નહિ પણ તેણે કાવ્યશાસ્ત્ર શીખવવાની એક શાળા કાઢી હતી! પરંતુ શાળા માટે તો ઘણા શિષ્યો જોઇએ અને તે વખતે તો માત્ર છ જણનેજ એ માટે તૈયાર કરી શકાય તેમ હતું. એટલે વલ્લભનો એક સવૈયો ક્યાંકથી ખોદી કાઢવામાં આવ્યો હતો અને હરિદાસના ચરિત્રમાં નીચે મુજબ છાપવામાં આવ્યો હતો.

છે નવ દાસ અને ભઇ ચાર જ, રત્ન ભલાં દ્વય શિષ્ય કહાવે,
છે ભવ રાસ અને બઇ બાર જ, રત્ય મળ્યાં ક્રય વિષ્વ કહાવે.
છે વીર પંચમ, જી ગણિયે ત્રણ, નંદ ચતુરથ નામ સુહાવે,
છે વીર વલ્લભ, શેં ભણિયે ગણુ ? એક જ પ્રેમનું નામ કહાવે.

એટલે દાસ છેડાવાળા ૯, ભાઈ નામાન્ત ૪, રત્ન (નામના અંતવાળા?) ૨, ભવ અર્થાત્ શંકર નામાન્ત ૧૨, બાઈઓ (સ્ત્રીઓ) ૧૨, વીર (નામાન્ત?) ૫, જી નામાન્ત ૩, નન્દાન્ત ૪ અને વલ્લભ ૧ એમ બાવન શિષ્યો થયા તેમાં ચાલીસ મર્દો અને બાર સ્ત્રીઓ—મિશ્ર શાળા (mixed school)! એ શાળાના વર્ગો કે ધોરણો પાડેલા કે કેમ? અને પ્રેમાનંદ તેમને એટલે હાથે શીખવતો કે કોઈ મદદનીશ નોકર રાખેલો? એ જણાવવામાં આવ્યું નથી! આમ બાવન વીરની સંખ્યા હાથ લાગી ખરી, પણ એ ઉપરાંત આતમાનું નામ શોધ્યુંયે જડતું નહોતું પણ શોધખોળ થાય તો કેમ ન જડે? દિ. બા. કેશવલાલભાઈ જેવા શોધક ધીરે ધીરે એ કામ કરવા માંડ્યું છે તેમણે કેટલાક નવા શિષ્યોને ખોળી કાઢ્યા છે અને તેઓ પુરેપુરી સંખ્યા કરશે જ એમ જણાય છે આ શિષ્યોને હું અપ્રસિદ્ધ નામ આપીશ અને પ્રથમ તે વિશે વિવેચન કરીશ

આ શિષ્યમંડળની વાત એટલે સુધી દૃઢ થઈ ગઈ છે કે બીજાઓ પણ કંઈ કંઈ નામ સૂચવે છે એક લેખક કોઈ પારસી કવિને પ્રેમાનંદનો શિષ્ય ઠરાવવાનો આજથી ૧૩–૧૪ વર્ષ ઉપર દયનીય પ્રયત્ન કર્યો હતો! પરંતુ દિ. બા. કેશવલાલભાઈએ તેનો સ્વીકાર કર્યો નથી એટલે એ વાત જવા દઉં તેમણે પ્રેમાનંદ ઉપરના ભાષણની નવી આવૃત્તિમાં પાંચ નવા શિષ્યો વધાર્યા હતા, તે આ પ્રમાણે—

(૧) મણિવાહન આખ્યાનનો કર્તા ભાઈશંકર (૨) સુરતનો વીર શ્રીધર જાની (૩) વિભ્રશી આખ્યાનનો કર્તા રતનજી (૪) સ્વર્ગની નીસરણી, ભગવદ્ ગીતા અને મહાભારતનો લેખક પ્રેમાનંદ (૫) વિવેક વણઝારમાં ઉમેરો કરનાર ઓરપાડની કોઈ બાઈ

તે પછી તેમણે હમણાં રત્નદાસના હરિશ્ચન્દ્રાખ્યાનની પ્રસ્તાવનામાં વળી પાછા પાંચ વધાર્યા છે—

(૬) ઉક્ત કાવ્યનો કર્તા રત્નદાસ (૭) દ્રૌપદી રાયવરનો રચનાર

પ્રેમાનંદ (૮) મહાભારતનાં કેટલાંક પર્વનો લખનાર પ્રેમાનંદ (૯) બ્રહ્માનંદ અને (૧૦) કોઈ અજાયક બાઈ ન્હાની.

આમાંથી નં. ૪ અને ૮ના પ્રેમાનંદ કદાચ એકજ હશે. પ્રસ્તાવનામાં એને સ્પષ્ટ રીતે પ્રેમાનંદનો શિષ્ય કહ્યો નથી, પણ નિબંધમાં તો કહ્યો હતો. વળી, આ બાઈ ન્હાની તે વિવેક વણજારાવાળી બાઇ હશે એમ સમજાય છે. આથી ખરી રીતે સંખ્યા આઠની થાય છે, નવની નહી, પહેલા પાંચમાંથી ભાઇશંકર અને વીરેશ્વર જાનીનાં કાવ્યો મારા જોવામાં આવ્યાં નથી. રત્નજીનું આખ્યાન કા. દો. ગ્ર. ૫માં પ્રકટ થયું છે, તે રચ્યાનો સાલ સં. ૧૭૭૩ છે. એટલે પ્રેમાનંદનો જીવનકાળ સં ૧૭૯૦ સુધી માનવામાં આવે તો તે તેનો સમકાલીન છે, એટલુંજ નીકળે છે. તે આખ્યાન તેણે વિપ્રગુરૂપ્રતાપે ગાયાનું લખ્યું છે. પ્રણ પ્રેમાનંદનું નામ સ્હેજ પણ જણાવ્યું નથી એટલા ઉપરથી તેને તેનો શિષ્ય માનવો એ તો કલ્પનાની પરાકાષ્ટાજ ગણાય. પણ એ પહેલા પાંચને સંદિગ્ધ જણાવ્યા છે, તેથી એ સંબંધી વિચાર કરવાનો રહેતો નથી. વિવેક વણઝારમાં ઉમેરો કરવાના કારણથીજ ન્હાનીને પ્રેમાનંદની શિષ્યા માનવી, એ સિદ્ધાંત પણ જોખમકારક છે. એ માન્ય કરીશું તો ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ગુરૂશિષ્યાનો પારજ નહિ રહે. દયારામે નરસિંહ, ભાલણ અને પ્રેમાનંદના કાવ્યમાં વધારો કર્યો છે, તો તેને તેમનો શિષ્ય માનીશું? ગોવિંદ ગજારામે પ્રેમાનંદનું ઓખાહરણ વધાર્યું તો તેને એનો શિષ્ય ગણવો? અને પ્રેમાનંદને પોતાને વિષ્ણુદાસ કે વિશ્વનાથ જાનીનો શિષ્ય બનાવીશું? બ્રહ્માનંદને પ્રેમાનંદનો શિષ્ય ઠરાવવામાં પણ એવું કંઇક કારણ ગણ્યું છે. બૃ. કા. દો. ભાગ આઠમાં પ્રેમાનંદના હરિવિરહના બાર માસ પ્રકટ થયા છે. તેના છેલ્લા પદમાં બ્રહ્માનંદનું નામ છે. એથીજ એને પ્રેમાનંદનો શિષ્ય કલ્પ્યો છે? એ પદ બનાવ્યાનું વર્ષ નથી, તેમજ તેમાં પ્રેમાનંદનું નામ નથી. વળી એના પ્રકાશકે એ પદ ક્ષેપક ગણે છે, કેમકે

એ માત્ર એકજ પ્રતમાં છે એ ખરૂં છે કે એ પદ સં ૧૭૫૮માં ઉતારેલી પ્રતમાં છે, તેથી તેને તેનો સમકાલીન ગણીને શિષ્ય માની લીધો હશે, બાકી તો એ પ્રત એના પ્રકાશકે જોઇ હોય એમ લાગતું નથી. કારણ કે તેને તેઓ 'લખાઇ આવેલી પ્રત' કહે છે વળી સં ૧૭૫૮ વાળી પ્રતમાં બ્રહ્માનંદનું ક્ષેપક પદ હોય તેથી તેને તેનો સમકાલીન પણ ગણી શકાય નહિ, કેમકે એ પ્રતમાં કોઇએ પાછળથી પણ લખ્યું હોય પ્રાચીન પ્રતોમાં કોરા રાખેલાં પાનામાં એની રીતે પાછળથી પદો અને ટૂંકાં કાવ્યો ઉતારેલાં ઘણી વખત જોવામાં આવે છે. એ વાત દિ બ કેશવલાલભાઇ જેવા અનુભવીના ધ્યાનમાં નથી શું?

હવે રહી બે વાત પ્રેમાનંદ અને રત્નદાસનીજ આ બે પ્રેમાનંદને મૂળ પ્રેમાનંદની શૈલીની દૃષ્ટિએ દિ બ કેશવલાલભાઈ જૂદા ગણતા હોય એમ સમજાય છે આ સિદ્ધાંતને અનુસરીને નાટકો અને દ્રૌપદીહરણના લખનાર પ્રેમાનંદને નળાખ્યાન લખનાર પ્રેમાનંદથી જૂદો તેઓ કેમ નથી ગણતા? અને માત્ર નાટકની ભાષા કૃત્રિમ છે એટલાજ ખુલાસાથી સંતોષ કેમ માને છે? આ દૃષ્ટિએ તો બીજા ત્રણેક પ્રેમાનંદો વધારી શકાય એમ છે નાટકો, દ્રૌપદીહરણ અને અષ્ટાવક્રાખ્યાન લખનાર પ્રેમાનંદ ચોથો, માર્કણ્ડેયપુરાણ લખનાર પાંચમો અને શામળશાહનો વિવાહ લખનાર છઠ્ઠો કદાચ વલ્લભના કાવ્યો ચોથા પ્રેમાનંદની કૃતિ અને રત્નેશ્વરના છંદોબદ્ધ કાવ્યો અને ભાલણનું 'બીજું' નળાખ્યાન પાંચમા પ્રેમાનંદની કૃતિ હશે એમાં શામળ સાથે લઢનાર એક પ્રેમાનંદ ઉમેરો, એટલે પ્રેમાનંદ સપ્તર્ષિમંડળ પૂરૂં થાય! વળી દ્રૌપદીસ્વયંવરના કર્તા પ્રેમાનંદ તો મૂળ પ્રેમાનંદને બધી રીતે મળતો છે! એનું ગામ પણ એજ, બાપનું નામ એકજ અટક એકજ અને ન્યાત પણ એની એજ! મહાભારતના પર્વ લખનાર પ્રેમાનંદ સંબંધમાં પણ એમ જ છે, એ તેની ફલશ્રુતિ ઉપરથી જણાય છે, જો કે દિ બ કેશવલાલભાઇએ એ વાત જણાવી નથી આમ હોવાથી તે

સમયે વડોદરામાં ભૂલભૂલામણીના (Comedy of Errors) બનાવો બહુ બનતા હશે. એવો કોઈક પ્રસંગ 'પ્રેમાનંદની કથા'માં જરૂર નોંધાયો હશે. એ કથા પ્રસિદ્ધ થાય તો વાંચવાની બહુ મજા પડે! અસ્તુ.

પણ દ્રૌપદીસ્વયંવરવાળો નકલી પ્રેમાનંદ અસલ પ્રેમાનંદનો શિષ્ય કેવી રીતે બન્યો એ જુઓ. તેણે પોતાના ગુરૂનું નામ પરમહંસ લખ્યું છે. પ્રેમાનંદનું, પરમાનંદ અને તેનું પ્રેમાનંદ થાય એ તદ્દન સ્વાભાવિક અને ભાષાશાસ્ત્રના નિયમને અનુસરીનેજ ક્રમ છે! વળી લહીઆએ પણ ગોટાળો કરી નાખ્યો હોય, તો પરમહંસને બદલે પ્રેમાનંદ પાઠ ન કલ્પી શકાય? પણ મારી જડબુદ્ધિમાં તો આવાં કારણો ઉતરતાં નથી. હું તો ભાષા શૈલીમાં બહુ ફેર ન હોય તો બધાં કાવ્યો મૂળ લેખકનીજ કૃતિ માનું. કોઈ કાવ્ય ઉતરતા પ્રકારનું હોય તો શું થયું? એકજ લેખક બધાં સરખી રીતે ઉત્તમ પ્રતિનાંજ કાવ્યો લખે એમ બનતું નથી. બહુ ફરક પડતો હોય તો એને હું કૃત્રિમ માનુ, પણ એકજ નામઠામના બે કવિઓ કલ્પું નહિ.

## રત્નદાસ

હવે અપ્રસિદ્ધ શિષ્યોમાં એકલો રત્નદાસજ બાકી રહે છે. અહીં એ જાણવુ જરૂરનું છે કે વલ્લભના સવૈયામાં તો રત્ન નામના બે શિષ્યોની જ વાત છે. જ્યારે આ તો ત્રણ થયા? એક રત્નેશ્વર, બીજો રતનજી અને ત્રીજો રત્નદાસ. આમ કેમ? શું વલ્લભ ભૂલ્યો હશે? તો પછી આને દાસાન્તમાં ગણ્યા વિના છૂટકો નથી. વારૂ, એ વાત જવા દઇએ. રત્નદાસે પ્રેમાનંદનું નામ સ્પષ્ટ લખ્યું છે, તેથી તેની સ્થિતિ ઉપર ઉપરથી જોનારને દૃઢ જણાય છે, પણ ઊંડા ઉતરનારને એ બધી માયાવી સૃષ્ટિજ જણાશે, તેણે જે પંક્તિઓમાં પ્રેમાનંદનું નામ લીધું છે તે આ પ્રમાણે છે—

"હરિકૃપાએ બાળપણથી મળ્યો સદ્દગુરૂ સાર,
તેણે કરીને થયો મુજને સંત અંગીકાર
માન મૂકી ધરૂ ઈચ્છા કહેવાને ગુણ હરિશ્ચન્દ્ર,
સત્યવાદી સર્વ જાણે, ભક્ત પ્રેમાનંદ"

આ કાવ્યનો રચનાકાળ જોઈશું તો એ આપણા પ્રેમાનંદનો શિષ્ય હોવાનું સંભવી શકતું નથી એનો રચનાકાળ સં ૧૭૦૪ના કાર્તિક સુદ ચોથ અને ગુરૂવાર છે

સંવત સતરમે ચ્યાળોતરે કાર્તિક માસ તે સાર રે,
સુદિ સુહાયે ચારૂ ચતુર્થી, સુખદાયક ગુરૂવાર રે,

પરંતુ ૧૭૦૪માં એ કાવ્ય રચાયાનું ઠરે તો તો એ પ્રેમાનંદનો શિષ્ય હોવાની વાત ઉડી જાય, કેમકે સં ૧૭૦૪માં પ્રેમાનંદ બહુ બહુ તો ચાર વર્ષનો હોય? તેથી એ સાલ ફેરવવી જોઈએ એને માટે ભ્રષ્ટ પાઠનો ઉપાય રામબાણ છે! એની બીજી પ્રત નથી, તો કલ્પિત પાઠ કયા રોજાતો નથી? મૂળના બોલને મળતા બે પાઠ–ચાળોતરે અને ચોંત્રોતરે કલ્પ્યા છે પણ પહેલો પાઠ કલ્પે તો તે માર્કણ્ડેય પુરાણ પહેલાનો, એટલે એથી પ્રેમાનંદના માર્કણ્ડેય પુરાણનું કર્તૃત્વ સિદ્ધ કરવામાં વાંધો આવે, તેથી બીજો પાઠ કલ્પ્યો! વળી તેની જ્યોતિષ ગણત્રીએ તપાસ કરીએ તો તે સંવત ખોટો માલુમ પડ્યો સં ૧૭૭૪ના કાર્તિક સુદ ચોથે ગુરૂને બદલે રવિવાર આવ્યો! પણ તેથી શું? એમ કાંઈ આવી સારી કલ્પના મૂકી દેવાય? ચોથને દિવસે ગુરૂવાર નહોતો તો ચૌદશે તો હતો જને? એથી ચોથને બદલે ચૌદસ સુધારી અને એ રીતે એ મિતિ સિદ્ધ થઈ! દિ બ કેશવલાલભાઈએ મૂળ સંવતના તિથિવાર જ્યોતિષ ગણત્રીએ ખરા આવે છે કે કેમ તે જણાવ્યું નથી, એથી મે બુદ્ધિપ્રકાશના એપ્રિલ ૧૯૨૩ના અંકમાં આપેલી રીત પ્રમાણે એની ગણત્રી કરી જોઈ, તો એ ખરી જણાઈ એ ગણત્રી પ્રમાણે એ વર્ષની એ તિથિએ ગુરૂવાર આવે છે એટલે માત્ર

એક દિવસનોજ તફાવત રહે છે, ધ્યાનમાં રાખવાનું છે કે આ અહર્ગણની સ્થૂલ ગણત્રી છે, તેથી તેમાં થોડીક ઘડીનો તફાવત આવવાનો સંભવ છે. અને બેચાર ઘડીના ફેરમાં તો એક તિથિનો સહેજે તફાવત પડી જાય તેથી સૂક્ષ્મ ગણત્રીથી ગણતાં ગુરૂવાર આવવાનો પુરો સંભવ છે. આથી મૂળ સંવત ૧૭૦૪ ખરો ઠરે છે.

ત્યારે પછી રત્નદાસે પ્રેમાનંદનું નામ લખ્યું છે તેનો ખુલાસો શો? હું તો એમ ધારૂં છું કે, રત્નદાસે પોતાના ગુરૂનું નામ ગુપ્ત રાખ્યું છે અને 'સત્યવાદી' અને પ્રેમાનંદ એ હરિશ્ચન્દ્રના વિશેષણ છે અથવા જો તેમ ન હોય તો એ પ્રેમાનંદ બીજોજ કોઈ એ નામનો સાધુ સંત કે સન્યાસી હોવાનો સંભવ છે. કદાચ પરમાનંદ ઉપરથી હસ્તદોષથી પ્રેમાનંદ થયું હોય તો એ વ્રજભાષાના અષ્ટસખા પૈકીનો ભક્ત કવિ પરમાનંદદાસ પણ હોઈ શકે. વીરજીએ જણાવેલો પ્રેમાનંદ તે એ જ છે, એમ હું આગળ જતા સિદ્ધ કરીશ. પરંતુ દિ. બ. કેશવલાલભાઈ 'સત્યવાદી' શબ્દમાં પ્રેમાનંદની પાઘડીની પ્રતિજ્ઞાનુ સૂચન જુએ છે. એમાં મને તો તેમની અનન્ય સાધારણ વેગવતી કલ્પના સિવાય બીજું રહસ્ય જણાતું નથી. વળી એજ કલ્પનાના બળે, કવિએ પ્રેમાનંદનું નામ જણાવ્યા સિવાય 'સંતકૃપાએ કવિબુદ્ધિ આવે' લખ્યું છે. એમાં પ્રેમાનંદની ઉત્તરવયની સંત અને ભક્ત તરીકેની ખ્યાતિનું દર્શન કર્યું છે, તે પણ બુદ્ધિમાં ઉતરે એવું નથી.

આ બાબતમાં દિ. બ. કેશવલાલભાઈએ કલ્પનાનો વેગ કયાં સુધી દોડાવ્યો છે તે જરા જોવા જેવું છે. કાવ્યના આરંભમાં એક પંક્તિ નીચે પ્રમાણે છે—

'કવિજને કવિ એ કથા સંક્ષેપ કરી વિસ્તાર.'

આ પંકિત પ્રેમાનંદના માર્કન્ડેય પુરાણને અનુલક્ષીને છે એમ તેઓ તર્ક કરે છે, એટલુંજ નહિ પણ તે ઉપરથી લખે છે કે એ નડીઆદથી વડોદરે ગયો, તેના ગુરૂના સરસ્વતી ભંડારમાંથી નાકરનું

આખ્યાન વાંચ્યું અને તે વાંચીને પોતાનું કાવ્ય લખ્યું! અલબત્ત તેના આખ્યાનમાં નાકરના આખ્યાનની અસર છે, પરંતુ તેની પ્રત મેળવવા તેને વડોદરે શું કામ જવું પડે? તેના પોતાના વતનમાં જ એ પ્રત ન મળી શકે? વળી ઉપરની પંક્તિમાં મને તો પ્રેમાનંદના માર્કણ્ડેય પુરાણનું સૂચન કંઈ જણાતું નથી. મૂળ સંસ્કૃત કથાને વિસ્તારી ઘણા કવિઓએ એ આખ્યાન અત્યાર પહેલાં લખ્યાં છે, એ કહેવાનો તેનો ઉદ્દેશ જણાય છે. દિ. બ. કેશવલાલભાઈએ તેવાં બે આખ્યાનો નાકર અને વિષ્ણુદાસના હોવાનું સૂચન કર્યું છે. સાર્થ પામે સં. ૧૬૭૫માં રચાયેલું ખંભાતના કવિ બુધરનું હરિશ્ચન્દ્રાખ્યાન છે. તે પણ આ આખ્યાનને બહુ મળતું છે. આથી એ પંક્તિમાં પ્રેમાનંદનું ગૂઢ સૂચન જોવાની જરૂર નથી. વળી એ સવાલ ઉદ્ભવે છે કે જો તેના ગુરુએ મોટું આખ્યાન લખ્યું હતું, તો એ જ વિષય ઉપર નાનું આખ્યાન—તે પણ માસ વિનાનું—લખવાની તેમને કેમ ઇચ્છા થઈ? અને શું તેના ગુરુનું આખ્યાન તેણે વાંચ્યું જ નહિ હોય? વાંચ્યું હોય તો એની લગાર અસર તેના આખ્યાન ઉપર થઈ નહિ અને બીજા કવિઓની કેમ થઈ? આ ઉપરથી જેમ વિષ્ણુદાસના આખ્યાનથી પ્રેમાનંદના માર્કણ્ડેય પુરાણની પ્રાચીનતા સિદ્ધ થતી નથી, તેમ તે એનો શિષ્ય હોવાની વાત પણ સપ્રમાણ પ્રતિપાદિત થઈ શકતી નથી.

## પ્રસિદ્ધ શિષ્યો

હવે પ્રેમાનંદના પ્રસિદ્ધ શિષ્યો સંબંધી વિચાર કરીએ. આવી ઐતિહાસિક ચર્ચામાં દન્તકથાઓ કે લોકવાયકાઓ ઉપર આધાર રાખી શકાય નહિ, અને વળી પ્રા. કા. માં. ના સંપાદકોએ જણાવેલી એવી ઘણીક બાબતો અપ્રમાણ સિદ્ધ થઈ ચૂકી છે. તેથી આપણે વિશ્વસનીય લેખી પુરાવાનો જ આમાં બનતા સુધી ઉપયોગ કરીશું. પ્રેમાનંદના શિષ્યોની બાબતમાં આગળ દર્શાવ્યું તેમ પ્રા. કા. માળાના સંપાદકની મનોવૃત્તિ પ્રેમાનંદના સમકાલીન કવિઓને તેના શિષ્યો ઠરાવવા ઉપર

હતી. બીજું તે વડોદરાનો વતની હોય તો તો પછી બીજી બાબત જોવાનીજ નહિ ! સમકાલીન અને વડોદરાનો વતની, એટલે પ્રેમાનંદનો શિષ્ય હોવા સંબંધી શંકા લેવાયજ નહિ ! વળી, વડોદરાના એવા સમકાલીન કવિઓ ન નિકળે. તો તેની આસપાસના ગામો તરફ નજર દોડાવવી ! પરંતુ આવા સિદ્ધાન્તથી ઇતિહાસમાં બહુ ગોટાળો થવાનો સંભવ છે. જો એમ ગણીએ તો તો દરેક ગામમાં એકેક કવિ અને તેનું શિષ્યમંડળ તથા કાવ્યશાસ્ત્રની શાળા સ્થાપિત કરી શકાય. દાખલા તરીકે ખંભાતના વિષ્ણુદાસના સમયમાં ખંભાતમાં અને તેની આજુબાજુમાં ઘણા કવિઓ થએલા છે, તે બધાને તેના શિષ્યો ગણીશું ?

પ્રેમાનંદના પ્રસિદ્ધ શિષ્યો છ ગણાય છે—૧. રત્નેશ્વર ૨. હરિદાસ ૩. સુંદર મેવાડો ૪. દ્વારકાદાસ ૫. વલ્લભ અને ૬. વીરજી. આમાંથી પહેલાં ત્રણ જણના ગ્રંથોમાં પ્રેમાનંદનું સૂચન સુદ્ધાં નથી, છેલ્લા ત્રણમાં છે. તેમનો અનુક્રમે વિચાર કરીશું.

## રત્નેશ્વર

રત્નેશ્વરના કોઈ ગ્રંથમાં પ્રેમાનંદ કે વડોદરાનું નામ નથી. તે ડભોઇનો વતની હતો, અને કોઈ કારણથી તેણે ડભોઈ છોડી કેણાદમાં રહેવા જવું પડયું હતું ? એ વાત ખરી છે કેમકે તે તેના સ્વર્ગારોહિણી સારમાં નીચે પ્રમાણે લખે છે કે—

> "વસતો વાડવ દર્ભાવતી, તજ્યું નગર કો કારણ ગતિ;
> શ્રીમાળી રત્નેશ્વર નામ કર્ણપુરીમાં પામ્યો ઠામ."

આમાં તે ડભોઈ છોડવાનું કારણ જણાવતો નથી. તેથી તે પુરાણીઓના કનડવાથી ત્યાં ગયો કે બીજા કોઈ કારણથી, એ સ્પષ્ટ થતું નથી. પુરાણીઓના કલહની વાત ખરી હોય. પરંતુ તે વડોદરે ગયો અને પ્રેમાનંદનો શિષ્ય બની તેણે તેની પાસેથી ગુજરાતી કાવ્ય-રચવાનું શિક્ષણ લીધું, એ વાત માટે તો કોઈ આધાર તેના ગ્રંથમાંથી નીકળતો નથી. શું પ્રેમાનંદ પાસે દેશીઓની રચનાનું ખાસ પિંગળ

હતું ? આવા સંસ્કૃતના પંડિતને તે શીખવા તેની પાસે જવું પડે? શું તે પ્રાચીન ગુજરાતી આખ્યાનો વાચી, દેશીઓનું જ્ઞાન ન મેળવી શકે? પ્રેમાનંદના શિષ્યો સિવાયના બીજા કવિઓ એ જ્ઞાન મેળવવા ક્યાં ગયા હતા? વળી દિ બ કેશવલાલભાઇ 'હરિશ્ચન્દ્રાખ્યાન'ની પ્રસ્તાવનામાં પોતાની પ્રતિભાના બળે આપણને દર્શન કરાવે છે કે સં ૧૭૩૫માં નળ અને ઋતુપર્ણની અક્ષ અને અશ્વવિદ્યાની આપલેની પેઠે પ્રેમાનંદ અને રત્નેશ્વરે દેશી અને છંદની રચનાની અદલા બદલી કરી એનો અર્થ શું એવો થાય છે કે એ સાલ પછી રત્નેશ્વરે કોઈ છંદોબદ્ધ કાવ્ય રચ્યું નહિ અને પ્રેમાનંદે દેશીબદ્ધ લખ્યું નહિ? તો રત્નેશ્વરની મૂર્ખાવલિ સં ૧૭૭૦માં શી રીતે રચાઇ? રત્નેશ્વરે માઘ॥ **शिशुपालवध** કાવ્યનું ભાષાંતર કર્યું હતું, એમ દિ બ કેશવલાલભાઇ છાતી ઠોકીને કહે છે, એ શા આધારે તે સમજાતું નથી

વળી રત્નેશ્વરને પ્રેમાનંદે મરાઠી ધાટિની કવિતા કરવાનું સોપ્યું હતું, એ વાત પણ કોઇ રીતે સિદ્ધ થઈ શકતી નથી તેના કોઈ કાવ્યમાં મરાઠી કવિની અસર જણાતી નથી, એટલું જ નહિ પણ મરાઠીના ખાસ છંદો, દિંડી, અભંગ વગેરેમાં તેણે કાવ્યરચના કરી જણાતી નથી મારું તો એમ માનવું છે કે તેની છંદોબદ્ધ કવિતા પણ અસલ નથી એની એક પણ પ્રત મળતી નથી, દેશીબદ્ધ કાવ્યોની ઘણીય પ્રતો મળી આવે છે તેના એક કુલણા છંદની બે પંક્તિઓમાંથી તેની અર્વાચીનતા પકડાઈ જાય છે આ પદ પ્રા કા મા ગ્ર ૧૫માં પૃ ૧૭ ઉપર પ્રકટ થયું છે ત્રેંડ ધર્મના સંપ્રદાયો ગણાવતાં જણાવ્યું છે કે—

ગોખના ભોખના મક્કના **મેરીના**
ભક્ત લાખો રહ્યા શા પ્રમાણે ?"

આમાં ગોખના ભક્તો એટલે મુસલમાનો અને મેરીના ભક્તો એટલે ખ્રિસ્તિઓ તેના જેવો ધાર્મિક પંડિત મુસલમાની ધર્મનું જ્ઞાન મેળવવા

જાય એ સંભવિત છે શું? એ કદાચ કોઈ સત્ય માને. પણ ખ્રિસ્તિ ધર્મ માટે શું? એ કાળે એ ધર્મનું જ્ઞાન તેને હોઇ શકે ખરૂ? આથી તેના છંદોબદ્ધ કાવ્યોની મૂળ પ્રાચીન પ્રતો ન મળી આવે ત્યાં સધી શંકાને અવકાશ રહેશે.

પ્રેમાનંદના માર્કણ્ડેય પુરાણમાં રત્નેશ્વરનું નામ જોવામાં આવે છે એ ખરૂ, પણ એ શંકાગ્રથિત ગણાય છે, અને એમ મેં પણ ઉપર દેખાડ્યું છે, તેથી એનું પ્રમાણ નકામું છે.

## હરિદાસ

હરિદાસના પણ કોઇ ગ્રંથમાં પ્રેમાનંદનું નામ નથી તે પોતાના ગુરૂને વિપ્ર કહે છે એ ખરૂં, પણ તેથી કંઇ પ્રેમાનંદજ હોવો જોઇએ એમ સિદ્ધ થતુ નથી. ગમે તે બ્રાહ્મણ હોઇ શકે, જેની પાસેથી તેણે સંસ્કૃત કથાઓ સાંભળી કાવ્ય લખ્યાં હોય. પ્રા. કા. માળામાં લખવામાં આવ્યું છે કે તેણે છ ગ્રંથમાં શ્લેષમાં પોતાના ગુરૂનું નામ આપ્યું છે, પણ તેના પ્રસિદ્ધ થએલા ગ્રંથોમાં તો કંઈ જણાતું નથી? તે વડોદરાનો વતની હતો તે પણ તેના ગ્રંથોમાંથી નીકળતું નથી. પ્રા. કા. માળામાં લખ્યું છે કે તે લેવડ દેવડને પ્રસંગે સુરત અને અમદાવાદ જતો અને કેટલાક ગ્રથો ત્યાં લખ્યાનું જણાય છે. લેવડ દેવડના પ્રસંગે થોડા દહાડા બહારગામ જાય, ત્યાં કાવ્યરચના કરવા બેસી જાય, એ માની શકાતું નથી, તેથી તે સુરતનો અથવા અમદાવાદનો વતની પણ કદાચ હોય એમ ધારૂં છું. પણ તે તો તેના અપ્રકટ ગ્રથો છપાય ત્યારે ખાત્રીથી કહી શકાય. આથી હરિદાસ પ્રેમાનંદનો શિષ્ય હોવાની વાતને પ્રમાણોની અપેક્ષા રહે છે.

## સુંદર

સુંદર મેવાડાને પ્રેમાનંદનો શિષ્ય ગણવા માટે માત્ર એકજ કારણ રજુ કરવામાં આવે છે. તે એ કે તેણે પ્રેમાનંદનો અધુરો દશમસ્કંધ પુરો કર્યો હતો. પરંતુ આ કારણ નબળું છે. દશમસ્કંધમાં તેણે કોઇ

સ્થળે પ્રેમાનંદનુ નામ જણાવ્યુ નથી, તેમજ પ્રેમાનંદનો રચેલો ભાગ પદ્યમા છે, ત્યારે એનો રચેલો ભાગ દેશીઓમા છે આવી રીતે અમુક કવિના અધુરા ગ્રથો પાછળના કવિઓએ પૂરા કર્યાના દૃષ્ટાંતો મળી આવે છે આથી પૂર્તિ કરનાર કવિઓ મૂળ કવિઓના શિષ્ય બની જતા નથી ઉદ્ધવનુ અધુરૂ પૂર્વ રામાયણ મધુસૂદને પુરૂ કર્યું હતુ, તે કઈ તેનો શિષ્ય નહોતો વળી સુંદર વડોદરાનો વતની પણ નહોતો, પરંતુ ખંભાતનો રહેવાશી હતો તે જ લખે છે કે—

ગયપોર પ્રગણા મધ્યે ધાર્મિનો પુરમા વાસ,
સુંદર હરિનો દાસ કહે પ્રભુ રાખો ચરણ પાસ

આથી જણાશે કે સુંદર પ્રેમાનંદનો શિષ્ય હોવાની વાત કોઈ રીતે સિદ્ધ થતી નથી પરંતુ પ્રાચીન કાવ્યમાળાના પ્રકાશકોએ આ સંબંધમા એક વિચિત્ર વાત લખી છે કે—જેમ હાલના સમયમા કોઈ ઈનામી પુસ્તક લખવામા પ્રથમ નમુનાનુ લખાણ માગવામા આવે છે, તેમ પ્રેમાનંદે પોતાના બધા શિષ્યો પાસે દશમના સ્કંધોના નમુના લખાવ્યા અને પછી સુંદરે પોતાને કવિપદ લગાડેલુ નહિ, તેથી તેનો નમુનો મંજુર કર્યો એ વાત તો કેવળ દંતકથાજ લાગે છે।

## દ્વારકાદાસ

જો પ્રેમાનંદના કોઈ પણ શિષ્યને માટે પુરાવો હોય તો તે દ્વારકાદાસ માટે છે તેણે ગોવર્ધનપૂજા એ કાવ્યમા પોતાનો જન્મ સં ૧૬૮૦મા વડોદરામા થયો હતો, એમ સ્પષ્ટ લખ્યુ છે

"સોળસે એંસીમા ઉદ્ભવ્યો નરક્ષેત્રની માય" તેની બીજી ગરબીમા કૃષ્ણ રામના સુતનુ નામ શ્લેષ રૂપે છે

"કૃપા કરી વિપ્ર પ્રભુ કૃષ્ણરામના રે લોલ" અંતે છેલ્લી ગરબીમા તો સ્પષ્ટ પ્રેમાનંદનુ નામ લીધુ છે—

પ્રેમ પદમાં તે મનસા મારી,
આનંદ પદને નાખું ઓવારી રે
કૃષ્ણા સુત કૃપા કરો મુંને સારી
નહિ થાય દ્વારકાદાસ અહંકારી."

આથી એને પ્રેમાનંદનો શિષ્ય માનવામાં હરકત નથી. પરંતુ ખરી ખાત્રી તો તેની મૂળ પ્રાચીન પ્રત જોઈએ, ત્યારે જ થાય.

### વલ્લભ

વલ્લભ તો પ્રેમાનંદનો પુત્ર હતો, એટલે તે તેનો શિષ્ય હોય એમાં તો શંકા જ નથી, એમ ઘણા કહે છે. અને વલ્લભના ગ્રંથોમાં તો પ્રેમાનંદ માટેજ નહિ, પણ તેના શિષ્યમંડળ માટે પણ ઠામ ઠામ સુચનો છે. પરંતુ હું કહુ છું કે પ્રેમાનંદનાં નાટકોની માફક વલ્લભના ગ્રંથો માટે પણ શંકા લેવાનાં પ્રબળ કારણો છે. આને માટે તેની ભાષા શૈલી વગેરેમાંથી પ્રમાણો આપી તેને આધુનિક ઠરાવી શકાય એમ છે. પણ તે માટે આ લેખમાં અવકાશ નથી. વળી તેની ભાષા સ્વાભાવિક નહિ, પણ કૃત્રિમ હશે. એમ દિ. બ. કેશવલાલભાઇના પ્રેમાનંદના નાટકોના બચાવની પેઠે કોઈ બચાવ કરે, તેથી અહિં ઐતિહાસિક પરિસ્થિતિ રજુ કરૂં છું.

પ્રથમ તો વલ્લભના કાવ્યારંભ વિષે દ્વારકાદાસ લખે છે કે મારો જન્મ સં ૧૬૮૦માં થયો હતો અને ૫૦ વર્ષે ગુરૂનો મેળાપ થયા હતો. હવે, તેણે કવિતા કરવા માંડી, ત્યારે વલ્લભે કહ્યું કે એવો ઘરડો શું કવિતા લખશે? આ વાત પ્રા. કા. માળામાં લખવામાં આવી છે. અને તે વખતે વલ્લભની ઉંમર ઓછામાં ઓછી પંદર વર્ષની હોય. તો તેનો જન્મ સં. ૧૭૧૫માં ઠરે છે. હવે તે પોતાનું પ્રથમ કાવ્ય મિત્રધર્માખ્યાન છેક સં. ૧૭૬૦માં એટલે પોતાની ૪૫ વર્ષની ઉંમરે લખે, એ વાત વલ્લભ જેવા ઉછૃંખલ કવિને માટે સંભવિત છે શું? પરંતુ કોઇ કહેશે કે મિત્રધર્માખ્યાન તેનું પ્રથમ કાવ્ય નહિ હોય, એનાં

પ્રથમના કાવ્યો નાશ પામ્યા હશે. પરંતુ રા. ગજેન્દ્રશંકર પંડ્યાએ સિદ્ધ કર્યું છે કે એ કાવ્ય તેનું પહેલવહેલું જ હોવું જોઇએ. આથી તેઓ વલ્લભનો જન્મ સં. ૧૭૪૦માં મુકે છે. પણ એમ મૂકતા બીજી એક અસંભવનીયતા નડે છે. તેનો તેમણે વિચાર કર્યો હોય એમ જણાતું નથી. વલ્લભ પ્રેમાનંદનો સૌથી મોટો છોકરો હતો, અને પ્રેમાનંદનો જન્મ તેમણે ખાત્રીથી સં. ૧૬૯૦થી૧૬૯૫ સુધીમાં માન્યો છે. તો તેને શું ૪૫-૫૦ વર્ષની વયે સંતતિ થઇ? પ્રેમાનંદ મોટી ઉંમરે નવી વહુ પરણ્યો હતો એમ તો કોઇએ કહ્યું જ નથી, તો પછી આ બાબતનો શો ખુલાસો ?

હવે બીજી બાબત શામળના ઉલ્લેખ વિષે રા. નટવરલાલ દેસાઇએ 'આવરણભંગ'માં સિદ્ધ કર્યું છે કે શામળના ગ્રંથોની રચનાના સંવતો જોતાં તેનો જન્મ સં. ૧૭૫૫ કરતાં વહેલો સંભવી શકતો નથી. હવે વલ્લભના સં. ૧૭૬૦માં તથા તે પછી સં. ૧૭૮૧ સુધીમાં રચાએલા તમામ ગ્રંથોમાં શામળના નામ સાથેના તેના ઉપર સખત હુમલા છે, એટલું જ નહિ પણ એકમાં તો શામળના આશ્રયદાતા સિંહુજના મુખી રખીદાસનો પણ સ્પષ્ટ ઉલ્લેખ છે. આમ શી રીતે બને એવું છે? રા. નટવરલાલ તેનો એવો ખુલાસો કરે છે કે એ શામળ કવિ સંબંધી નહિ હોય, પણ કોઇ બીજા સંબંધી હશે. પણ એવા ઉઘાડા આક્ષેપોનો એમ ખુલાસો થઇ શકે નહિ. રા. ગજેન્દ્રશંકર પંડ્યાને પણ આ કાળ-વિરોધ જણાયો છે અને તેથી તેઓ પણ શામળ-વલ્લભના ઝઘડાની અસંભવનીયતા માને છે. પરંતુ એઓ પણ તેનો ખુલાસો એમ કરે છે કે શામળ સંબંધી નિર્દેશ ગ્રંથના વિષયને જ લાગુ કરી શકાય. પણ હું કહું છું કે આવા ઉઘાડા આક્ષેપોની એવી સમજુતીથી ઐતિહાસિક દૃષ્ટિનું સમાધાન થઇ શકે નહિ, એ કરતાં વલ્લભના ગ્રંથોને જ કૃત્રિમ કેમ નહિ માનવા? મેં પ્રેમાનંદના સંબંધમાં આગળ લખ્યું છે તે પ્રમાણે વલ્લભના ગ્રંથો પ્રકટ થયા તે વખતે શામળના સમય સંબંધી ખોટો

ખ્યાલ હતો. તેથીજ એના લખનારે એ નિર્દેશો કરેલા એમ માનતાં શો બાધ આવે છે? રા. પંડ્યાએ પોતાના પુસ્તકના પૃ. ૫૦ ઉપર પ્રેમાનંદના અને શામળના ગ્રંથોના આવા 'અસંગતિદોષ' કેટલાક જણાવ્યા છે, પણ તેનો ખુલાસો કર્યો નથી. હું કહું છું કે તે અસંગતિદોષો સામાન્ય પ્રકારના નથી, કે તેને ગમે તેમ સમજાવી તેનો સમન્વય કરી શકાય. પણ તે કાળ વિરોધના અસાધ્ય મહાદોષ છે અને એવા દોષ-વાળા ગ્રંથો ઐતિહાસિક બીના સ્થાપિત કરવામાં કૃત્રિમ અને તેથી ત્યાજ્ય ગણાય છે. એ કોઇપણ ઐતિહાસિક સંશોધનનો અભ્યાસી કહી શકશે.

ત્રીજી બાબત પ્રેમાનંદના અંત સંબંધી છે. વલ્લભના સં. ૧૭૭૭થી ૧૭૮૦ સુધીનાં કાવ્યોમાં પ્રેમાનંદ તે વખતે જીવતો હોય એમ સ્પષ્ટ ઉલ્લેખ છે. હવે જો પ્રેમાનંદ એ કાળ પહેલાં હયાત ન હતો એમ ઠરે, તો આ કાવ્યોની કૃત્રિમતા ખુલ્લી થાય. પ્રેમાનંદના બીનતકરારી ગ્રંથોમાં સં. ૧૭૫૮ પછીનો કોઈ ગ્રંથ નથી, અને શંકાસ્થિત ગ્રંથોમાં પણ સં. ૧૭૬૬ પછીનો કોઈ નથી, છતાં તેનો અવસાનકાળ સં. ૧૭૯૦ અને ૧૭૯૬ સુધી લંબાવવામાં આવે છે! તેનું કારણ એટલુ જ છે કે સુંદરે પ્રેમાનંદનો દશમસ્કંધ સં. ૧૭૯૬માં પુરો કર્યો! હવે કોઇ કવિનો અધુરો ગ્રંથ બીજો અમુક સાલમાં પૂરો કરે, તેથી શું એ સમય સુધી મૂળ કવિનો કાળ લંબાવી શકાય? તો તો પછી ઉદ્ધવને સં. ૧૬૮૭ સુધી જીવતો રાખવો પડે! મેં આગળ જણાવ્યું છે તે પ્રમાણે સુંદર પ્રેમાનંદનો શિષ્ય હોવાનું કોઈ પ્રમાણ નથી. વળી સુંદરે પુરા કરેલા દશમની એક પ્રત રા. હીરાલાલ પારેખને મળી આવી છે, તેમાં તો તેની રચ્યા સાલ સં. ૧૭૭૩ છે.

> "સંવત સતર તહોતરે વસંતને દિને
> અધા બાવનથી અધુરા તે હરિકૃપાથી થયા પૂરણ."

આને કદાચ ગ્રંથારંભનું વર્ષ ગણીએ તો પણ એ વર્ષ પહેલાંજ

પ્રેમાનંદનો કાળ થએલો હોવો જોઇએ, જો એમ હોય તો વલ્લભના ગ્રંથોની કૃત્રિમતા સ્વતઃસિદ્ધ છે

વલ્લભના ગ્રંથોની એકે મૂળ પ્રત મળતી નથી, એ પણ તેને માટે શંકા લેવાને મજબુત કારણ છે પ્રેમાનંદનાં નાટકો અને શંકાસ્થિત કાવ્યો માટે પણ એમ છે શંકાસ્થિત ગ્રંથોની જ પ્રતો કેમ નહિ મળતી હોય અને બીજાની મળતી હશે !

વલ્લભના ગ્રંથોના આપેલા સંવતોની જ્યોતિષ ગણત્રીએ પરીક્ષા થઇ શકે એમ નથી, કારણ કે તેમાં તિથિવાર જણાવ્યા જ નથી પ્રેમાનંદના પણ શંકાસ્થિત કાવ્યો—દ્રૌપદીહરણ, અષ્ટાવક્રાખ્યાન અને માર્કંડેય પુરાણ તથા રત્નેશ્વરની મૂર્ખાવલિ અને ભાલણના બીજા નળાખ્યાનમાં પણ એમ જ છે આનું કારણ એટલું જ કે તેમાં જો ગમે તેમ તિથિવાર અડાડ્યા હોય તો તેની પરીક્ષા થતાં કૃત્રિમતા ઉઘાડી પડી જાય! પ્રેમાનંદના નાટકો અને વલ્લભના ગ્રંથોની શૈલી જોતાં બંને લેખક એક જ હોવા જોઇએ એમ રા. ડોલરરાયે સિદ્ધ કર્યું છે તેથી પણ વલ્લભના કાવ્યો અર્વાચીન ઠરે છે

## વીરજી

પ્રેમાનંદના શિષ્યમંડળનું અસ્તિત્વ સાબીત કરવા માટે વીરજી ઉપર સૌથી વધારે ભાર મૂકવામાં આવે છે કારણ કે વલ્લભના ગ્રંથો શંકાસ્થિત ગણવામાં આવે, પણ વીરજીના સંબંધમાં એવું કંઈ નથી. તેના ગ્રંથોની તો ગણીએ હાથપ્રતો મળે છે વળી, વીરજીએ તો વડોદરામાં વિદ્યાભ્યાસ કર્વાનું જણાવ્યું છે અને પ્રેમાનંદને 'પાવન' અને 'પ્રભુ' વિશેષણો લગાડ્યા છે, એટલે કોઈ કહે પ્રેમાનંદનો શિષ્ય હોવાની એની સ્થિતિ અચળ છે પણ હું કહુ છું કે વીરજી પણ પ્રેમાનંદનો શિષ્ય હોઈ શકે નહિ. પ્રથમ તો આપણે તેણે વડોદરામાં અભ્યાસ કર્યા સબંધી ઉલ્લેખનો વિચાર કરીશું બલિરાજાના આખ્યાનમાં તે લખે છે કે—

"દક્ષિણ દેશ બીજાપુરમાં પડિઓ આરો ભાર રે.
વિદ્યા અર્થે વટપુર સેવ્યું, ગુરૂનું કહેવું ન નામ રે.
બુરાનપુરવાસી તેથી બુરાનપુરમાં મુકામ રે."

તેમજ દશાવતારની કથામાં આ પ્રમાણે છે—

"સૂર્યપુત્રી તાપીબાઈ, તેને તટે મુકામ.
ચાતુર વેદી, મોઢ જ્ઞાતિ, ભજીએ સુંદર શ્યામ,
વટપુરીમાં વિદ્યા પામ્યાં, ગુરૂકૃપા ગામ નામ."

તે બુરાનપુરનો રહેવાસી હતો અને તેણે વિદ્યાભ્યાસ વડોદરામાં કર્યો હતો એટલુંજ આ લખાણમાંથી નીકળે છે, પણ પ્રેમાનંદ પાસે કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કર્યાનું એમાં લગારે સૂચન નથી. બુરાનપુર જેવા દક્ષિણના શહેરમાં ગુજરાતી શીખવવાની સવડ ન હોય, તેથી નાનપણમાં સગાસંબંધીને ઘેર રહી વડોદરામાં ગુજરાતીનો કે સંસ્કૃતનો અભ્યાસ કરવા આવ્યો હોય, એ સ્વાભાવિક છે. આ અભ્યાસ તેણે પ્રેમાનંદ પાસે કર્યો હતો, એમ પણ બની શકે એમ નથી. કારણ કે બંનેની કાવ્યપ્રવૃતિ સં. ૧૭૨૦માં શરૂ થાય છે, તેથી વીરજી પ્રેમાનંદ કરતાં મોટી ઉંમરનો નહિ હોય તો સરખી ઉંમરનો તો જરૂર હશે. એ બંને સહાધ્યાયી હોવાનો સંભવ નથી, કેમકે પ્રેમાનંદ તો ૧૪–૧૫ વર્ષની ઉંમર સુધી નિરક્ષર હતો એમ કહેવાય છે. એટલે પ્રેમાનંદ પહેલા તો તેણે વિદ્યાભ્યાસ પૂરો કરી દીધો હશે. તેણે લખ્યું છે કે 'ગુરૂનું કહેવું ન નામ રે.' એથી પ્રેમાનંદનું નામ તેણે ગુપ્ત રાખ્યું છે એમ કોઈ કહે; પણ તેમ નથી. તેમાં તો પોતાના વિદ્યાગુરૂનું નામ તેણે જણાવ્યું છે કારણ કે **आत्मनाम गुरोर्नाम नामातिकृपणस्य च। आयुष्कामो न गृह्णीयाज्ज्येष्ठपत्य कलत्रयोः॥** એ શાસ્ત્રવચનાનુસાર ગુરૂનું નામ ન લખવાની રૂઢી હતી.

હવે તેણે પ્રેમાનંદ નામનો કરેલો ઉલ્લેખ જોઈએ. સુરેખાહરણમાંથી નીચેની પંક્તિઓ પ્રા. કા. મા. ના પહેલા ગ્રંથમાં ઉતારવામાં આવી છે—

"નમસ્કાર નરસિંહ મહેતાને પ્રથમ કરૂ પ્રણામ
દાસ કબીર નમુ ભાવનુ મનમા (ન) ધરશો ગીમ
વછ નાગર ગુણઆગર પ્રણમુ ભાવ ધરીને મન
સુ દરદાસ પાવન પ્રેમાનંદ, ચિત્ત ના ધરશો ભિન્ન
મીરાબાઈ નામદેવ નિશ્ચે વંદુ તેના ચરણ
મારા બુદ્ધિમાને વિસ્તારૂ સુંખા કરૂ હરણ"

હવે, વિચારો આમા પ્રેમાનંદનુ નામ એકનુ નથી, પણ નરસિંહ, કબીર, મીરા, નામદેવ આદિ ભારતવર્ષના પ્રસિદ્ધ ભક્તકવિઓ સાથે લીધુ છે પ્રેમાનંદને જે અર્થમા તેનો ગુરૂ સમજવામા આવે છે તે અર્થમા સાકીના સધાને તેના ગુરૂ માનીનુ? પ્રેમાનંદનુ પ્રથમ કાવ્ય લક્ષ્મણાહરણ સ ૧૭૨૦માજ રચાયુ હતુ અને સુરેખાહરણ પણ એજ સાલમા તો શુ એટલા સમયમા પ્રેમાનંદની એટલી બધી ખ્યાતી થઈ ગઈ કે તેને આવા સતકવિઓની કોટીમા મકવામા આવે? વળી બને કાવ્યોની તિથિઓ તપાસીશુ તો સુરેખાહરણ પહેલુ અને લક્ષ્મણાહરણ પછીથી રચાએલુ જણાય છે સુરેખાહરણ વૈશાખ સુદ પાચમે રચાયુ હતુ, જ્યારે લક્ષ્મણાહરણ આસો સુદી પુનમે! રીરજીએ કાવ્ય રચ્યુ, ત્યારે પ્રેમાનંદનુ એક પણ કાવ્ય જ રચાયુ નહોતુ તો તે તેને સત-કવિઓની જોડે બેસાડે, એ લગારે શક્ય છે ખરૂ? અને પ્રેમાનંદની સત તરીકની ખ્યાતી તો તેના ઉત્તર જીવનમા કે ત્યાર પછી પણ કદી ફેલાઈ નથી એ પણ ધ્યાનમા રાખવાનુ છે

દિ બ કૃષ્ણલાલભાઈને આ કાળવિરોધ ખુચ્યો હશે, તેથી તેમણે પ્રેમાનંદનુ એક કાવ્ય સ ૧૭૨૦ પહેલા રચાયાનુ ઠરાવવાનો પ્રયત્ન ન્દ્રાખ્યાનની પ્રસ્તાવનામા પ્રયાસ કર્યો છે તેઓ લખે છે કે તેના મામેરાની તિથિ ચૈત્ર સુદી નોમ અને રવિવાર સ ૧૭૧૭મા જ્યોતિષ ગણત્રી પ્રમાણે બધ બેસે છે આ જ્યોતિષગણત્રી બરોબર છે અને કાવ્યદોહનમા તેની સ ૧૭૩૯ની આપેલી સાલ જ્યોતિષગણત્રીએ ખોટી

ઠરે છે, એ વાત ખરી છે. પરંતુ પ્રશ્ન એ છે કે મામેરા જેવું સારૂ કાવ્ય તેની પ્રથમ કૃતિ હોઈ શકે ખરી? તેથી ઉલટું લક્ષ્મણાહરણ એવું માલ વિનાનું છે કે તે તેની પ્રથમ કૃતિ હોવાને કોઇ જાતની શંકા રહે તેમ નથી. આ જોતાં મામેરું લક્ષ્મણાહરણ પહેલાં રચાયાનો બિલકુલ સંભવ નથી. ત્યારે ક્યારે રચાયું હશે? સં. ૧૭૩૯માં તો નહિજ, પણ સં. ૧૭૩૨માં. રા. કેશવલાલભાઇએ જણાવ્યું નથી કે મામેરાની સં. ૧૭૧૭ ની સાલ કઇ પ્રતમાંથી તેમણે આપી છે, પણ રા. અંબાલાલભાઇ જાનીના સુભદ્રાહરણની પ્રસ્તાવનામાં એ વર્ષ છે, તે સં. ૧૭૩૯ અને સં. ૧૭૩૨ની સાલની જ્યોતિષગણત્રીએ તપાસ કરતાં તે વર્ષમાં ચૈત્ર સુદી નોમે રવિવાર ચોક્કસ આવે છે. આથી મામેરાની રચ્યા સાલ સં. ૧૭૩૨ નિશ્ચિત થાય છે અને લક્ષ્મણાહરણ તેનું પ્રથમ કાવ્ય ઠરે છે.

ત્યારે સુરેખાહરણમાં પ્રેમાનંદના નમનો ખુલાસો શો? તે ખુલાસો તેની એકાદ હાથપ્રત જોવાથી સ્વત થઈ રહે છે. મારી પાસેની પ્રતમાંથી યથાસ્થિત પંક્તિઓ નીચે ઉતારું છું. આના સંબધની એકજ કડી જે પ્રા. કા. માળામાં છોડી દેવાઇ છે. તે પણ ઉતારવી જરૂરની છે.

"માનભાવ કવિ મોહોટા પંડિત સાધસિ (રો) મણ સંત,
વિપ્ર વીરજી તે ચરણે લાગે, મુજ થાયો કરૂણાવંત.
નમસ્કાર નરસી મહેતાને હું પ્રથમે નામું સીશ.
દાસ કબીર દયા કરે તો વારૂ વાત કરીશ.
વછનાગર સાગર પ્રણમું ભાવ ધરીને મન્ય.
**સુરદાસ પાવન પરીમાનન્દ** ચિત ન ધરશો ભીન.
મીરાંબાઈ નામદેવનાં હું નીસદિન વંદુ ચર્ણ.
સર્વ તણી કીપાએ કરીને કહુ સુરેખા હર્ણ.

પ્રા. કા. માળાના ઉતારામાં સુંદરદાસ છે, જ્યારે આમાં સુરદાસ છે. સુંદરદાસ હોય તો તે કયો? સં. ૧૭૭૩ કે સં. ૧૭૯૬માં દશમસ્કંધની પૂર્તિ કરનાર મેવાડી તો તે નજ હોઇ શકે, એ સ્પષ્ટ છે. માટે

માગ ઉતારામા સુરદાસ છે તેજ ગરીબગ છે તેના બલિરાજાના આખ્યાનમાં પણ સુરદાસ જ છે સુરદાસ વ્રજભાષાના સુપ્રસિદ્ધ ભકત કવિ હતા એ તો સર્વવિદિત છે તેની સાથમા પ્રેમાનંદનુ નામ મૂકી તે બને માટે મનમા ભેદભાવ ન રાખવો એમ કહેવાનો શો અર્થ? પણ ખરી રીતે તો પરીમાનંદ એટલે પ્રેમાનંદ નહિ, પણ પરમાનંદ એ પરમાનંદદાસ પણ વ્રજભાષાના પ્રસિદ્ધ ભકત કવિ હતા અને વળી તેમની ગણના એ ભાષાના અષ્ટસખા કે અષ્ટછાપ કવિવૃન્દમા થાય છે વળી તે સુરદાસના મિત્ર હતા, તેથી બનેને એક સ્વરૂપ ગણવાનુ કવિ કહે છે આ પ્રમાણે સુરદાસ કે પરમાનંદદાસને 'પાવન' વિશેષણ સર્વ રીતે યોગ્ય છે, કેમકે તેમની ગણના ભારતવર્ષના ભકતજનોમા છે નાભાજીની ભકતમાળામા એમના નામ છે, પ્રેમાનંદનુ નથી, બલિરાજાના આખ્યાનનુ 'પાવન' રૂપ પ્રભુ પ્રેમાનંદ એ પદ પણ પરમાનંદદાસને અનુલક્ષીને હશે એમ હુ ધારૂ છુ 'હશે' કહેવાનુ કારણ કે મારી પાસે એ આખ્યાનની હાથપ્રત નથી, તેથી સુરેખા હરણની પેઠે ખાત્રીથી કહી શકતો નથી પણ આ સબધમા એક વાત વિચારવાની છે તે એ કે આખ્યાનનાજ અતમા તે કહે છે કે 'ગુરૂનું લહેવુ ન નામ રે' તો પછી તેણે આરંભમા પ્રેમાનંદનુ નામ કેમ લઈ દીધુ? આથી એ ઉલ્લેખ પ્રેમાનંદ સંબધી ગણીએ તો પૂર્વાપર વિરોધ આવે છે અને તેની પ્રતિજ્ઞાનો ભગ થાય છે મે આપેલા ઉતારાની લડી જોઇશુ તો કવિની આશય સત કવિઓ ગણવાનો જણાય છે પણ પ્રેમાનંદની ખ્યાતિ ભક્ત કે સત તરીકે જાણવામા છે જ નહિ, તો એનુ નામ શી રીતે લે? રત્નદાસના સતકૃપાએ શબ્દમા રિ બ. નરસીલાલભાઈ પ્રેમાનંદની પવિત્રતા કલ્પે છે, એ આગળ જણાવ્યુ છે પણ તેઓ તે તેની ઉત્તરાવસ્થા માટે જણાવે છે અને અહિં તો તની કાવ્યપ્રવૃત્તિના આરભની વાત છે તેથી રત્નદાસની સાક્ષી પણ આ બાબતમા અસગત–Irrelevent–છે ત્યારે કોઈ કહેશે કે તેણે રમમજીના કર્તા વગ્રજનુ નામ કેમ લીધુ?

તેના જવાબમાં જણાવવાનું કે આ વચ્છનાગરને વછરાજ એમ ગણવાને માટે કંઈ આધાર નથી તે દિદનો બીજો પણ કોઈ ભક્તરાજ હોય; તેમ ન હોય અને બંને એક જ હોય. તો પણ બહુ વંધો પડતો નથી. કેમકે વછરાજ જંબુસરની કબીરપંથની ગાદીના સાધુ હતા. તેથી તેમની ખ્યાતિ ભક્ત તરીકે તે કાળે હોય તો આશ્ચર્ય નહિ.

વીરજી કામાવતીની કથાને અંતે બે પંક્તિઓ લખે છે—

"કાલિદાસ સરખા કવિજન રઘુવંશ કીધો પાવન,
તેહ તણા પદપંકજ ભજી સેવક થઈ બોલ્યો વીરજી."

આમાં દિ. બ. કેશવલાલભાઈ પ્રેમાનન્દ અને રઘુવંશના ભાષાંતરનું ગર્ભિત્ સૂચન જુવે છે પણ મારી સાદી બુદ્ધિને તો એ દર્શન થતું નથી, સરખા શબ્દથી છેતરાવાનું નથી. એ શબ્દ વાપર્યો એટલે કાલિદાસથી ભિન્ન વ્યક્તિ ઠરે નહિ. ગુજરાતીમાં આવી શબ્દરચના નથી થતી શું ? દા. ત. પ્રેમાનંદ સરખો કવિ શામળના વિવાહમાં બિભત્સ દેખાવ કરે અને ગાળો લખે ખરો? તિલક સરખા આગેવાન આમ બોલે તો બીજાનો શો આશરો ? આમાં શું આપણે 'સરખા' શબ્દથી મૂળ પ્રેમાનંદ અને તિલક નહિ સમજતાં તેથી ભિન્ન વ્યક્તિઓ સમજીશું? માટે ઊપરની પંક્તિઓ કાલિદાસને જ લાગુ પડી શકે છે. વળી પ્રેમાનંદનું રઘુવંશનું ભાષાન્તર ક્યાં છે ? તેને માટે દંત કથા વિના કંઈ આધાર છે ખરો કે ? અને સં. ૧૭૨૫માં કામાવતીની કથા લખાઈ છે, તેથી પ્રેમાનંદે તે ભાષાંતર એની લેખનપ્રવૃત્તિના આરંભમાં જ લખ્યું હતું એમ માનીશું ?

વીરજીને પ્રેમાનંદે શામળની હરિફાઈમાં વાર્તાઓ લખવાનું કામ સોંપ્યું હતું, એમ કહેવામાં આવે છે કે તેણે ફારસી ભાષાની ધાટી પર કવિતાઓ લખી હતી, એ વાત પણ સાવ ખોટી જ છે; વીરજીને ફારસીનું જ્ઞાન હતું, એ બાબત તેના કોઈપણ ગ્રંથમાંથી જણાઈ આવતી નથી. તેણે બેએક વાર્તાઓ લખી છે; પરંતુ બીજાં તો પ્રચલિત શૈલી

પ્રમાણે આખ્યાનો જ લખ્યા છે. તેની કાકુગજની કથા તો પ્રસિદ્ધ થઈ નથી, પણ કામાવતીની કથા પ્રકટ થઇ છે તેમા તેના ફાન્સીના જ્ઞાનની ગંધ પણ નથી, એ પોતે જ એના-અંતે લખે છે કે એ કથાનુ મૂળ પદ્મપુરાણ છે—

"ઉગમતે દિન પુરણ થઇ, ચંદ્રસેનને વ્યાસે કહી
પદ્મપુરાણ તણો ઇતિહાસ, મર્મ લહે કો વીરજા વ્યાસ"

આથી જેમ રત્નેશ્વરે મરાઠીની ધાટી ઉપર કવિતા લખી એ વાત ખોટી છે, તેમ વીરજીએ ફાન્સીની ધાટી ઉપર વાર્તાઓ લખી એ વાત પણ નિરાધાર ઠરે છે

વલ્લભના એક કાવ્યમા વીરજીનો ઉલ્લેખ છે પણ જ્યા સુધી એના કાવ્યો શંકાસ્થિત છે, ત્યા સુધી એ પુરાવો નકામો છે આ ઉપરથી સ્પષ્ટ થયુ હશે કે વીરજી પ્રેમાનંદનો શિષ્ય હોઇ શકે નહિ વળી, તેના સુરેખાહરણના ઉલ્લેખ ઉપરથી પ્રેમાનંદનો જન્મકાળ સં ૧૭૦૦ની પાછળ લઈ જવાની જરૂર નથી

## શામળનો ઉલ્લેખ

હવે એક બે વાત બાકી રહે છે કાવ્ય દોહનમા પ્રસિદ્ધ થએલી શામળની મદનમોહના વાર્તાની અંતે નીચે પ્રમાણે પંક્તિઓ છે—

નંદ ગરાગ તાણું નહિ પુત્ર ન મુજ ગુણ ગાય,
રાજદરબારે રઝળવુ મેળવી નથી પસાય
ભાટ, બ્રાહ્મણ ને ભાઇવા, નાખી મૂકે પોક,
શામળ ભવાભવના કરે તેથી થાએ શોક
રીઝવી ગાન ને તાનથી, હાથે લેઈ કરતાળ
શિષ્યો ગુરુનો નાદરા, વાદવા શો માલ?

પરંતુ આ પંક્તિઓ મદનમોહનાની ઘણી હાથપ્રતોમા છે નહિ અને તેથી તે ક્ષેપક મનાય છે દિ બ કાનલવલ્લભઈએ પ્રેમાનંદના નિબંધમા

તેને સ્પષ્ટ રીતે ક્ષેપક જાહેર કરી છે. તેમાં એક અનૈતિહાસિકતા પણ છે. આમાં રાજ દરબારે રઝળતું એ શબ્દો પ્રેમાનન્દના નંદરબારના રાજાના આશ્રયને અનુલક્ષીને છે. પ્રેમાનન્દે પોતાનાં કેટલાંક કાવ્યોમાં નંદરબારનું નામ લીધું છે એ વાત ખરી. પણ ત્યાં રાજાનો આશ્રય મળ્યાની વાત જણાવી નથી. તેણે તો માત્ર 'ઉદર નિમિત્ત સેવ્યું' એમ જણાવ્યું છે. પ્રેમાનંદ સુરત વગેરે સ્થળે કથા કરવા જતો, તેમ નંદરબાર પણ ગયો હશે, એ સ્વાભાવિક છે. પરન્તુ તેના સમયમાં નંદરબારમાં રાજાજ ન હતો, પણ મુસલમાની રાજ્ય હતું એ ઐતિહાસિક સત્ય છે. તો ત્યાં રાજ્યાશ્રય કયાંથી મળે? એટલે આ પંક્તિઓ ઈતિહાસ વિરૂદ્ધ છે. પણ કદાચ એ ક્ષેપક ન હોય તો પણ તેનાથી પ્રેમાનન્દના શિષ્યમંડળનું અસ્તિત્વ સિદ્ધ થતું નથી. તેની છેલ્લી પંક્તિમાં શિષ્યોની વાત છે ખરી. પણ એનાં પહેલાંની પંક્તિ જુઓ. એમાં ગાનતાન અને કરતાળની વાત છે. એટલે એમાં જણાવેલા શિષ્યો તે કવિઓ નહિ, પણ કથા કરનારના સંગીત વગાડનાર જોડીદારનો જ એમાં નિર્દેશ છે. 'અષ્ટવક્રાખ્યાન'માં પ્રેમાનન્દને 'રાજગુરૂપદ' લગાડયું છે. પણ એ કાવ્ય શંકાસ્થિત હોવાથી તેનો પુરાવો સંદિગ્ધ છે.

## દયારામનું સૂચન

પ્રેમાનન્દના પાંચાલીપ્રસન્નાખ્યાન નામના નાટકમાંથી કેટલીક કાવ્યની પંક્તિઓ ટાંકીને દિ. બ. કેશવલાલભાઈએ પ્રેમાનન્દના નિબંધમાં જણાવ્યું હતું કે એમાં પ્રેમાનન્દના શિષ્યમંડળનો ગર્ભિત ઉલ્લેખ છે. વળી એમ. એ. ના એક પ્રશ્નપત્રમાં દયારામના ષડ ઋતુવર્ણનની તેને મળતી કેટલીક પંક્તિઓ ટાંકી બતાવી હતી, માટે આપણે એ પંક્તિઓ અહીં જોઈએ—

દયારામ—

**કુસુમિત વન ઉપવન થયાં, ગુંજે ભૃંગ મદ માતા**
મદન રતિ જાણે લગ્ન લહી મગ્ન મંગળ ગાતા.

કિંશુક ફુલ પીત રક્તતા લાગે એ જ પ્રમાણે,
નિતનુ વ્યાઘ્ર વિરહી હ્રદે વિડાર્યું નખ જાણે!
ત્રિવિધ સમીર વૃન્દાટવી પરભૃત ફલ બોલે,
લલિત સુમન મધુ સ્રવે, હરિ વધુ ઉર ડોલે,
પ્રફુલીત કુમ મહુકારના દ્વિજ પ્રમુદિત ઝુમે,
અનુપમ મોટી એળચી લચી ગોરતની લુમે
પ્રેમાનંદ—

આ તે વિચિત સુમન મધુકણ સ્રવે ગર્કે
વા મધુરી ગુર્જરીની 'મીઠાશ મોંઘી વાણી!
કિંશુક કુસુમ રક્ત પીતવર્ણું વાસવનું,
અનતિ આ ગુલાબ ગુર્જરી મંદામણિ!
ઉપવન કુસુમિત જોઇ મત્તભ્રમર ગુંજે,
અકલ પરભૃત આ વાણી કે પ્રેમી તણી!
સુરભીએ મહકાર પ્રફુલ્લિત પૂર્ણ કીધા,
પ્રમુદિત દ્વિજ ગિરા સુરભી સુહામણી!

આ બે કડીના સરખાવવાથી સ્પષ્ટ જણાય છે કે દશમમાંના ઋતુવર્ણનમાંથી પંક્તિઓ લેઇને જ નાટકના લખનારે કાવ્યની રચના કરી છે વળી 'અકલ પરભૃત' એ પદમાં તેણે આ મૂળ પ્રેમાનન્દ નથી, પણ બીજો કોઇ છે એમ પણ જણાવી દીધુ છે છતા પણ પ્રેમાનન્દે પોતાના શિષ્યમંડળનું તેમાં સૂચન કર્યું છે, એને માટે પણ ખાસ આધાર નથી તે દિ બ કેશવલાલભાઇ કહે છે, ત્યારે જ જાણીએ છીએ. બાકી તો તે વસંત વર્ણનને જ લાગુ પડે છે. જો એમાં ગૂઢ આવું સૂચન જોવા જઇએ તો તેમાંથી આધુનિક કવિઓ જેવા કે કુસુમ માળાના કર્તા નરસિંહરાવ, ગુલાબસિંહ લખનાર મણિલાલ, મન્ત મણિશંકર, વગેરેનુ પણ સૂચન તારવી ન શકાય? આથી પ્રેમાનન્દનુ શિષ્યમંડળ સિદ્ધ કરવાને એ પ્રમાણ નકામું છે

## ઉપસંહાર

આ ચર્ચા ઉપરથી એટલું સ્પષ્ટ થયુંજ હશે કે પ્રેમાનંદની કાવ્ય-શાસ્ત્રશાળા કે તેના કવિ શિષ્યમંડળનું અસ્તિત્વ અત્યાર સુધીનાં પ્રમાણોથી સિદ્ધ થઇ શકતું નથી, એટલુંજ નહિ પણ એક સિવાયના બીજા કવિઓ તેના શિષ્ય હોવાની વાત પણ માની શકાય એવી નથી. વળી જેમ રાજકીય ઈતિહાસ માટે મૂળ પ્રમાણભૂત સાધનો જોવાની અપેક્ષા રહે છે, તેમ સાહિત્યના ઈતિહાસ માટે પણ વિશ્વસનીય મૂળ હાથપ્રતો જોવાની તેટલી જ આવશ્યકતા છે. કેટલાક એમ ધારે છે કે અમૂક કાવ્યો છપાઈ ગયા પછી તેની મૂળ પ્રતોની જરૂર નથી. પણ આ ચર્ચામાંથી સ્પષ્ટ થયું હશે કે એવી પ્રતોમાંથી પણ ઘણી ઉપયોગી માહિતી નીકળી આવે છે. માટે એવી પ્રતો પણ સાચવી રાખવાની ખાસ જરૂર છે.

અહિ આ પ્રતોના સંબંધમાં એક બે બાબતોનો વિચાર કરીએ. કા. દો. માં દ્રૌપદીહરણ, માર્કણ્ડેય પુરાણ, વગેરે પ્રસિદ્ધ થયાં છે, એથી કેટલાક ધારે છે કે તેની જુદી મૂળ પ્રતો સ્વ. ઇચ્છારામભાઈને હાથ લાગી હશે. અને આ બાબત ઉપર રા. બ. હરગોવિંદદાસભાઇએ પણ નાટકોના ખુલાસામાં ભાર મૂકયો છે. પણ સ્વ. ઇચ્છારામભાઇએ પોતાના વૈકુંઠવાસ પહેલાં થોડા વખત ઉપર સ્પષ્ટ જણાવ્યું હતું કે દ્રૌપદીહરણ આદિની તેમને જુદી પ્રતો મળી નહોતી. પણ સ્વ. નાથાશંકર શાસ્ત્રીએ પૈસા લઇને નકલો ઉતારી મોકલી હતી. સ્વ. ઇચ્છારામભાઇ પેઠે બીજા પ્રકાશકો સત્ય દર્શન માટે કયારે તત્પરતા બતાવશે?

બીજૂં, ઉકત લેખમાં રા. બ. હરગોવિંદદાસે જણાવ્યું છે કે સ્વ. નાથાશંકર જીવતા હતા તે વખતે જો રા. નરસિંહરાવે નાટકોનો પ્રશ્ન ઉપાડયો હોત તો તેમને મૂળ પ્રતો બતાવવામાં આવત પણ સ્વ. મણિલાલ નભુભાઇ અને સ્વ. બાળાશંકરે એ નાટકો પ્રસિદ્ધ થતાં હતાં ત્યારેજ ખાનગી રીતે શંકા જાહેર કરી હતી એમ સાંભળ્યું છે.

એ વાત કદાચ ખોટી હોય, તો પણ તે પ્રસિદ્ધ થયા પછી તુરત જ સ્વ ઇચ્છારામભાઈએ 'ગુજરાતી'માં તેની પ્રતો જોવા અને ફોટા માટે રૂપીઆ પાંચસો પાંચસોની જાહેર ચેલેન્જ બહાર પાડી હતી તેનું શું? તે વખતે સ્વ નાથાશંકર હયાત હતા, તો એ પ્રતો બહાર કેમ ન આવી?*

છેવટે, એટલું જ લખવાની જરૂર છે કે આ લેખ લખવામાં સત્યદર્શન અને ઇતિહાસની ચર્ચા સિવાય બીજો કોઈ હેતુ નથી કેટલાક પ્રેમાનન્દના શિષ્યમંડળના અસ્તિત્વથી ગુજરાતી સાહિત્યનું ગૌરવ માને છે તેઓ આનાથી નારાજ થશે અને મારાં વિધાનો સ્વીકારવા તત્પરતા નહિ બતાવે, એમ હું સમજું છું છતાં પણ ઐતિહાસિક સત્યના એક નમ્ર સેવકથી સત્ય છુપાવી શકાય નહિ અમુક બીના આપણા ગૌરવને હાનિકર્તા હોય, છતાં પણ સત્ય હોય તો ઇતિહાસના આલેખનમાં તેનો અનાદર કરવો ઉચિત ગણાતો નથી નહિ તો પછી ઇતિહાસ એકાક્ષી અને પક્ષપાતી જ થઈ જાય આ દૃષ્ટિ આપણામાં જાગશે, ત્યારે આપણા પ્રાન્તમાં ઐતિહાસિક સંશોધનનું કામ આગળ ધપશે, અન્યથા નહિ જ

---

* નાટકોના ખુલાસાના લેખમાં ર ર હરગોવિંદદાસભાઈ જણાવે છે કે દ્રૌપદી હરણની અને શામળશાહના વિવાહની મૂળ પ્રતો તેમની પાસે છે એ વિવાહ તેમણે, 'સાહિત્ય'માં પ્રગટ કર્યો ત્યારે તો એમ જણાવ્યું હતું કે તેમની પાસે મૂળ પ્રત નથી, પણ તેમના પોતાના હાથે ઉતારેલી પ્રત છે તો એ પાછળથી મળી આવી કે કેમ? આ સંબંધમાં હું તેમને નમ્ર વિનતિ કરૂં છું કે એ પ્રતો તેઓ શ્રી આનંદશંકર બાપુભાઇ, ર મોહનલાલ દલીચંદ દેસાઇ, શ્રી જીનવિજયજી આદિ પ્રાચીન પ્રતોના અનુભવી તટસ્થ વિદ્વાનો પાસે રજુ કરી તે પ્રાચીન હોવાની અને તે વીરજીના હાથની એટલે ત્રણસો વરસની જુની હોવાની ખાત્રી કરાવે તો સારૂં, જેથી કોઇના મનમાં વ્હેમ ન રહી જાય

# સદ્‌ગત રામલાલ મોદીના મહત્ત્વના લેખો

[સદ્‌ગતે તૈયાર કરેલી પોતાના ૧૫૫ લેખોની સંપૂર્ણ યાદી ઉપરથી આ સૂચિ તૈયાર કરવામાં આવી છે. આ પુસ્તકમાં લેવામાં આવ્યા છે એ સિવાયના, એ સૂચિમાંના લેખોને આપણી એકાદ સાહિત્યસંસ્થા ગ્રન્થસ્થ કરશે તો ખાસ કરીને ગુજરાતના પુરાતત્ત્વના વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓ માટે એ ગ્રન્થ ઘણો ઉપયોગી થઈ પડશે

શ્રી. ભો. જે. સાંડેસરા]

૧ એક નવીન ઐતિહાસિક શિલાલેખ ('ગુજરાતી' દીપોત્સવી અંક ઈ. સ. ૧૯૧૦)

૨ ઔરંગઝેબના સમયનો હિંદુ ઇતિહાસકાર (બુ. પ્ર. જુલાઈ ૧૯૧૬)

૩ વાયડા જ્ઞાતિનો પ્રાચીન વૃત્તાન્ત (જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ એપ્રિલ જુન ૧૯૧૭. જુદી પુસ્તિકા રૂપે પણ છે.).

૪ કંઈક ઐતિહાસિક અન્વેષણ (કાન્હડદે પ્રબન્ધ ઉપરથી સૂચિત વસન્ત, વૈશાખ આષાઢ ૧૯૭૩)

૫ અમરચંદ્રસૂરિ (વાયડા મિત્ર, પોષ–મહા, સં. ૧૯૮૦)

૬ વાયડની પ્રાચીનતા (વાયડા મિત્ર, આશ્વિન, ૧૯૭૭)

૭ વાયડની વાવ (વાયડા મિત્ર, ચૈત્ર ૧૯૭૮)

૮ વાયડા જ્ઞાતિ સંબંધી કેટલાક પ્રાચીન લેખ (વાયડા મિત્ર વૈશાખ ૧૯૭૮)

૯ દક્ષિણમાં વાયડાની વસ્તી (વાયડા મિત્ર જ્યેષ્ઠ ૧૯૭૮)

૧૦ કૃષ્ણવિષ્ટિ–ભાસના નાટકનો અનુવાદ ('ગુજરાતી' દીપોત્સવી અંક ૧૯૨૪

૧૧ ધર્મારણ્યની ઐતિહાસિક સમાલોચના (પ્ર. જ. પાઠક સંપાદિત 'ધર્મારણ્ય'નો ઉપોદ્‌ઘાત)

૧૨ પાટણની સ્થાપનાના તિથિ-વાર (કાન્તમાલા'મા)

૧૩ જીવદેવસૂરિ (વાયડા મિત્ર અષાડ ૧૯૮૩)

૧૪ પાટણના ગ્રન્થભંડારો (બુ પ્ર ફેબ્રુઆરી ૧૯૩૦)

૧૫ શું કર્ણદેવ વાઘેલો દુષ્ટ ચરિત હતો ? (ગુજરાતી દીવાળી અંક ઈ સ ૧૯૩૩)

૧૬ સાતમી પ્રાચ્ય વિદ્યા પરિષદ (કૌમુદી, ફેબ્રુઆરી ઈ સ ૧૯૩૪)

૧૭ કવિ કલ્પનાના પ્રાણીઓ (ગુજરાતી દીવાળી અંક ઈ સ ૧૯૩૪)

૧૮ કવિ કેશવદાસનો સમય (ગુજરાતી દીવાળી અંક ઈ સ ૧૯૩૫ સ ૧૯૯૧)

૧૯ ઐતિહાસિક દૃષ્ટિએ બહુચરાજીની ઉત્પતિ (ગુજરાત સમાચાર દીવાળી અંક ૧૯૩૬)

૨૦ જૈન સાહિત્યમા બહુચરાજી (ગુજરાત સમાચાર દીવાળી અંક ૧૯૩૭)

૨૧ સરસ્વતી સહસ્રલિંગની કઈ દિશાએ હતી ? (ગુજરાતી ૧૯-૧૨-૩૭)

૨૨ સિદ્ધરાજના પ્રતિપન્ન પુત્ર ચાહડ કોણ હતો ? (ફા ગુ સભા ત્રૈમાસિક એપ્રિલ-જુન ૧૯૩૮)

૨૩ પાટણની જગાએ પહેલા કઈ નગર હતુ ? (પ્રસ્થાન, ભાદ્રપદ ૧૯૯૦ અભ્યાસગૃહ પત્રિકા, કાર્તિક ૧૯૯૩)

૨૪ મહમ્મદ ગઝનવીની ચઢાઈ વિષે હિન્દુ લેખકોના ઉલ્લેખો (ગુજરાતી દીવાળી અંક ૧૯૩૮)

૨૫ ગુર્જર સમ્રાટ જયસિંહદેવ સિદ્ધરાજનુ બિરુદ કેમ પામ્યો ? (ગુજરાત સમાચાર દીવાળી અંક ૧૯૩૮)

૨૬ પાટણની પોળોનુ વર્ગીકરણ (અભ્યાસગૃહ પત્રિકા ભાદ્રપદ-આસો ૧૯૯૪)

૨૭ ગુજરાતનો સંશોધનાત્મક ઇતિહાસ-અવલોકન (માનસી સપ્ટેમ્બર ૧૯૩૮)

૨૮ ચાહડ–સોમેશ્વર (ફા.ગૂ.સ. ત્રૈમાસિક. જાન્યુ. માર્ચ ૧૯૩૯)
૨૯ શામળના સમયનો વિચાર (સાહિત્યકાર–શામળઅંક ગુજરાતી, દીવાળી અંક ૧૯૯૫)
૩૦ બ્રહ્મપુરી ગામ ક્યાં આવ્યું ? (ફા ગૂ સ. ત્રૈ. ઓકટો. ડિસે. ૧૯૩૯)
૩૧ મંત્રી ઉદયન અને તેનો વંશ (ફાર્બસ સભા મહોત્સવ ગ્રંથ)
૩૨ હૈમસારસ્વત સત્રનાં સંસ્મરણો (ગુજરાતી તા. ૨૬–૧૧–૩૯)
૩૩ સોલંકી સમયના રાજ્યાધિકારીઓ (ગુજરાત સમાચાર દીવાળી અંક સં. ૧૯૯૬)
૩૪ સોલંકી સમયના રાજપુરુષોની નામાવલિ (ભારતીય વિદ્યા, વર્ષ ૨, ખંડ ૧ ઓકટોબર ૧૯૪૦)
૩૫ વીસલદેવ વાઘેલો (ગુજરાત સમાચાર દીવાળી અંક ૧૯૯૯)
૩૬ સિદ્ધરાજ અને કુમારપાલનાં બનાવટી દાન પત્રો (બુ. પ્ર. જાન્યુ. માર્ચ ૧૯૪૪).
૩૭ પંડિત નાનાક (આચાર્ય ધ્રુવ સ્મારક ગ્રન્થ)
૩૮ પ્રાચીન સમયની જકાત નીતિ (૧૫ મું સાહિત્ય સંમેલન, વડોદરા)
૩૯ હિન્દ અને ગુજરાતની જકાત નીતિ (પ્રજાબંધુ, દીપોત્સવી અંક સં. ૨૦૦૦)
૪૦ મધ્યકાલીન ગૂજરાતના ઇતિહાસનો અભ્યાસ (ગુજરાત સમાચાર દીવાળી અંક સં. ૨૦૦૧. ઇતિહાસ સંમેલન નિબંધસંગ્રહ)
૪૧ સારંગદેવ વાઘેલો (ગુજરાત સમાચાર દીપોત્સવી અંક ૨૦૦૨)
૪૨ દેવપ્રબોધાચાર્ય (ગુજરાત સમાચાર દીપોત્સવી અંક ૨૦૦૩)
૪૩ વનરાજે પાટણને રાજધાની કેમ કર્યું ? (ગુજરાત દીપોત્સવી અંક ૨૦૦૩)

---

## સ્વ. રામલાલ મોદી સ્મારક-ગ્રંથ ફાળામાં
## ફાળો આપનારની યાદી.

| | | | | |
|---|---|---|---|---|
| રૂા | ૫૧-૦-૦ | શ્રી | કાંતિલાલ ચીમનલાલની કંપની | મુંબઇ |
| | ૨૫-૦-૦ | „ | રમણલાલ ડાહ્યાભાઈ શાહ | „ |
| | ૨૫-૦-૦ | „ | નટવરલાલ ગોપાલદાસ શાહ | નાગપુર |
| | ૨૫-૦-૦ | „ | પુરૂષોત્તમદાસ ભીખાભાઈ શાહ | પાટણ |
| | ૫૧-૦-૦ | „ | આપાલાલ હીરાલાલ હસ્તે કાંતિલાલ આપાલાલ | „ |
| | ૨૫-૦-૦ | „ | રસિકલાલ જમનાદાસ | „ |
| | ૨૫-૦-૦ | „ | જયંતકુમાર ડાહ્યાલાલ | „ |
| | ૨૫-૦-૦ | „ | કાંતિલાલ મથુરદાસ | „ |
| | ૨૫-૦-૦ | „ | અમથાલાલ મોહનલાલ | „ |
| | ૧૫૧-૦-૦ | | પાટણની દશા વાયડા જ્ઞાતિ | |
| | ૨૫-૦-૦ | સ્વ | કેશવલાલ છોટાલાલ હસ્તે ચંદુલાલ કેશવલાલ | પૂના |
| | ૨૫-૦-૦ | „ | જીવાચંદ દલસુખરામ હસ્તે જશવંતલાલ નટવરલાલ | પાટણ |
| | ૨૫-૦-૦ | શ્રી | ચીમનલાલ ચુનીલાલ પરીખ | „ |
| | ૧૫-૦-૦ | „ | બાલમુકુંદ પરસોતમદાસ | „ |
| | ૧૦૧-૦-૦ | | પોપટલાલ દેવીદાસ પરીખ | અમદાવાદ |
| | ૨૫-૦-૦ | „ | નાનાલાલ નાથાભાઇ શાહ | વડોદરા |
| | ૨૫-૦-૦ | „ | કૃષ્ણલાલ મોહનલાલ પારેખ | મુંબઈ |
| | ૨૫-૦-૦ | „ | નટવરલાલ વિઠ્ઠલદાસ પરીખ | મહેસાણા |
| | ૨૫-૦-૦ | „ | ચુનીલાલ પરસોતમદાસ પારેખ હસ્તે ગોકળદાસ ચુનીલાલ | પાટણ |

| | | | |
|---|---|---|---|
| ૨૫—૦—૦ | શ્રી. | હીરાલાલ સી. લેખંડવાલા | મુંબઇ. |
| ૨૫—૦—૦ | ,, | રામલાલ નરોતમદાસ શાહ | ઇન્દોર. |
| ૧૦—૦—૦ | ,, | નટવરલાલ નાનાલાલ શાહ | પાટણ |
| ૫—૦—૦ | ,, | જયસુખલાલ ત્રી. શાહ | વડોદરા. |
| ૫—૦—૦ | ,, | મૂળજીભાઇ પી. શાહ | અમદાવાદ. |
| ૫—૦—૦ | ,, | રમણકાંત ચી. શાહ | ,, |
| ૫—૦—૦ | ,, | ભોગીલાલ સી. શાહ | મુંબઇ. |
| ૫—૦—૦ | ,, | રસિકલાલ ત્રી. શાહ | શીક્કાપોર્ટ. |
| ૫—૦—૦ | ,, | કનૈયાલાલ ફકીરભાઇ મહેતા | મુંબઇ. |
| ૫—૦—૦ | | એક જ્ઞાતિબંધુ | પાટણ. |
| ૧૨૫—૦—૦ | ,, | સારાભાઈ છોટાલાલ કાશીપારેખ | અમદાવાદ. |
| ૫૦—૦—૦ | ,, | ગટુભાઇ માણેકલાલ કીનખાબવાલા | સુરત. |
| ૨૫—૦—૦ | ,, | રમણલાલ મગનલાલ દલાલ | વડોદરા. |
| ૨૫—૦—૦ | ,, | અમથાલાલ મથુરદાસ શાહ | પૂના. |
| ૧૦—૦—૦ | ,, | મૂલચંદદાસ મોહનલાલ શાહ | વડોદરા. |
| ૫—૦—૦ | ,, | કાંતિલાલ અમૃતલાલ શાહ | અમદાવાદ. |
| ૫—૦—૦ | ,, | કાંતિલાલ નરસિંહલાલ પરીખ | હિંમતનગર |
| ૫—૦—૦ | ,, | ડો. પ્રાણલાલ વિઠ્ઠલદાસ નગરશેઠ | ભરૂચ. |
| ૫—૦—૦ | ,, | ઠાકોરલાલ વિઠ્ઠલદાસ નગરશેઠ | ભરૂચ. |
| ૫—૦—૦ | ,, | પોપટલાલ વી. શાહ | પાટણ. |
| ૧૫૧—૦—૦ | ,, | ડાહ્યાભાઈ માણેકલાલ શાહ | અમદાવાદ. |
| ૫૧—૦—૦ | ,, | હસમુખલાલ માણેકલાલ કાશીપારેખ | ,, |
| ૨૫—૦—૦ | ,, | ચંદુલાલ નરોતમદાસ શાહ | પૂના. |
| ૧૧—૦—૦ | ,, | ચુનીલાલ ગીરધરલાલ રંગવાળા | વડોદરા. |
| ૨૫—૦—૦ | ,, | પનાલાલ મોહનલાલ | પાટણ. |

| | | |
|---|---|---|
| ૧૧-૦-૦ | શ્રી. એન રમીકલાલની કંપની | પાટણ |
| ૧૦-૦-૦ | ,, નટવરલાલ ગોરધનદાસ પરીખ | ,, |
| ૫-૦-૦ | જયંતીલાલ વી શાહ | ,, |
| ૫-૦-૦ | ,, નંદલાલ પનાલાલ પરીખ | ,, |
| ૫-૦-૦ | ,, ગીરધર મધુસુદનદાસ પરીખ | ,, |
| ૨૫-૦-૦ | ,, ચંપકલાલ દેવીદાસ દલાલ | મુંબઇ |
| ૧૦-૦-૦ | ,, વંદ્રાવનદાસ ચુનીલાલ | પાટણ |
| ૫-૦-૦ | ,, ત્રીકમલાલ ઇશ્વરલાલ ગાંધી | ,, |
| ૧૦૦-૦-૦ | એક ગૃહસ્થ હસ્તે રસિકલાલ | ,, |
| ૧૦-૦-૦ | ,, કાલીદાસ બાપુલાલ શાહ | કડી |
| ૧૦-૦-૦ | , સુંદરલાલ માણેકલાલ પરીખ | પાટણ |
| ૫-૦-૦ | ,, સુંદરલાલ નરોત્તમદાસ પરીખ | ,, |
| ૫-૦-૦ | ,, કૃષ્ણકાંત મોહનલાલ પરીખ | ,, |
| ૧૫-૦-૦ | , રતનલાલ ચીમનલાલ શાહ | વડોદરા |
| ૨૫-૦-૦ | ,, વત્રભદાસ અંબાલાલ પરીખ | મીઠાપુર |
| ૨૫-૦-૦ | ,, છગનલાલ નગીનદાસ હસ્તે રમણલાલ | કડી |
| ૧૫-૦-૦ | જીવણલાલ બ્રધર્સ હસ્તે કાંતિલાલ | ,, |
| ૧૦-૦-૦ | ,, સુંદરલાલ નાનાલાલ પરીખ | પાટણ |
| ૭-૦-૦ | ,, કાંતિલાલ ચુનીલાલ પરીખ | ,, |
| ૫-૦-૦ | એક ગૃહસ્થ | ,, |
| ૫-૦-૦ | એક ગૃહસ્થ | ,, |
| ૫-૦-૦ | ,, શાંતિલાલ મોહનલાલ પરીખ | ,, |
| ૫-૦-૦ | , રતનલાલ ભેરૂમલ કાશ્યપ | નાગપુર |
| ૫-૦-૦ | ,, રમણલાલ ભીખાભાઇ શાહ | વડોદરા |

૨૫—૦—૦ સ્વ. કેશવલાલ હીંમતલાલ દલાલ
હસ્તે વ્રજલાલ વડોદરા.
૫૧—૦—૦ શ્રી. પનાલાલ મગનલાલ ,,
૧૦—૦—૦ ,, કાંતિલાલ મગનલાલ ગાંધી સંખેડાબાદરપુર.
૨૫—૦—૦ ,, રસિકલાલ મગનલાલ પરીખ અમદાવાદ.
૨૫—૦—૦ ,, ભાઇલાલ મોતીલાલ પારેખ ,,
૧૫—૦—૦ ,, શાંતિલાલ ચીમનલાલ પરીખ ,,
૫૧—૦—૦ ,, રમણલાલ અમથાલાલ પરીખ પાટણ.
૭—૦—૦ ,, વલ્લભદાસ હીરાલાલ ,,
૭—૦—૦ ,, જીવણલાલ પુંજાલાલ પટવા ,,
૫—૦—૦ ,, જેઠાલાલ અચરતલાલ પરીખ અમદાવાદ.
૫—૦—૦ ,, નરેન્દ્ર ભોગીલાલ ,,
૫—૦—૦ ,, ચીમનલાલ ઠાકોરલાલ ભરૂચ

**રૂા. ૧૮૯૬—૦—૦ કુલ.**



ફાળો આપનારનો જે અનુક્રમ વાયડા મિત્રમાં જાહેર થયો છે તે અનુક્રમ પ્રમાણે આ યાદી રજુ કરી છે.

